# નવપદ ઉપાસના

લેખક :

સ્વ. પરમારાધ્યપાદ, પ્રાતઃસ્મરણીય, સિદ્ધાંત-
મહોદધિ, શુદ્ધચારિત્રચુડામણિ પ્રેમસૂરીશ્વરજી
મહારાજના શિષ્યરત્ન શાસનપ્રભાવક તપોમૂર્તિ
પંન્યાસજી ભાનુવિજયજી ગણિવર્યના શિષ્યરત્ન

**પૂ. મુનિરાજ શ્રી ધર્મગુપ્તવિજયજી મ.**





પ્રકાશક :

**પ્રેમ પ્રકાશન મંદિર**

મુ૦ દાદર (મુંબઈ-૨૮)

# લેખકનું પ્રાક્કથન

નવપદ ઉપરની ભક્તિથી પ્રેરાઇને આ પુસ્તક લખવા લલચાયો છું.

નવપદથી વધીને ત્રણ ભુવનમાં કોઈપણ વસ્તુ શ્રેષ્ઠ અને પવિત્ર નથી. પવિત્રતમ પરમતારક વસ્તુ એટલેજ નવપદ.

નવપદ એ વિશ્વની સર્વશ્રેષ્ઠ સંપત્તિ છે. વિશ્વનો સર્વશ્રેષ્ઠ શણગાર છે.

નવપદ એ વિશ્વનો સાચો પ્રભુ છે

નવપદનો અચિન્ત્ય મહિમા છે.

નવપદથી અતિરિક્ત બીજો કોઈ વિષય સાચા લેખક માટે લખવાલાયક નથી.

તમારે લખવું હોય, વાંચવું હોય, વિચારવું હોય, બોલવું હોય, ધ્યાન કરવું હોય, સંપર્ક કરવો હોય, ભક્તિ-ઉપાસના કરવી હોય તો એકમાત્ર નવપદની જ કરજો.

નવપદ એટલે ભવસાગર તરવાની સર્વશ્રેષ્ઠ સ્ટીમર.

આ પુસ્તકમા મેં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ. આ નવપદ ઉપર શાસ્ત્રાધારે સરળ અને સાદી ભાષામાં મારી નવપદ ઉપરની ભક્તિ વ્યક્ત કરવા એક નાનકડો પ્રયત્ન કર્યો છે તે વાંચવાથી નવપદનું સાચું સ્વરૂપ સમજાશે નવપદ પ્રત્યે

ભક્તિ–બહુમાન જાગ્રત થશે નવપદની વિધિપૂર્વક આરાધના કરવાનું મન થશે. આરાધનાનો વેગ વધશે, આરાધના કરવા માટેના નવા વિચારો પ્રાપ્ત થશે.

નવપદ ઉપર ચિંતન કરતાં કરતાં આ પુસ્તક લખાઈ ગયું છે. તેમાં હું તો માત્ર નિમિત્તભૂત છું. ખરો યશ તો નવપદજી મહારાજને તથા પૂ. ભવોદધિતારક ગુરુદેવ તપોમૂર્તિ પંન્યાસજી ભાનુવિજયજી ગણિવર્યના ફાળે જાય છે. તેઓશ્રીની કૃપાપ્રસાદીથી જ આવા ગહન વિષય ઉપર લખવા હું શક્તિમાન થયો છુ મારા પરમોપકારી પૂ. ગુરુદેવે આ ગ્રંથનું સંશોધન કરી આપી મારા ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. પૂ. ગુરુદેવે ૧ થી ૬ પદો ઉપરનું લખાણ શોધી આપ્યું છે. બાકીના ત્રણ પદોનું તથા શ્રીપાળ મયણાના જીવન ચરિત્રનું લખાણ મેં બહુ સૂક્ષ્મતાથી અનેકવાર જોઈ લીધું છે. છતાં છદ્મસ્થ સહજ કાંઈપણ અનુપયોગથી શાસ્ત્રવિરુદ્ધ લખાઈ ગયું હોય તો અંતઃકરણ-પૂર્વક મિચ્છામિ દુક્કડં.

મારી ધારણા મુજબ આ પુસ્તક નવપદના ઉપાસક આત્માઓને જરૂર ગમી જશે. તેઓને કંઈકને કંઈક નવીન પ્રેરણા જરૂર મળી રહેશે વચ્ચે વચ્ચે આ પુસ્તક લખતાં મારા હૃદયમાં જાગેલી ઉર્મિઓ પણ મેં ઠાલવી છે. ગતાનુ-ગતિક લખવાનો મારો સ્વભાવ નથી. મને કંઈક નવી અર્થસ્ફુરણા થાય તો જ લખવાનો પરિશ્રમ લઉં છું.

મેં તો જિનાગમોરૂપી સાગરમાંથી એક બિંદુ લઈને તેને શબ્દ દેહ આપી તેને મોટું બતાવવા એક બાલીશ પ્રયત્ન કર્યો છે. બાકી તો નવપદ જેવા વિષય ઉપર લખવાનું

મારૂં ગજું શું છે? પરંતુ માત્ર ઉપકારીના ગુણ ગાવા ખાતર એક યથામતિ નાનકડો શુભ પ્રયત્ન કર્યો છે.

આશા છે કે શ્રીસંઘ જરૂર આ પુસ્તકને સન્માનની દ્રષ્ટિથી જોઇ આવકારશે.

* જગતના માનવોને દુ:ખમુક્ત, દોષમુક્ત થવાનો એકજ માર્ગ છે, તે નવપદની નિષ્કામ ઉપાસના.

* નવપદની ઉપાસના કર્યા વગરના માનવોજ જગતમાં દુઃખ દર્દ દ્રારિદ્ર અને દૌર્ભાગ્યના ભોગ બનેલા છે.

* નવપદના ઉપાસકને સુખ શાન્તિ અને સૌભાગ્યની પ્રાપ્તિ સુલભ છે.

* માટે આજથી જ નવપદ ભગવાનનું સમર્થ શરણ સ્વીકારી નિર્ભય બની જાવ.

* નવપદ ઉપર અનન્ય શ્રદ્ધા અને સાધના એ સિદ્ધિનો સરળ અને સીધો ઉપાય છે.

* નવપદની ઉપાસનાથી પ્રતિકુળ પણ અનુકુળ બની જાય છે.

* રાગી પણ વિરાગી બની જાય છે.

* ભોગી પણ ત્યાગી બની જાય છે.

* સંસારી સિદ્ધ બની જાય છે.

* રંક પણ રાય બની જાય છે.

* કુરૂપ પણ સુરૂપ બની જાય છે.

* રોગી પણ નિરોગી બની જાય છે.

* દુર્ભાગી સોભાગી બની જાય છે.

* દુર્ભાષી સુભાષી બની જાય છે.

* આપત્તિઓ સંપત્તિઓ બની જાય છે.
* શત્રુઓ પણ મિત્ર બની જાય છે.
* કીર્તિકમલા તેના ચરણોમાં આળોટે છે.
* પ્રશંસા અને પ્રસિદ્ધિ તેનો સાથ છોડતાં નથી.
* કંચન અને કામીનીનો તો તે કંત બની જાય છે.
* સ્વર્ગના દેવોને પણ વંદનીય બની જાય છે
* અશક્ય વાત પણ તેના માટે શક્ય બની જાય છે.
* નવપદના સાચા ઉપાસકથી નિર્વાણ દૂર નથી.
* સર્વસિદ્ધદાતા નવપદ ભગવાનની પવિત્ર મન વચન કાયાથી ઉપાસના કરવાથી સૌ સારૂં અને સુંદર બની આવે છે.

નવપદની ઓળખ કરાવી તેની ભક્તિમાં જોડવા આ પુસ્તક લખવાનો એક નમ્ર અને નાનકડો શુભ પ્રયત્ન કર્યો છે.

યુગના પલટાતા પ્રવાહો સાથે લખવાની પદ્ધતિમાં પણ પરિવર્તન લાવવું જરૂરી છે.

શાસ્ત્રીય પદાર્થો એના એ જ હોવા છતાં નવા નવા દ્રષ્ટિકોણથી વસ્તુની સરળ અને સાદી ભાષામાં રજુઆત કરવાથી આજની પ્રજામાં આવા પવિત્ર વિષયોમાં રસ ઉભો કરી શકાશે.

આપણે સંઘની ઉગતી નવી પેઢીને પણ આપણી સાથે નવપદની આરાધનામાં જોડવી છે. તેના માટે તેને નવપદ શું છે? તેનો મહિમા શું છે? તેની આરાધના કેવી રીતે કરવી? આરાધનાનાં ઐહિક અને પારલૌકિક ફળો શું છે? વગેરે બાબતોથી તેને સુપરિચિત બનાવવી પડશે

નવપદની શાશ્વતી બે ઓળીઓમાં નવપદ ઉપરનાં પ્રવચનો સાંભળનારો આજે વર્ગ કેટલો ?

જે વર્ગ પર્યુષણા સિવાય પ્રાયઃ પૂ મુનિરાજોના પ્રવચનોમાં અને પરિચયમાં આવતો નથી એવા ભાગ્યવાનો માટે આવું સરળ સાદું અને સાત્ત્વિક સાહિત્ય ઉપકારક બની રહેશે દેવગુરુ ધર્મતત્ત્વ તરફ આકર્ષણ ઉભું કરી શકાશે. શુદ્ધ સાત્ત્વિક સાહિત્ય એ આજના ભૌતિકવાદના યુગમાં વિશ્વના માનવોને સાચી જીવનદિશા બતાવવા માટે ધ્રૂવતારો બની રહેશે.

શ્રીસંઘની નવી પેઢી ધર્મસ્થાનોથી દૂર ને દૂર જઈ રહી છે એવા ટાણે આવું સાહિત્ય તેના હાથમાં મૂકવાથી તે ધર્મસ્થાનોનું મહત્ત્વ સમજતી થશે. ધર્મસ્થાનોનું મહત્ત્વ એકવાર સમજ્યા પછી તેને ધર્મસ્થાનોમાં આવવા માટે આમંત્રણ પાઠવવું નહિ પડે. પછી તો તે હોંશે હોંશે આપમેળે ધર્મસ્થાનોમાં દોડી આવશે.

આજના વિજ્ઞાનયુગના ઝેરીલા પ્રચારથી આજની પ્રજામાં સાચા ખોટાની પરીક્ષા કરવાની ક્ષમતા પ્રાયઃ રહી નથી. ભળતા વિચારોએ વિજ્ઞાનયુગના માનવીના મગજને ભ્રમિત કરી દીધુ છે

ગમે તે વાંચવાનો શોખ આજની પ્રજામાં વધી પડ્યો છે. શું વાંચવું ? શા માટે વાંચવું ? વાંચીને શું મેળવવું છે ? મારા હાથમાં કેવું પુસ્તક શોભે ? વગેરે બાબતોનો વિચાર સભ્ય સમાજના માનવીને પ્રાયઃ રહ્યો નથી

માણસ કેવું વાંચન કરે છે તેના ઉપરથી તેની યોગ્યતા કે અયોગ્યતાનું માપ નીકળે છે. તમને જો હલકું શૃંગારિક

સાહિત્ય વાંચવું ગમે છે તો તમારી મનોવૃત્તિ હલકી છે એમ સમજવું. તમને ઉત્તમ સાત્ત્વિક ધર્મપોષક નીતિવિષયક સાહિત્ય વાંચવું ગમે છે તો તમારી મનોવૃત્તિ સારી છે એમ સમજવું.

બગડેલી પરિસ્થિતિને સુધારવા કંઇક સક્રિય શક્ય કરવું તો પડશે ને? ખાલી રોદણાં રોવાથી શું વળવાનું છે?

પતનનાં નિમિત્તો ખૂબ વધી પડ્યા છે, એવા ટાણે આજની પ્રજાને પતનની ગર્તામાં ગબડતાં બચાવવા તેની સામે આત્મિક ઉત્થાનનાં વિપુલ સાધનો પણ વહેતાં મૂકી દેવાં પડશે ને? શાસ્ત્રશુદ્ધ સાત્ત્વિક સાહિત્ય એ માનવીને સાચો જીવનપથ બનાવનાર સોમિયો છે.

નવપદ એ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ભવસાગર તરવા માટેનું આલંબન છે. જેણે નવપદનું આલંબન મજબૂત પકડ્યું તેને કદીયે પછી દુઃખ, દુર્ગતિ, દૌર્ભાગ્ય પકડી શકતાં નથી.

માટે સૌ કોઈ નવપદના સાચા સ્વરૂપને સમજી યથાશક્તિ નવપદની આરાધનામાં જોડાઇ કર્મમલ ધોઇને પરમપદના ભોક્તા બનો એ જ એક મંગલકામના.

નવપદ ભગવાન સૌનું કલ્યાણ કરો.



# પ્રકાશક સંસ્થાનું નિવેદન



પૂ. વિદ્વાન મુનિરાજશ્રી ધર્મગુપ્તવિજયજી મહારાજ સાહેબે રચેલ સાહિત્ય શ્રેણીનું આ દળદાર ત્રીસમું પુસ્તક પ્રગટ કરતાં અમારી સંસ્થા ખૂબજ આનંદ વ્યક્ત કરે છે.

આ સંસ્થાની સ્થાપના બાદ ઘણા ટુંકા ગાળામાં ૭ થી ૮ પુસ્તકો પ્રગટ થયાં છે. તેમાં ત્રણ તો મોટાં પુસ્તકો છે.

આજ સુધીમાં પૂ મહારાજશ્રીના સાહિત્યની લગભગ બે લાખ નકલો કુલે પ્રગટ થઈ છે.

પૂ. મહારાજશ્રીએ ઊંચા તત્ત્વજ્ઞાન વિષયક પુસ્તકો પણ લખ્યાં છે. પૂ સાધુ-સાધ્વીના સંયમ વિકાસ માટેનાં પણ પુસ્તકો લખ્યાં છે અને બાળકોના જીવનનું ઉચ્ચ ચારિત્ર ઘડતર કરનારાં પુસ્તકો તો ઘણાં જ લખ્યા છે.

તત્ત્વજ્ઞાન વિષયક પુસ્તકો :

(૧) જૈન દર્શન, (૨) વૈરાગ્ય ગંગા, (૩) ષોડશક પ્રવચનો, (૪) સરળ નવ તત્ત્વ, (૫) ત્રણ ભાષ્યોનું વિજ્ઞાન.

પૂ. સાધુ-સાધ્વી વિષયક પુસ્તકો :

(૧) સયમનો સાચો સાથી, (૨) શ્રમણની જીવન સંપત્તિ.

બાલોપયોગી સાહિત્ય :

(૧) સંસ્કાર ધન ભાગ ૧ થી ૧૨, (૨) બાળકોની વાર્તાઓ

મનનીય સાહિત્ય :

(૧) ચિંતન, (૨) તત્ત્વચિંતન, (૩) સાહિત્ય સરિતા, (૪) રત્નમાલા ભાગ ૧-૨, (૫) શલ્યોદ્ધાર.

આ 'નવપદ ઉપાસના' પુસ્તક પૂ. મહારાજશ્રીએ ખૂબ ચિંતન કરીને આધુનિક શૈલીમાં લખ્યું છે. આ ઢબનું નવપદ ઉપરનું પુસ્તક પ્રાયઃ આજના કાળે આ પ્રથમ હશે !

એકેક પદ ઉપર ભાવાત્મક સુંદર રસમય વર્ણન કરેલું છે. આ પુસ્તકનું શું મહત્ત્વ છે તે તો વાંચીને પાઠકો જ નિર્ણય કરશે.

આ પુસ્તક પ્રકાશનમાં માલેગામ(મહારાષ્ટ્ર)ના શ્રી સંઘે જ્ઞાનખાતામાંથી રૂા. ૧૦૦૧) આર્થિક સહાયરૂપે આ સંસ્થાને આપેલા છે. દાદર આરાધના ભવનના જ્ઞાનખાતામાંથી પણ આ સંસ્થાને રૂા. ૧૦૦૧) ભેટ મળેલા છે. તદુપરાંત માલેગામ નિવાસી શેઠશ્રી સેવંતીલાલ ભોગીલાલ શરાફ તરફથી આ સંસ્થાને રૂા. ૧૦૦૧) આ ગ્રંથના પ્રકાશનમાં શરૂઆતથી ભેટ મળેલા છે. તે સિવાય જે જે શ્રુતપ્રેમી સાધર્મિક બંધુઓએ આ સંસ્થાના કાયમી સભ્ય બનીને સંસ્થાને આર્થિક રીતે પગભર કરી છે તે સૌનો આ સંસ્થા અંતઃકરણ પૂર્વક આભાર માને છે.

માલેગામના શ્રી સંઘે આ સંસ્થાને આર્થિક રીતે મજબુત કરી સાહિત્ય પ્રવૃત્તિને ખૂબ જ વેગ આપ્યો છે તે બદલ આ સંસ્થા પુનઃ માલેગામના સંઘનો ખૂબ જ આભાર માને છે.

યેવલા નિવાસી એક શ્રાવિકાબહેન આ સંસ્થાને મોટી રકમનુ દાન કરી આ સંસ્થાના કાયમી પ્રાણદાતા બન્યા છે. આ પુસ્તકમાં તેઓશ્રીના સ્વર્ગસ્થ પતિનો ફોટો મૂકી સંસ્થાએ કદર કરી છે

નવપદ ઉપાસના પુસ્તકમાં સારા ઊંચા કાગળ વાપરવામાં આવ્યા છે. ટ્રુ કલર બ્લોકમાં આકર્ષક ટાઇટલ છપાવેલું છે. આ ગ્રંથને શકય આકર્ષક બનાવવા સંસ્થાએ પૂર્ણ કાળજી રાખી છે.

આ ગ્રંથમાં નવપદનું વિસ્તૃત રસમય વર્ણનની સાથે શ્રીપાળરાજાનું ચરિત્ર પણ છે.

આ પુસ્તક તમારા હાથમાં આવે તો એકવાર વાંચી મૂકી દેશો નહિ, પરંતુ તેનો નિત્ય સ્વાધ્યાય કરજો. જરૂર તેમાંથી તમને નવ્યપ્રકાશ મળશે. નવપદનું રહસ્ય જાણવા મળશે. નવપદ આરાધકોએ તો આ પુસ્તક પ્રગટ થતાં જ પોતાના ઘરમાં તુરત વસાવી વારંવાર વાંચી ચિંતન કરવા લાયક છે.

સાહિત્યમાં લેખકનો આત્મા બોલતો હોય છે. માટે ત્યાગી, સંયમી, જ્ઞાની, શ્રદ્ધાળુ લેખકોનું સાહિત્ય વાંચવા મળે તો જરૂર પુનઃ પુનઃ વાંચી તેને જીવનમાં અમલી બનાવવા શકય પ્રયત્ન કરવો જોઇએ.

સૌ આ પુસ્તકનો સદુપયોગ કરી સદ્ગતિ સાધક નવપદની ઉપાસનામાં લાગી લેખકનો પ્રયત્ન સફળ કરશે એવી આશા સાથે વિરમું છું.

| | |
|---|---|
| ૪, જડાવભુવન | લિ. |
| ડૉ. ડી. સીલ્વારોડ | આપનો |
| મુ. દાદર (મુંબઈ–૨૮) | શ્રીપતલાલ સુરચંદ બંગડીવાળા |
| ટે નં. ૪૫૪૬૫૦ | માનદ્ મંત્રી |
| સં. ૨૦૨૭, જેઠ વદ ૫ | પ્રેમ પ્રકાશન મંદિર |

પ્રેમપ્રકાશન મંદિર(દાદર)ને આધ્યાત્મિક સાહિત્ય પ્રકાશનમાં
કાયમી આર્થિક સહકાર આપનારા શ્રુતપ્રેમી

# સભ્યોની શુભ નામાવલી

| નામ | ગામ | સભ્ય શ્રેણી | |
|---|---|---|---|
| વનમાળાબેન રમણલાલ ચેવલાવાલા | | પ્રાણદાતા | ૫૦૦૦ |
| એક મુમુક્ષુ સદ્‌ગૃહસ્થ શાતાકૃઝ મુંબઈ | | શ્રુતપ્રચારક | ૧૦૦૧ |
| સેવંતીલાલ ભોગીલાલ | માલેગામ | ,, | ,, |
| મોહનલાલ અજેરાજ મહેતા | દાદર | શ્રુતભક્ત | ૫૦૧ |
| મહેતા પોપટલાલ કેવળદાસ લીંચવાળા | | ,, | ,, |
| ધુત્રાલાલ પોપટલાલ કુંડવાળા | મુંબઈ | ,, | ,, |
| શ્રીપતલાલ સુરચંદ બંગડીવાળા | દાદર | શ્રુતસભ્ય | ૨૫૧ |
| લીલાધરભાઈ ખેતશીભાઈ | ,, | ,, | ,, |
| નેમચંદભાઈ વેરશીભાઈ | ,, | ,, | ,, |
| છન્નાલાલ ગૌતમચંદ શાહ | મુંબઈ | ,, | ,, |
| રમણલાલ મફતલાલ શાહ | ,, | ,, | ,, |
| રમણલાલ માણેકચંદ | ,, | ,, | ,, |
| મોહનલાલ ત્રીભોવનદાસ | ,, | ,, | ,, |
| શાંતીલાલ ચુનીલાલ | માલેગામ | ,, | ,, |
| વીરચંદ મગનલાલ શાહ | ,, | ,, | ,, |
| જયંતિલાલ વસંતલાલ એન્ડ બ્રધર્સ | ,, | ,, | ,, |
| ભાગચંદ ડગડુશા | ,, | ,, | ,, |
| મોતીલાલ વીરચંદ | ,, | ,, | ,, |
| શ્રી માલેગામ જૈન સંઘ જ્ઞાનખાતા | ,, | ,, | ,, |

| નામ | ગામ | સભ્ય શ્રેણી | રૂા. |
|---|---|---|---|
| ધુવાલાલ પોપટલાલ કુંડાવાળા | મુંબઈ | શ્રુતપ્રેમી | ૧૫૧ |
| ચીમનલાલ કેશવલાલ કંઠરાવીવાળા | ,, | ,, | ૧૦૧ |
| રીખબાજી મન્નાલાલજી લુણાવાવાળા | દાદર | ,, | ૧૦૧ |
| વાલચંદ ચુનીલાલ | ,, | ,, | ,, |
| સ્વ મહેતા પોપટલાલ કેવળદાસ લીંચવાળા | મુંબઈ | ,, | ,, |
| કેશવલાલ હીરાચંદ | ,, | ,, | ,, |
| અંબાલાલ ઇશ્વરલાલ | ,, | ,, | ,, |
| ચંદ્રકાન્ત જમનાદાસ શાહ | ,, | ,, | ,, |
| ચીમનલાલ ટોકરશી | ,, | ,, | ,, |
| હઠીસીંગ રતનચંદ શાહ | ,, | ,, | ,, |
| મહેતા જેઠાલાલ કેવળદાસ | ,, | ,, | ,, |
| મહેતા કીલાચંદ ત્રીકમલાલ | ,, | ,, | ,, |
| સાકરચંદ શીવલાલ શાહ | ,, | ,, | ,, |
| રસીકલાલ વાડીલાલ | ,, | ,, | ,, |
| મંગળદાસ ડાહ્યાભાઈ | ,, | ,, | ,, |
| બાબુલાલ અમૃતલાલ | ,, | ,, | ,, |
| મહેતા પ્રભુદાસ હઠીસીંગ | ,, | ,, | ,, |
| રવજીભાઈ કલ્યાણજીભાઈ | ,, | ,, | ,, |
| શાહ કેશવલાલ ઘેલચંદ | મલાડ | ,, | ,, |
| શાહ કંકુચંદ પુનમચંદ | માલેગામ | ,, | ,, |
| શાહ લાલજી રવજી | ,, | ,, | ,, |
| કુંવરલાલ રૂપચંદ | ,, | ,, | ,, |
| અનિલકુમાર હરખચંદ | ,, | ,, | ,, |
| પન્નાલાલ રતનચંદ | ,, | ,, | ,, |
| પુષ્પલતાબેન ભોગીલાલ સંઘવી | ,, | ,, | ,, |

| નામ | ગામ | સભ્ય શ્રેણી | રૂા |
|---|---|---|---|
| કાંતાબેન કાંતીલાલ ઠગોદકર | માલેગામ | શ્રુતપ્રેમી | ૧૦૧ |
| મોતીબેન વસંતલાલ | " | " | " |
| સુરેખાબેન રાજેન્દ્ર શાહ | " | " | " |
| રમણલાલ દામોદર મહેતા | " | " | " |
| ડૉ વસનતલાલ દામોદર | " | " | " |
| ડૉ. વી. ડી. મહેતા | " | " | " |
| ડૉ. નવલરાય શાહ | " | " | " |
| ડૉ. જૈન | " | " | " |
| ડૉ. નાણાવટી | " | " | " |
| ડૉ મતીશ | " | " | " |
| ચોપટલાલ પુનમચંદ શાહ | " | " | " |
| મહેતા જગદીશ શાંતિલાલ | " | " | " |
| રમેશભાઇ મુન્નાલાલ | " | " | " |
| મહેતા કેસરીચંદ (સોજતવાલા) | " | " | " |
| શાહ રતીલાલ વીરચંદ | " | " | " |
| પન્નાલાલ વિનોદકુમાર | " | " | " |
| સુશીલકુમાર કુંવરલાલ શાહ | " | " | " |
| કીશનદાસ ભુખણદાસ | " | " | " |

દાદર "આરાધના ભવન" પોષધશાળાના જ્ઞાનખાતામાંથી રૂા ૧૦૦૧) સંસ્થાને ભેટ મળ્યાં છે

માલેગામ જૈન શ્વે. મૂર્તિ સંઘના જ્ઞાનખાતામાંથી 'નવપદ ઉપાસના' (જીનાશિક) પુસ્તકમાં રૂા ૧૦૦૧)ની મદદ મળી છે



## સ્વ. ધર્માનુરાગી શેઠશ્રી ભોગીલાલ બાલુશા

એવલાવાલા (મહારાષ્ટ્ર)



પોતાના ઉપકારી સ્વ. પૂ પિતાશ્રીના પુણ્યસ્મરણાર્થે
તેઓશ્રીના સુપુત્રો શાહ જયંતીલાલ ભોગીલાલ તથા
શાહ શેવંતીલાલ ભોગીલાલ તરફથી આ ગ્રંથમાં
રૂા. ૧૦૦૧)ની આર્થિક મદદ મળી છે.
તે બદલ ધન્યવાદ.

# શુદ્ધિ પત્રક

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૪ | ૧૭ | જીવન | જીવ |
| ૮ | ૧૨ | તહિ | નહિ. |
| ૯ | ૪ | જાત જાતના | જાતના |
| ૧૩ | ૨૧ | સવ શ્રેષ્ઠ | સર્વ શ્રેષ્ઠ |
| ૧૪ | ૧૩ | સુગંધદાર | સુગંધીદાર |
| ૧૪ | ૧૫ | સુગધી | સુગંધી |
| ૧૭ | ૩ | વેમાનિક | વૈમાનિક |
| ૧૭ | ૫ | મોટો | મોટા |
| ૧૮ | ૧૨ | પ્રતિબિબ | પ્રતિબિંબ |
| ૨૦ | ૧૨ | યઇ | થઈ |
| ૪૫ | ૧૪ | ઉત્પ્નેઇ વા | 'ઉપ્પનેઇ વા' |
| ૪૮ | ૨૦ | યાય | થાય |
| ૫૪ | ૬ | દ્વે | દ્વેષ |
| ૬૩ | ૪ | શાસ્ત્ર. સ્વાધ્યાય | શાસ્ત્રસ્વાધ્યાય |
| ૬૪ | ૫ | જ્યાં સુધી | જ્યાંસુધી |
| ૫૬ | ૮ | સંબધો | સંબંધો |
| ૬૫ | ૧૮ | સુગધી | સુગંધી |
| ૭૦ | ૧ | પ્રકારોથી | પ્રકાશથી |
| ૭૦ | ૧૪ | મિથ્યાવાદીની | મિથ્યાવાદોની |
| ૭૨ | ૧૪ | આનાં | તેના |
| ૭૨ | ૧૯ | સદ્ગુરુને | સદ્ગુરુનો |

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૭૯ | ૨ | ભજવો | સમજવો. |
| ૮૦ | ૭ | આઃધો | આરાધો. |
| ૮૦ | ૯ | શાશનના | શાસનના |
| ૮૧ | ૧ | ધ્યનિ | ધ્યાન |
| ૮૨ | ૮ | આત્માનાં | આત્માના |
| ૯૧ | ૮ | મશ્રિત | મિશ્રિત |
| ૯૩ | ૫ | મૂસ્મપણું | સૂક્ષ્મપણું |
| ૯૩ | ૨૧ | અહિ | અહિં |
| ૯૫ | ૧૫ | અહિથી | અહિંથી |
| ૧૦૧ | ૧૦ | હો | હોં ! |
| ૧૦૨ | ૬ | હો | હોં ! |
| ૧૦૨ | ૧૫ | અહિ | અહિં |
| ૧૦૭ | ૧૭ | મત્રસિદ્ધિ | મંત્રસિદ્ધિ |
| ૧૧૩ | ૧૩ | મુઝાયા | મુંઝાયા |
| ૧૨૮ | ૧૨ | બધુ | બંધુ |
| ૧૩૫ | ૪ | મોઢું | મોંઢું |
| ૧૩૮ | ૯ | લે છે | દે છે. |
| ૧૪૧ | ૨૧ | મોઢું | મોંઢું |
| ૧૫૧ | ૫ | હિસા | હિંસા |
| ૧૫૩ | ૧૫ | બહારનાં કાર્ય નિર્બંધ | બહારના કાર્યનો નિષેધ |
| ૧૫૪ | ૧૭ | જીવ જંતુઓને પેસીને કિલામણ | જીવ જંતુઓની કિલામણા |
| ૧૬૨ | ૧૫ | સંયમધનનો | સયમધનના |
| ૧૬૪ | ૮ | અસંયોગ | અસયોગી |
| ૧૬૪ | ૯ | નઃસ્પૃહતા | નિઃસ્પૃહતા |

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧૭૩ | ૬ | મદિર | મંદિર |
| ૧૭૪ | ૨ | भवे तनू मोक्षे मनः। | भवे तनू मोक्षे चित्तं। |
| ૧૭૬ | ૩ | ક્ષાયિક સમ્યગ્જ્ઞાન | ક્ષાયિક સમ્યગ્દર્શન |
| ૧૭૬ | ૭ | ત્રીજા બીજા ગુણઠાણે | બીજા ગુણઠાણે |
| ૧૭૬ | ૮ | વીરની | બીરની |
| ૧૭૮ | ૬ | જ્ઞેય હેય ઉપાદેય | હેય જ્ઞેય ઉપાદેય |
| ૧૮૧ | ૧૮ | पइवे अं | पवेइअं |
| ૧૯૬ | ૨ | અહિ | અહિં |
| ૧૯૮ | ૧ | સુસંસકરિત | સુસંસ્કારિત |
| ૨૦૯ | ૧૬ | અહિ | અહિં |
| ૨૧૨ | ૧૨ | જ્ઞાની દષ્ટિ | જ્ઞાન દષ્ટિ |
| ૨૧૩ | ૧૯ | સર્વજિન હિતકર | સર્વજન હિતકર |
| ૨૧૫ | ૭ | નવુ | નવું |
| ૨૧૭ | ૧૭ | ભાવનાજ્ઞાન એ ભૂમિને સમર્પિત થયેલા બી જેવું છે | ભાવનાજ્ઞાન એ અંકુર અને અનાજના સ્થાને છે. |
| ૨૨૪ | ૧૩ | અનતા | અનંતા |
| ૨૨૪ | ૧૬ | સમ્રાજ્ય સર કર્યા | સામ્રાજ્ય સર કર્યાં છે. |
| ૨૨૬ | ૯ | લૂટી | લૂંટી |
| ૨૨૮ | ૫ | શુધ | શુદ્ધ |
| ૨૨૯ | ૧૯ | તિર્થંકરદેવોને | તીર્થંકરદેવોને |
| ૨૩૦ | ૨ | ચારિત્રી | ચારિત્ર |
| ૨૩૨ | ૩ | મગધદેશ નો | મગધદેશનો |
| ૨૪૪ | ૬ | હો ! | હો ! |
| ૨૪૫ | ૧૨ | થભી | થંભી |
| ૨૪૫ | ૧૭ | તપ કરવો | તપ કરવો જોઇએ |

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨૪૫ | ૨૧ | આ આ કુંગ. તો | આગળ ડુંગ તો |
| ૨૪૬ | ૪ | અનંત કર્મો | અનંત કર્મોથી |
| ૨૪૬ | ૮ | તે તે જીવોનું | તે જીવોનું |
| ૨૪૬ | ૧૧ | નયની નિંદા | નયની નિંદા |
| ૨૪૮ | ૯ | ધર્મપથ | ધર્મપંથ |
| ૨૫૦ | ૨ | પ્રદહ્નિષ્ક્રિડિત | પ્રદહ્નિષ્ક્રિડિત |
| ૨૫૦ | ૯ | ખણ જ | ખૂબ જ |
| ૨૫૨ | ૧૭ | ંમચાય | ંચાય |
| ૨૫૨ | ૧૫ | અદિ | અદિં |
| ૨૫૩ | છેલ્લી લીટી | આહારની વૃદ્ધિ | આહારની ગૃદ્ધિ |
| ૨૫૪ | ૩ | વૃત્ત | વૃત્તિ |
| ૨૫૭ | ૧૩ | भोजनादि मे विनाम् | भोजनादि सेविनाम् |
| ૨૫૭ | ૧૩ | चरण योगाना | चरणाना |
| ૨૫૭ | ૧૬ | ધનિષ્ઠ | ક્ષનિષ્ઠ |
| ૨૬૦ | ૫ | નવપદના સ્વરૂપને | નવપદના સ્વરૂપને, |

## ખાસ સૂચન

નૃપતિ શ્રીપાળ ચરિત્ર ગ્રંથગૌરવના ભયથી સંક્ષેપમાં એક વિષયની પૂર્તિ કરવાના એક હેતુથી લખ્યુ છે તેથી સંભવ છે કે શાસ્ત્રપ્રસિદ્ધ ચરિત્રના કોઇ કોઇ પ્રસંગો છૂટી જવા પણ પામ્યા હોય તો વિસ્તારરુચિ પાઠકોને મોટું શ્રીપાળ ચરિત્ર વાંચી જવા ભલામણ છે.

૧ થી ૨૬૦ પાના સુધીનું જ શુદ્ધિ પત્રક છપાયું છે. શ્રીપાળ ચરિત્રમાં ક્યાંક અશુદ્ધિ રહી ગઇ હોય તો સુધારીને વાંચવા નમ્ર ભલામણ છે.

અગાઉથી આ ગ્રંથની નકલો નોંધાવનાર

# ઉદારદીલ શ્રુતપ્રેમી ભાગ્યવાનો

卐

૨૫૦ નકલો સુશ્રાવક કીર્તિલાલ કચરાભાઈ ભણુશાલી
૭૨, કમળ બીલ્ડીંગ, ૧૯ વાલકેશ્વર રોડ
મુંબઇ-૬

૧૨૫ નકલો તેઓશ્રીના નિકટવર્તી સગા એક સાધર્મિક ભાઇ તરફથી.

પૂ મહારાજશ્રીને માલેગામ ચાતુર્માસમાં વંદન કરવા ગયેલા તે વખતે પૂ. મહારાજશ્રી આ ગ્રંથનું નિર્માણુ કરી રહ્યા હતા. તે વખતે પૂ. મહારાજશ્રીના સાહિત્ય પ્રત્યે ખૂબ પ્રેમ હોવાથી તુરત જ પોતાના તરફથી પ્રચારાર્થે ૩૭૫ નકલો નોંધી લેવાનું જણાવ્યું હતું.

બંને શ્રુતપ્રેમી સદ્‌ગૃહસ્થોનો આ સંસ્થા ખૂબ જ આભાર માને છે.

લિ.
પ્રેમ પ્રકાશન મંદિરના મંત્રી
શ્રીપતલાલ સુરચંદ બંગડીવાળા
દાદર (મુંબઇ-૨૮)



પૂ. વિદ્વાન મુનિરાજશ્રી ધર્મગુપ્તવિજયજી મહારાજની
કસાયેલી કલમે લખાયેલ, ખૂબ જ લોકપ્રિય બનેલ અને
જેની ૧ લાખથી પણ વધુ નકલો પ્રગટ થઈ છે
એવા
ભાવિ પેઢીના ધાર્મિક સંસ્કારધનનું રક્ષણ કરનારા

# સંસ્કારધન ભાગ ૧ થી ૧૨

નો

## આખો આકર્ષક સેટ મંગાવો.

જૈનના પ્રત્યેક ઘરમાં આ સંસ્કારધનનો અમૂલ્ય સેટ હોવો જરૂરી છે.

બાળકોને પાસે બેસાડી રોજ તે સેટ વચાવો.

આખા સેટની કિંમત ફક્ત રૂપિયા ૩-૦૦

(મંગાવવાનો ખર્ચ અલગ)

હિંદીમાં પણ ડેમી સાઈઝમાં આ સંસ્કારધનના ૧-૨-૩ ભાગો પ્રગટ થયા છે.

હરેકની કિંમત ૩૫ પૈસા

મરાઠીમાં પણ સંસ્કારધનનો પ્રથમ ભાગ પ્રગટ થયો છે.

કિંમત ૫૦ પૈસા

પ્રાપ્તિસ્થાન :

## પ્રેમ પ્રકાશન મંદિર

૪, જડાવ ભુવન, ડો. ડી. સીલ્વા રોડ
દાદર (મુંબઈ-૨૮)



# અનુક્રમણિકા

| પૃષ્ઠ | વિષય |
| --- | --- |
| ૧ થી ૮૪ | અરિહંતપદનું વિસ્તૃત વર્ણન. |
| ૮૫ થી ૧૦૩ | સિદ્ધપદનું ભાવવાહી વર્ણન |
| ૧૦૪ થી ૧૨૬ | આચાર્યપદનું સુંદર વર્ણન. |
| ૧૨૭ થી ૧૩૮ | ઉપાધ્યાયપદનું અનોખું વર્ણન. |
| ૧૩૯ થી ૧૫૫ | સાધુપદનું સુંદર ઉપમાઓયુક્ત વર્ણન |
| ૧૫૬ થી ૧૮૯ | સમ્યગ્દર્શનપદનું અત્યંત મનનીય અદ્‌ભુત વિવેચન |
| ૧૯૦ થી ૨૧૯ | સમ્યગ્જ્ઞાનપદનું અત્યંત માર્મિક છટાદાર વર્ણન |
| ૨૨૦ થી ૨૪૦ | સમ્યગ્ચારિત્રપદના સુંદર સ્વરૂપનું સર્વતોમુખી મહત્વ બતાવતું ભાવાત્મક વર્ણન |
| ૨૪૧ થી ૨૫૮ | તપપદની ઉપયોગિતાને શાસ્ત્રીય પુરાવા સાથે સિદ્ધ કરતું અત્યંત મનનીય વર્ણન |
| ૨૫૯ થી ૨૬૦ | નવપદને વંદના (નવી નવી ઉપમાઓ સાથે) |
| ૨૬૧ થી ૩૦૬ | નૃપતિ શ્રીપાળ ચરિત્રનું રસમય શૈલીમાં વર્ણન |



# મારી ભાવના

હે ! નવપદજી ભગવાન !

* મારે આપનો મહિમા મહીયલમાં વિસ્તારવો છે.

* મારે આપના ગુણોની ગૌરવગાથા ગાવી છે.

* મારે જગતને આપનું મહત્ત્વ સમજાવવું છે

* મારે જગતને આપના પ્રત્યે ભક્તિસભર બનાવવું છે.

* મારે તારા ગુણોની મધુર વીણા વગાડીને જગતને મોહનિદ્રામાંથી જાગ્રત કરવું છે.

* મારે વિશ્વના ખુણેખુણે તારા ભક્તો વિશાળ સંખ્યામાં ઉભા કરવાની ઘણી જ ઉત્કંઠા છે.

* મારે આજે શબ્દદેહે જગતને તારી સાચી ઓળખ કરાવવી છે.

* તારી સાચી ઓળખ અને આરાધના વિના જગતના માનવો અનંતની વાટનો વિકટ પ્રવાસ ખેડવાનું કેવી રીતે દુઃસાહસ કરી શકશે ?

* તારા પવિત્રતમ વિશ્વહિતકર સ્વરૂપને જાણ્યા વિના તારો ઉપાસક ભવસાગર કેવી રીતે તરી શકવાનો હતો ?

માટે

જગતના માનવોને તારો સાચો પરિચય કરાવવા આ કલમ ઉઠાવું છું.

श्री शंखेश्वर पार्श्वनाथाय नमः
श्री भानुविजयजी सद्गुरुभ्यो नमः

# નવપદ ઉપાસના

## પદ ૧ લું : અરિહંત

જૈનધર્મમાં નવપદનો અનંત મહિમા જ્ઞાની ભગવંતોએ બતાવેલો છે. નવપદ એટલે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ. આ નવપદમાં દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વ સમાયેલ છે. અરિહંત અને સિદ્ધ એ દેવતત્ત્વ છે. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ગુરુતત્ત્વ છે અને દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ધર્મતત્ત્વ છે.

નવપદ એટલે આખો જૈનધર્મ, નવપદની આરાધના એટલે જૈનધર્મની આરાધના. જૈનધર્મમાંથી નવપદ બાદ કરીએ તો જૈનધર્મ જેવુ કાંઇ જ રહેતું નથી. નવપદમાં આખો ધર્મ આવી જાય છે. આ નવપદ પણ અક્ષય છે, અનાદી અનંત છે. ભૂતકાળમાં પણ આ નવપદ હતાં. વર્તમાનમાં પણ આ નવપદ છે અને ભવિષ્યમાં પણ નવપદ રહેવાનાં છે. નવપદથી જ દુનિયાનું અસ્તિત્વ છે.

નવપદ એટલે નિર્વાણનું સર્વશ્રેષ્ઠ સાધન.

નવપદ એટલે જગતનો પરમ આધાર.

નવપદ એટલે જગતનું શ્રેષ્ઠ શરણ.

નવપદ એટલે જગતનો પ્રાણ.

નવપદ એટલે સકલ જીવરાશીની પાલક માતા.

નવપદ એટલે સકલ સુખનું સાધન.

નવપદ એટલે નિર્વાણનું અદ્વિતીય સાધન.

નવપદ એટલે સકલ રોગોનું અસાધારણ ઔષધ.

નવપદ એટલે પાપોને ધોવાનો સ્પેશ્યલ સાબુ.

નવપદ એટલે કર્મરોગનું અદ્વિતીય ઔષધ.

નવપદ એટલે આધિ વ્યાધિ ઉપાધિરૂપ સંસારનો નાશ કરનાર એટમબોમ્બ.

નવપદ એટલે દુ:ખ દર્દો દોષોને દૂર કરનારી જડીબુટ્ટી.

નવપદ એટલે જગતનો પ્રભુ.

નવપદ એટલે જૈનધર્મનું સર્વસ્વ.

નવપદ એટલે સુખસંપત્તિ, સ્વર્ગ અને શ્રેયસનો દાતા.

આ નવપદને સિદ્ધચક્ર પણ કહેવાય છે. જેમ ચક્રવર્તીનું ચક્રરત્ન દુશ્મન રાજાઓને વશ કરે છે તેમ આ સિદ્ધચક્ર આંતર શત્રુઓને વશ કરે છે. ચક્રવર્તી ચક્રરત્નની પૂજાથી સાર્વભૌમ રાજા બને છે તેમ આ સિદ્ધચક્રની પૂજાથી પૂજક ત્રણ ભુવનનો સાર્વભૌમ રાજા (પરમાત્મા) બની ત્રણભુવનનો સ્વામી બને છે. ત્રણે ભુવન સિદ્ધચક્રના ઉપાસકના દાસ બની

અનન્ય મનથી તેની સેવા કરે છે સિદ્ધચક્રના ઉપાસકને દેવો પણ દાસ બની પ્રસન્ન ચિત્તથી તેની સેવા ઉઠાવે છે. સિદ્ધચક્રના સેવકની સર્વ ઈચ્છાઓ સિદ્ધચક્ર ભગવાન પૂર્ણ કરે છે. સિદ્ધચક્રના ઉપાસકને ભૂત પ્રેત વ્યંતર શાકીની ડાકિણી હેરાન કરી શકતી નથી. શત્રુઓ પરાભવ કરી શકતા નથી. દુઃખ અગવડો આપત્તિઓ ભાગી જાય છે.

સર્વ સુખ સંપત્તિઓ તેની પાસે દોડી આવે છે. કોઢ જેવા રોગો પણ સિદ્ધચક્રના પ્રભાવે ભાગી જાય છે. સિદ્ધ-ચક્રના પ્રભાવથી અશક્ય લાગતું કાર્ય પણ શક્ય બની જાય છે. ઝેર પણ તેને કાંઈ કરી શકતું નથી. શત્રુઓના પ્રહાર પણ ગળાનો હાર બની જાય છે. તિક્ષ્ણ શસ્ત્રો પણ સિદ્ધચક્રના પ્રભાવ આગળ નાકામિયાબ બની જાય છે. હિંસક પશુઓ પણ શાન્ત બની જાય છે, પાણી અને અગ્નિથી તેને નુકશાન થતુ નથી.

જો તમારે સુખની ઇચ્છા હોય, સંપત્તિની ઇચ્છા હોય, સૌભાગ્યની ઈચ્છા હોય, સ્વર્ગની ઈચ્છા હોય, મોક્ષની ઇચ્છા હોય તો બધી ભાંજગડ છોડીને સિદ્ધચક્ર ભગવાનની ઉપા-સનામાં લાગી જાવ. તમારી બધી જ ચિંતાઓ–મુશ્કેલીઓ દુખો તેમના પવિત્ર ચરણમાં મૂકી તમે આંખો મીંચીને પૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસથી સિદ્ધચક્ર ભગવાનની ભક્તિમાં આજથી જ લાગી જાવ. તેમના ચરણોમાં સર્વ સમર્પણ કરીને સમર્પિત થઇ જાવ. તમે સિદ્ધચક્ર ભગવાનના બની જાવ. સિદ્ધચક્ર

ભગવાન સિવાય બધું જ ભૂલી જાવ. જગતના વિષયોના આકર્ષણો દૂર કરી સિદ્ધચક્ર ભગવાનની ભક્તિમાં ખોવાઇ જાવ.

જેમ અગ્નિને સમર્પિત થયેલુ મેલું સોનું પણ શુદ્ધ સોટચનું બની જાય છે તેમ સિદ્ધચક્ર ભગવાનમાં સમર્પિત થયેલો કર્મમલિન આત્મા પણ શુદ્ધ બુદ્ધ મુક્ત નિરંજન નિરાકાર બની સ્વયં ભગવાન તુલ્ય બની જાય છે. જેનું ધ્યાન કરે તે તેવો બને તેમાં શું આશ્ચર્ય ?

આત્માર્થી જીવે બેસતાં-ઊઠતાં ખાતાં-પીતાં, સુતાં-બેસતાં નિરંતર સિદ્ધચક્રને આંખ સમક્ષ રાખવા જોઇએ.

સિદ્ધચક્રના ધ્યાનથી તન, મન તંદુરસ્ત બને છે આત્મા નિત્ય પ્રસન્ન રહે છે. તેને આધિ, વ્યાધિ, ઉપાધિ પરેશાન કરી શકતી નથી. શક્તિશાળીનું શરણ લીધા પછી ભય શાનો ? મુશ્કેલીઓ અને જીવનના પ્રશ્નો બધુ જ આપોઆપ ઉકલી જાય છે. આ નવપદ (સિદ્ધચક્ર) ઉપર અનન્ય ભક્તિ અને બહુમાન જગાડવા માટે પ્રત્યેક પદનું યથાર્થ (સત્ય) સ્વરૂપ જાણવુ જરૂરી છે. ઓળખ વગર સાચું અર્પણ થતું નથી. નવપદની સાચી ઓળખ થઈ ગયા પછી આત્માર્થી જીવન તેનું શરણ લીધા વિના રહી શકતો નથી. નવપદના એકેક પદના સ્વરૂપનો વિચાર કરીએ.

**પ્રથમ અરિહંત પદ :—**

અરિહંત એટલે મોક્ષનો રસ્તો બતાવનારા સર્વશ્રેષ્ઠ ઉપકારી પુરુષ.

અરિહંત એટલે સકલ જીવોના હિતચિંતક–હિતકારી.
અરિહંત એટલે સકલ વિશ્વના સાક્ષાત્ જ્ઞાતા–દ્રષ્ટા.
અરિહંત એટલે રાગદ્વેષ મોહના સંપૂર્ણ વિજેતા
અરિહંત એટલે સર્વજ્ઞ પુરુષ.
અરિહંત એટલે દેવ–દેવેન્દ્રોથી પૂજિત.
અરિહંત એટલે સર્વશ્રેષ્ઠ ધર્મતીર્થના સંસ્થાપક
અરિહંત એટલે ભવસાગરથી તારનારી શ્રેષ્ઠ સ્ટીમર.
અરિહંત એટલે ભવાટવી લંઘન સાર્થવાહ.
અરિહંત એટલે અનાથ જગતનું અનન્ય શરણ.
અરિહંત એટલે સર્વ ગુણીગણ ચક્રવર્તી.
અરિહંત એટલે સકલ જીવ જંતુ વત્સલ.
અરિહંત એટલે અનંત જ્ઞાનનો સાગર
અરિહંત એટલે સત્ય વસ્તુ તત્ત્વનું પૂર્ણ પ્રતિપાદન કરનાર.
અરિહંત એટલે અભયના દાતા.
અરિહંત એટલે ચોત્રિસ અતિશયોના ધારક.
અરિહંત એટલે ગર્ભથી ત્રણ જ્ઞાનના ધારક.
અરિહંત એટલે જગતના ઉદ્ધારક.
અરિહંત એટલે ત્રિભુવનના નાથ.
અરિહંત એટલે ત્રિભુવન શણગાર.
અરિહંત એટલે સર્વશ્રેષ્ઠ તારણહાર.
અરિહંત એટલે અદ્વિતીય પરમપુરુષ.
અરિહંત એટલે સર્વશ્રેષ્ઠ પુણ્યના ધારક.

અરિહંત એટલે સર્વશ્રેષ્ઠ વૈરાગી.

અરિહંત એટલે સર્વશ્રેષ્ઠ ત્યાગી.

અરિહંત એટલે સર્વશ્રેષ્ઠ સંયમી.

અરિહંત એટલે સર્વશ્રેષ્ઠ તપસ્વી.

અરિહંત એટલે સર્વશ્રેષ્ઠ ધ્યાની.

અરિહંત એટલે સમતા–ક્ષમાના સાગર.

અરિહંત એટલે સર્વત્ર સમચિત્તના ધારક.

અરિહંત એટલે દેવોરચિત સમોસરણમાં બેસી બારપર્ષદા આગળ નિત્ય બે પ્રહર ભવ્ય જીવોને ભવસાગરથી તારવાનો ઉપદેશ આપનારા નિષ્કારણ જગબંધુ.

અરિહંત એટલે પરોપકારરત વિશ્વની સર્વશ્રેષ્ઠ વિભૂતિ.

અરિહંત એટલે સર્વશ્રેષ્ઠ પ્રભાવશાળી વ્યક્તિ.

અરિહંત એટલે જગતના જીવમાત્રનો આધાર.

અરિહંત એટલે સ્યાદ્વાદમય વાણીનો પ્રવાહ–વહેતો કરનાર પવિત્ર ગંગા.

અરિહંત એટલે યથાર્થદૃષ્ટા અને યથાર્થવક્તા.

અરિહંત એટલે ધર્મના નાયક.

અરિહંત એટલે ધર્મ સારથી.

અરિહંત એટલે સર્વશ્રેષ્ઠ રૂપ બળ સૌભાગ્યના ધારક.

અરિહંત એટલે નવતત્ત્વો અને નવપદના સ્વરૂપને બતાવનારા.

અરિહંત એટલે ધર્મદીપક.

અરિહંત એટલે સર્વશ્રેષ્ઠ ધર્મનો ઉપદેશ આપનારા.

અરિહંત એટલે પૂર્ણ પુરુષ.

અરિહંત એટલે આ નિર્વાણ વિશ્વના અનેક જીવોને તારવામાં કાર્યરત.

અરિહંત એટલે પાંત્રીસ ગુણોથી યુક્ત મધુરી વાણી બોલનારા.

અરિહંત એટલે ભવભયભંજક ભગવાન.

અરિહંત એટલે અરિ માત્રનો અંત કરનારા.

અરિહંત એટલે દુઃખપિડિત જગતનો આશરો.

અરિહંત એટલે સાગરથી પણ અધિક ગંભીર.

આવા અરિહંત વિના એકે પદ અસ્તિત્વમાં ન હોય. સર્વ પદોનું ઉદ્ભવસ્થાન (ઉત્પત્તિ સ્થાન) અરિહંત પદ છે. આ અરિહંત પદ જો દુનિયા પર ન હોત તો સર્વત્ર પાપરૂપી અંધકાર છવાયેલો હોત. જગત આખું અધર્મના દરિયામાં ડૂબેલું હોત. ગાઢ અજ્ઞાનમાં પડેલું હોત. મોહની ગાઢ નિદ્રામાં પોઢેલું હોત. આત્માનું સાચું ભાન કરાવી મોહની નિદ્રામાંથી જગાડી મોક્ષના સર્વોત્તમ પુરુષાર્થમાં જોડનાર અરિહંત ભગવંતો છે. એટલા માટે તો દુનિયા ઉપર તેઓનો સર્વશ્રેષ્ઠ ઉપકાર છે.

આ અરિહંત ભગવાનને જૈનધર્મમાં જિન, જિનેશ્વર, તીર્થંકર, સર્વજ્ઞ, દેવાધિદેવ, વીતરાગ વગેરે પણ કહેવામાં આવે છે.

આ અરિહંત ભગવંતનું આત્મદ્રવ્ય જગતના સર્વ જીવો કરતાં અનાદીકાળથી સર્વશ્રેષ્ઠ કોટીનું હોય છે. તીર્થંકર બન-

વાની કલ્યાણ યોગ્યતા તેઓમાં અનાદિકાળથી રહેલી હોય છે મોક્ષે જવા પૂર્વેના ત્રીજા ભવમાં તો આ અરિહંત ભગવંતનો આત્મા જો પૂર્વે સમકિત ન પામ્યો હોય તો અવશ્ય સમકિત પામે છે બીજા મોક્ષે જનારા જીવો તો કદાચ મોક્ષે જવાના ભવમાં પણ સમકિત પામે પણ આ અરિહંતનો જીવ તો મોક્ષે જવા પૂર્વેના ત્રીજા ભવમાં અવશ્ય સમકિત પામે જ. તેઓના સમકિતને વરબોધિ કહેવામાં આવે છે. વરબોધિ-શ્રેષ્ઠ કોટીનું પરોપકાર રસીક સમકિત-આવા વરબોધિ સમકિતને ધારણ કરનારા જીવોના હૃદયમાં સર્વ જીવોના હિતની ચિંતા હોય છે.

મોક્ષે જવાના પૂર્વેના ત્રીજા ભવમાં પામેલું આ સમકિત અરિહંતને કદીયે જાય નહિ. જ્યારે બીજા ભવ્ય જીવો માટે આવો નિયમ નહિ અરિહંત ભગવતો પૂર્વેના ત્રીજા ભવમાં વીશ સ્થાનકની (અરિહંત, સિદ્ધ વિ.) નિર્મળ આરાધના કરવા સાથે 'સવિ જીવ કરૂં શાસન રસી'ની સર્વોત્તમ કરુણા ભાવના ભાવતાં તીર્થંકરનામકર્મ નિકાચિત કરે છે. આ પરમાર્થરસીક અરિહતનો જીવ જગતના જીવ માત્રને દુ:ખપૂર્ણ ભવસાગરથી તારવાની સર્વોત્તમ ભાવના ભાવે છે. મને એવી ક્યારે શક્તિ મળે કે હું જગતના જીવ માત્રને જન્મ મરણના અસહ્ય ત્રાસમાથી છોડાવનાર અને સુખમય શીવનગરમાં પહોંચાડનાર શાસનને પમાડી દઉં! મોક્ષમાર્ગે ચડાવી દઉં! માત્ર ભાવના ભાવીને બેસી રહેતા નથી, પણ તે ભાવનાને સાકાર બનાવવાનો જોરદાર પુરુષાર્થ પણ આદરી

દે છે. મહાન કાર્યો એકલા મનોરથ માત્રથી સિદ્ધ થતાં નથી. પણ તેના માટે યોગ્ય સમજપૂર્વકનો જબ્બર પુરુષાર્થ પણ કરવો પડે છે. તેના માટે સર્વસ્વનો ભોગ પણ આપવો પડે છે. તે માટે જાતજાતના સુખ–દુઃખની, માન–અપમાન, સગવડ–અગવડની સદંતર ઉપેક્ષા કરી પરહિતનું મુખ્ય લક્ષ બનાવી દેવું પડે છે. જાતે દુઃખ વેઠીને, જાતનું સુખ જતું કરીને પરના કાજે મરણીયો પુરુષાર્થ આદરવો પડે છે આવી શ્રેષ્ઠ પરોપકારની વૃત્તિ જાગે છે. જગતના જીવો સાથેના અભેદ ભાવમાંથી. ભેદની દીવાલ માનવને સ્વાર્થી બનાવે છે અરિહંત બનનારા ઉત્તમ જીવો આ ભેદની દીવાલને તોડી ફોડીને જમીનદોસ્ત કરી દે છે. 'હું જગતના જીવો માટે છું' 'મારૂં જીવન જગતના જીવો માટે છે' 'તેઓનું સુખ–દુઃખ છે તે મારૂં જ છે.' મારે અનાદિકાળથી દુઃખપીડિત આ જગતને ઉગારી લેવું જોઇએ, દુઃખમુક્ત થવાનો સાચો રસ્તો મારે બતાવવો જોઈએ. તે માટે મારે મારી આત્મસાધનાનું બળ ભેગું કરવું જોઇએ એમ માનીને ઉગ્ર તપ સંયમ અને ધ્યાનની શ્રેષ્ઠ સાધના કરી અખૂટ તાકાત ભેગી કરે છે સાધના વગર સિદ્ધિ ક્યાં છે? સાધના માગે છે ભોગ. શાનો ભોગ? શરીરની સુખ સગવડનો. શરીરની સુખ સગવડોને સ્વેચ્છાએ જતી કરનાર જ આત્મશક્તિને મેળવી શકે છે. આત્માની અમાપ શક્તિઓને પ્રગટ કરવા જોઈએ છે ઇન્દ્રિય સંયમ, મનોનિગ્રહ, અહિંસક જીવનની સાથે સાથે યોગ, ધ્યાન અને તપની ઉગ્ર સતત સાધના.

અનાદિકાળથી આ અરિહંત ભગવંતોનું આત્મદ્રવ્ય બીજા સંસારના જીવો કરતાં વિશિષ્ટ કોટીનું હોય છે. જેમ ખાણમાં પડેલું જાત્યરત્ન ત્યાં માટી ભેગું પડયું હોય ત્યાં સુધી તેના પ્રભાવની ખબર ન પડે, પણ તે જ જાત્યરત્ન જ્યારે ખાણમાંથી બહાર નીકળી યોગ્ય સંસ્કાર પામી મેલથી જુદુ થાય છે ત્યારે તેનું તેજ તેનો પ્રભાવ કોઈ અનેરો હોય છે. બીજા રત્નોથી તદ્દન જુદું જ ઝળકી આવે છે. એમ અરિહંત (તીર્થંકર) બનનારનું આત્મદ્રવ્ય પણ અનાદિકાળથી બીજા જગતના જીવો કરતાં વિશિષ્ટ કોટિનું હોય છે. તીર્થંકર બનવાના ભવમાં તેનો પ્રભાવ, તેનું પુણ્ય, તેની શક્તિ એ સોળે કળાએ ખીલી ઊઠે છે, ત્યારે જગતને ખબર પડે છે કે આ શું ?

દેવલોકમાથી આવીને પ્રાયઃ આ અરિહંત બનનાર વિભૂતિઓ અવતાર પામે છે કર્મના યોગે તેઓને પણ મનુષ્ય સ્રીના પેટે જન્મ લેવો પડે છે. જન્મ લેવાનું ઇષ્ટ નથી હોતું તેમ જ સ્વેચ્છાએ જન્મ લેતા નથી પણ બાકી રહેલા કર્મના યોગે અરિહંતના જીવને પણ જન્મ લેવો પડે છે.

તે જન્મે ક્ષત્રિયકુળમાં, તે પણ રાજવીકુળમાં, ત્યાં વૈભવોનો પાર નથી હોતો. દેવલોકમાંથી ચ્યવી માતાના ગર્ભમાં આવે ત્યારે અરિહંતની માતા અલ્પ નિદ્રા કરતાં ચૌદ મહા સ્વપ્નો જુએ છે. આ પુણ્યના સ્વામીના પ્રભાવે માતા ઉત્તમ એવા ચૌદ સ્વપ્નો ઊંઘમાં જુએ છે.

ચૌદ સ્વપ્નોનાં નામો :—

(૧) હાથી. (૨) બળદ (૩) સિંહ (૪) લક્ષ્મીદેવી (૫)

પુષ્પની માળા (૬) ચંદ્ર (૭) સૂર્ય (૮) ધ્વજ (૯) પૂર્ણકલશ (૧૦) પદ્મ સરોવર (૧૧) રત્ન સમુદ્ર (૧૨) વિમાન (૧૩) રત્નરાશી (૧૪) અગ્નિશિખા.

બીજી બાજુ દેવલોકમાં ઇન્દ્રનું ઈન્દ્રાસન ચલાયમાન થાય છે. ઇન્દ્રાસન ચલાયમાન થતાં ઈન્દ્ર પોતાના અવધિજ્ઞાન વડે જુએ છે કે મારૂં સિંહાસન કેમ ચલિત થયુ ? ઉપયોગ મૂકીને જોતાં ખબર પડે છે કે અરિહંત ભગવાન માતાના ગર્ભમાં આવ્યા છે. એ જાણતાં તુરત જ પોતાના સિંહાસન ઉપરથી ઊભા થઈને ભગવાનની સન્મુખ ૭–૮ પગલાં આગળ ચાલીને ચૈત્યવંદનની મુદ્રા વડે ભગવાનની નમુત્થુણં સ્તોત્ર વડે ભક્તિ-પૂર્ણ હૃદયે સ્તુતિ કરે છે કિંમત શરીરની નથી પણ શરીરમાં રહેલા મહાન આત્માની છે. માતાના ગર્ભમાં ભગવાન આવે ત્યારે તેમની કાયા તો પાણીના બિંદુ જેવડી શરૂઆતમાં હોય છે પણ એવડી બિંદુ જેવડી કાયામાં અનંત ગુણનો સાગર એવો જગદ્‌ઉદ્ધારક અરિહંતનો આત્મા રહેલો છે. માટે ઈન્દ્રની દૃષ્ટિ તેઓના શરીર ઉપર નથી પણ એવડી કાયામાં રહેલા ભગવાનના સર્વશ્રેષ્ઠ આત્મા ઉપર છે. માટે ગર્ભમાં આવતાં જ આ અરિહંત ભગવાનનો પુણ્યાત્મા દેવેન્દ્રોથી પૂજિત બને છે.

માતાના ગર્ભમાં નવ માસ લગભગ રહે પણ માતાને લગીરે પીડા થતી નથી, તેમજ માતાનું પેટ પણ વધતું નથી અને પ્રસૂતિ સમયે માતાને જરાયે પીડા થતી નથી અને ગર્ભમાં આવે ત્યારથી જ નિર્મળ ત્રણ જ્ઞાન આ અરિહંત ભગવતોને હોય છે.

(૧) નિર્મળ મતિજ્ઞાન (તીક્ષ્ણ પ્રજ્ઞાવાળા હોય છે).

(૨) નિર્મળ શ્રુતજ્ઞાન (જ્ઞાનના સાક્ષાત મૂર્તિસમા હોય છે જેમના જ્ઞાન આગળ સરસ્વતી અને બૃહસ્પતિને પણ શરમાવું પડે એવુ અગાધ જ્ઞાન ધરાવનારા હોય છે)

(૩) નિર્મળ અવધિજ્ઞાન (ઇન્દ્રિયોની સહાય વગર સીધે સીધું રૂપી પદાર્થોનું સાક્ષાત જ્ઞાન હોય છે જેનાથી તેઓ અહિ મૃત્યુલોકમાં રહ્યા રહ્યા સ્વર્ગ, નરક, પાતાળ, મનુષ્ય-લોક વગેરે બધું સાક્ષાત જોઈ શકે છે).

આવું વિશિષ્ટ કોટિનું જ્ઞાન તેઓને ગર્ભમાં આવે ત્યારથી જ હોય છે, છતાં ગંભીરતાનો પાર નહિ.

નવ માસ પૂર્ણ થતાં શુભ નક્ષત્રમાં ચંદ્રનો જ્યારે યોગ આવે છે ત્યારે મધ્યરાત્રીએ આ જગત્ ઉદ્ધારકનો જન્મ થાય છે. જન્મ સમયે આ પ્રકૃષ્ટ પુણ્યના સ્વામીના પ્રભાવે ત્રણે ભુવનમાં પ્રકાશ પ્રકાશ પથરાઇ જાય છે. નરક જેવી અતિ ઘોર અંધકારમય ભૂમિ પણ એક ક્ષણભર માટે ઝગમગતા પ્રકાશથી ભરાઈ જાય છે. જાણે અમાવસ્યાની રાત્રિએ એકાએક પૂર્ણિમાનો ચાંદ ખીલી ઊઠ્યો ન હોય! ઘોર દુ:ખોમાં રીબાતા એવા નરકનાં જીવોને પણ આ પુણ્યાત્માના જન્મ સમયે ક્ષણભર આનંદ થાય છે. આવા મહાન પુણ્યવંતા તેજસ્વી પુત્રરત્નનો જન્મ થવાથી માતાના આનંદનો તો કાંઇ પાર હોતો નથી. માતા આવા પુણ્યવંતા તેજસ્વી પુત્રને જોઈ જોઇને રાજીના રેડ બની જાય છે. પોતાને મહાન ભાગ્યશાળી સમજે છે. એમના હૈયામાં

આનંદ માતો નથી. પિતા–રાજા અને પ્રજાના આનંદનું તો પૂછવું શું ? ભગવાનનું રૂપ તેજ પ્રભાવ અનુપમ હોય છે, જન્મથી જિતેન્દ્રિય હોય છે.

આ બાજુ સ્વર્ગલોકમાં રહેનારી મહાન દેવતાઈ રિદ્ધિ-સિદ્ધિને ધારણ કરનારી છપ્પન દિક્કુમારીઓ(અપ્સરાઓ)નાં અચલ એવાં સિંહાસન ચલાયમાન થાય છે ભગવાન અરિહંતે તે દિક્કુમારીઓને ટેલીફોન દ્વારા કે વાયરલેસ દ્વારા સંદેશો નહોતો પાઠવ્યો કે મારો જન્મ થયો છે માટે તમે પધારજો. પણ ભગવાન અરિહંતોના પુણ્ય પરમાણુઓના ઉદયે જાણે સંકેત કરી દીધો કે તમે હવે સાવધાન બનો. ત્રિભુવનપતિ વિશ્વતારક એવા અરિહંત ભગવંતનો જન્મ થયો છે; માટે જલ્દી તમે ભગવાનનું તેજસ્વી કાંતિમય પૂર્ણિમાના ચાંદ જેવું પવિત્ર મુખડું જોવા પધારજો.

ભવનપતિ દેવલોકની રહેવાસી એવી આ સ્વર્ગની અપ્સ-રાઓ તુરત જ પોતાના વિશાળ પરિવાર સાથે ભગવાનના જન્મસ્થાને આવે છે આવીને પ્રથમ તો માતા તથા ભગ-વાનને ભાવપૂર્વક પ્રણામ કરે છે, પ્રણામ કરીને ભગવાનની માતાને કહે છે કે હે રત્નકુક્ષી ! અમે દેવલોકની દેવીઓ છીએ અને ભગવાનનો જન્મ થયેલો અવધિજ્ઞાનથી જાણીને અમે તેઓનું દર્શન તથા સૂતિકા કર્મ કરવા આવી છીએ. આપ સર્વ સ્ત્રીઓમાં સર્વશ્રેષ્ઠ પુણ્યવંતા છો, જેથી આવા ત્રણ ભુવ-નના ઉદ્ધારક પુત્રને જન્મ આપ્યો છે. પછી આ છપ્પન દેવીઓ

પ્રથમ ત્યાં જન્મસ્થાને સૂતિકાગૃહ બનાવે છે. ત્યારબાદ સૂતિકાગૃહથી એક યોજન (૪ ગાઉ) સુધી ચારે તરફ જમીનને સંવર્ત વાયુ વડે શુદ્ધ કરે છે, પછી સુગંધી જળ તથા પુષ્પોની વૃષ્ટિ કરે છે, કેટલીક દિક્કુમારીઓ પ્રભુનું મુખડું જોવા માટે દર્પણ ધરે છે, વળી કેટલીક દિક્કુમારીઓ સ્નાન માટે જળથી ભરેલા કળશોને ધારણ કરી ભગવાનના ગુણગાન ગાય છે, કેટલીક દિક્કુમારીઓ પ્રભુને તથા પ્રભુની માતાને પવન નાંખવા માટે હાથમાં દિવ્ય પંખો ધારણ કરી ઊભી રહે છે, કેટલીક દિક્કુમારીઓ ભગવાન તથા ભગવાનની માતાને દિવ્ય ચામર વીંજે છે, કેટલીક વળી હાથમાં દીપક લઈને ઊભી રહે છે, કેટલીક રત્નપીઠ બનાવી દુર્વાથી બાંધે છે, કેટલીક કેળનાં ત્રણ ઘર બનાવે છે, ત્યાં સિંહાસન સ્થાપી પ્રભુ તથા માતાને બેસાડે છે, ત્યાં પ્રભુને સુગંધદાર તેલનું મર્દન કરે છે, પછી પવિત્ર અને સુગંધી જળવડે પ્રભુને સ્નાન કરાવી સુગંધી વિલેપન કરી સુંદર વસ્ત્રો અને કિંમતી આભૂષણો પહેરાવે છે, કેટલીક વળી પ્રભુની માતાના હાથે રક્ષા પોટલી બાંધે છે. પછી માતાને તથા પ્રભુને જન્મસ્થાનકે મૂકીને પોત-પોતાની દિશામાં ઊભી રહીને પ્રભુના ગુણગાન કરે છે, નાચે છે વગેરે.

એકેક દિક્કુમારીને ૪ હજાર તો સામાનિક દેવો, ચાર મહત્તરાઓ, સોળ હજાર અંગરક્ષક દેવો, સાત સેનાઓ, સાત સેનાના સાત સેનાપતિઓ વગેરેનો પરિવાર હોય છે. આ દિક્કુમારીઓ આભિયોગિક (નોકર દેવો) દેવો રચિત વિમા-

નમાં બેસીને પ્રભુના જન્મસ્થાને આવે છે. પોતાના યોગ્ય પ્રભુભક્તિ કરીને પોતપોતાના સ્થાને પાછી ચાલી જાય છે.

પછી સૌધર્મ ઈન્દ્રનું સિંહાસન ચલાયમાન થાય છે ઈન્દ્ર અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકી જુવે છે કે પ્રભુનો જન્મ થયો છે. સૌધર્મઈન્દ્ર (પહેલાં દેવલોકનો છે) હરિણગમેષી નામના સેનાપતિ દેવ પાસે એક યોજન પ્રમાણ સુઘોષા નામનો મહા-કાય ઘંટ છે તે વગડાવે છે. જેનો ધ્વનિ બીજા વિમાનોમાં પહોંચતાં ત્યાં રહેલા બીજા ઘંટો પણ વાગવા માંડે છે. આ ઘંટાનાદથી દેવોએ જાણ્યું કે આપણા સ્વામી ઈન્દ્ર આપણને જરૂરી કામ માટે બોલાવે છે. માટે આપણે તુરત જ ત્યાં સ્વામી પાસે પહોંચવું જોઈએ; એટલે તુરત દેવો ઈન્દ્ર આગળ ભેગા થાય છે. પછી હરિણગમેષી દેવ ઈન્દ્રનો હુકમ બધા દેવોને કહી સંભળાવે છે.

ભગવાન તીર્થંકરનો જન્મ મહોત્સવ કરવા જવાની વાત સાંભળીને બધા દેવો ખૂબ જ આનંદિત થાય છે અને સૌ પોતપોતાના વિમાન કે વાહનને લઈ પ્રભુના જન્મસ્થાને જવા તૈયાર થઈ જાય છે. આ બાજુ ઈન્દ્ર પોતે પણ ૧ લાખ યોજનના પાલક નામના વિમાનમાં પોતાના સિંહાસન ઉપર બેસે છે. ઈન્દ્રના સિંહાસનની સન્મુખ ઈન્દ્રની આઠ ઇન્દ્રાણીઓ પોતાને આસને બેસે છે. પછી ૮૪ હજાર સામાનિક દેવો પણ પોત પોતાના આસનો ઉપર આવી બેસે છે, બીજો પણ ઇન્દ્રનો પરિવાર આ વિમાનમાં આવી યોગ્ય સ્થાને ગોઠવાઈ જાય છે.

સાત સેનાપતિઓ, ૮૪ હજાર આત્મરક્ષક દેવો સાથે ઇન્દ્રનું વિમાન ઉપડે છે અને નંદીશ્વર દ્વીપ પર આવીને ઈન્દ્ર વિમાનને સંક્ષેપીને ભગવાન પાસે જન્મસ્થાને આવે છે. બીજા દેવદેવી સીધા મેરુ પર જાય છે. ઈન્દ્ર પ્રભુના ઘરે આવી જિનેશ્વરને અને જિનેશ્વરની માતાને ત્રણ પ્રદક્ષિણા દઈને પછી વંદન નમસ્કાર કરી આ પ્રમાણે બોલે છે—

હે રત્નકુક્ષી ! હે જગદ્દીપિકા ! તમને હું નમસ્કાર કરૂં છું. હું દેવોનો સ્વામી ઇન્દ્ર છું. તમારા પુત્રનો જન્મ થયો જાણી હું તેઓનો જન્મ મહોત્સવ કરવા પહેલા દેવલોકમાંથી આવ્યો છું. માટે હે જગમાતા ! તમે મારાથી જરાયે ભય રાખશો નહિ. પછી ઈન્દ્ર માતાને અવસ્વાપિની નિદ્રા આપે છે અને ત્યાં માતા આગળ પ્રભુ સદૃશ પ્રભુનું પ્રતિબિંબ સ્થાપે છે. પછી ઈન્દ્ર સ્વયં વિનયપૂર્વક પોતાના કરસંપૂટમાં પ્રભુને લઇને ત્યાં ઇન્દ્ર પોતાના પાંચ રૂપ કરે છે. જાણે કે બધો લ્હાવો હું એકલો લઉં ! એટલે એકરૂપે પ્રભુને હાથમાં ગ્રહણ કર્યા. બે રૂપે પ્રભુના બે પડખે ચામર વીંઝવા લાગ્યો, એક રૂપે પ્રભુના મસ્તક ઉપર છત્ર ધારણ કર્યું અને એક રૂપે વજ્ર ધારણ કરીને પ્રભુની આગળ ચાલવા લાગ્યો. પછી આગળ પ્રભુને લઇને ઇન્દ્ર ચાલે છે, તેની પાછળ ઇન્દ્રનો વિશાળ દેવ–દેવીઓનો પરિવાર હર્ષિત થઇ ચાલે છે અને પ્રભુને ૧ લાખ યોજન ઊંચા સોનાના મેરુપર્વત ઉપર ઇન્દ્ર લઇ આવે છે ત્યાં પાંડુક નામના વનમાં અભિષેક શિલાઓ (સુવર્ણની) હોય છે તે ઉપર પ્રભુને ઇન્દ્ર ખોળામાં લઇને પૂર્વ દિશા સન્મુખ બેસે છે.

એવામાં તો ત્યાં બીજા ભવનપતિના ૨૦ ઈન્દ્રો, વ્યંતર નિકાયના ૩૨ ઈન્દ્રો, જ્યોતિષ દેવલોકના બે ઈન્દ્રો (સૂર્ય–ચંદ્ર) અને બાકીના વૈમાનિક દેવલોકના નવ ઈન્દ્રો ભેગા થઈ જાય છે આ પ્રમાણે ચોસઠ ઈન્દ્રો પોતપોતાના પરિવાર સાથે પ્રભુના ચરણકમળ આગળ હાજર થઇ જાય છે. પછી સૌથી મોટો ઇન્દ્ર કે જેનું નામ અચ્યુત ઇન્દ્ર છે તે નોકર દેવતાઓ પાસે ૧૦૦૮ કળશો મંગાવે છે. જેમાં કેટલાક સુવર્ણના, કેટલાક ચાંદીના, કેટલાક રત્નોના, કેટલાક સુવર્ણ અને રૂપાના, કેટલાક સુવર્ણ અને રત્નોના, કેટલાક રત્ન તથા રૂપાના તો કેટલાક સુવર્ણ રત્ન તથા રૂપાના હોય છે. કેટલાક માટીના પણ હોય છે. પ્રત્યેક જાતિના ૧૦૦૮ ૧૦૦૮ કળશો હોય છે. પછી દર્પણ રત્નના કરંડીયા, પુષ્પોની છાબડીઓ, પૂજનનાં સાધનો વગેરે મંગાવી ભેગાં કરે છે. પછી માગધ વગેરે તીર્થોની ઉત્તમ માટી, ગંગા વગેરે નદીઓનાં પાણી કમળ વગેરે તથા ક્ષીર સમુદ્રના ઉત્તમ પાણી મંગાવીને કળશો ભરીને ક્રમશઃ ચોસઠ ઈન્દ્રો ભગવાનને અભિષેક કરવા માટે વિનયભાવે ઊભા રહે છે. જાણે આ ઈન્દ્રોએ ભવસાગર તરવા જ આ જળપૂર્ણ કળશો ધારણ કર્યા ન હોય એવા લાગે છે.

પ્રથમ અચ્યુત ઈન્દ્ર પ્રભુને અભિષેક કરે છે પછી અનુક્રમે બીજા ઈન્દ્રો–ઇન્દ્રાણીઓ, દેવ–દેવીઓ અભિષેક કરે છે. સૌધર્મ ઈન્દ્ર પોતે ઋષભ(બળદ)નું રૂપ કરીને શીંગડાવડે પ્રભુને અભિષેક કરે છે.

આવા ઇન્દ્રને પણ આ તારક પ્રભુ આગળ પોતાની જાત બળદ જેવી લાગે છે. આવી રીતે જન્માભિષેક કરીને દેવો

મંગળ દીવો, આરતી વગેરે ઉતારીને પ્રભુ આગળ દેવ–દેવીઓ આનંદ વિભોર બનીને થૈ થૈ નાચે છે. વાજિત્રોના વિવિધ અવાજથી આકાશને ભરી દે છે. પછી ખુદ ઇન્દ્ર પ્રભુના શરીરને ગંધ કાષાયી નામના દિવ્ય વસ્ત્ર ( ટુવાલ ) વડે પ્રભુના શરીરને લૂછે છે, પછી પ્રભુના શરીરે સુગંધીદાર બાવના ચંદનનો લેપ કરી પ્રભુની પુષ્પોવડે પૂજા કરે છે. પછી પ્રભુ આગળ પાટલો મૂકી અષ્ટમંગલ આલેખે છે. (દર્પણ, વર્ધમાન કળશ, મત્સ્ય-યુગલ શ્રીવત્સ, સ્વસ્તિક, નંદાવર્ત અને સિંહાસન) પછી દેવ–દેવીઓ પ્રભુની ત્યાં સ્તુતિ કરે છે પછી ઇન્દ્ર પોતાની શક્તિ-વડે પ્રભુને મેરૂ પર્વત ઉપરથી લાવીને માતા આગળ મૂકે છે. માતાને આપેલી અવસ્વાપિની નિદ્રા સંહરી લે છે પ્રભુનું પ્રતિબિંબ પણ સંહરી લે છે. પછી ઇન્દ્ર ત્યાં ઓશિકા નીચે બે દિવ્ય કુંડળ, રેશમી કપડાંની જોડ મૂકે છે. સુવર્ણ અને રત્નોની હારોથી સુશોભિત એક સુંદર દેવતાઈ દડો ભગવાનને રમવા મૂકે છે અને ત્યાં માતાના ભવનમાં ઈન્દ્ર બત્રીસ ક્રોડ રત્નોની, સોનાની તથા રૂપાની વૃષ્ટિ કરે છે. પછી ઇન્દ્ર નોકર દેવો પાસે ઉદ્‌ઘોષણા કરાવે છે કે જે કોઈ પ્રભુ તથા પ્રભુની માતાનું અશુભ ચિંતવશે તેના મસ્તકના સાત ટૂકડા થઈ જશે. પછી ઇન્દ્ર પ્રભુના અંગુઠામાં અમૃત મૂકીને પુનઃ નમસ્કાર કરીને નંદીશ્વરદ્વીપમાં જઇ દેવો સાથે ત્યાં જઇને જિનેન્દ્ર મહોત્સવ કરી ઈન્દ્રો અને દેવો પોતપોતાને સ્થાને પાછા ચાલ્યા જાય છે.

આ બધો પ્રભાવ અરિહંત પરમાત્માના પ્રકૃષ્ટ પુણ્યનો છે જન્મથી જ દેવ–દેવેન્દ્રોથી આ રીતે પૂજનીય વંદનીય બને છે.

ભગવાનના માતા પિતા જે રાજારાણી હોય છે તે પણ પોતાના વૈભવાનુસાર પોતાની રાજધાનીમાં ભારે ઠાઠમાઠથી ભગવાનનો દશ દિવસ સુધી જન્મોત્સવ ઉજવે છે. ઘર ઘર તોરણ બંધાય છે.

પ્રભુના રૂપ અને કાન્તિનો તો કોઇ પાર નથી હોતો સૌભાગ્યના ભંડાર સમા પ્રભુ સૌને પ્રિય થઈ પડે છે. પ્રભુની ગંભીર, તેજસ્વી અને પ્રસન્ન મુખમુદ્રા કોના દીલને ન આકર્ષે ?

પ્રભુને જોઇને માતા પિતા ખૂબ હરખાય છે. નગરજનો પણ આનંદમાં આવીને નાચે છે અને કુદે છે. પ્રભુ માતાનું સ્તનપાન કરતા નથી. પણ જ્યારે ભૂખ લાગે ત્યારે અંગુઠો ચૂસી ક્ષુધાની બાધા દૂર કરે છે. અંગુઠામાં ઇન્દ્રે અમૃત મૂકેલું છે, તે ચૂસી ભૂખને શાન્ત કરે છે. જન્મથી આ અરિહંત ભગવાનને ચાર અસાધારણ વિશેષતાઓ હોય છે :— (૧) રોગ મલ રહિત તદ્દન નિરોગી કાયા પ્રભુની હોય છે (૨) કમળની સુગંધ જેવો ખુશબોદાર શ્વાસોશ્વાસ હોય છે. (૩) શરીરમાં લોહી માંસ ગાયના દૂધ જેવાં શ્વેત (સફેદ) અને અબિભત્સ હોય છે. (૪) પ્રભુની આહાર–નિહાર વિધિ ચર્મચક્ષુવાળા જીવો જોઇ શકતા નથી. ( અર્થાત્ અદશ્ય હોય છે ) પ્રભુનું જન્મથી બળ પરાક્રમ અજોડ છે અર્થાત્ અતુલ બળી હોય છે બાળ સહજ ક્રીડાથી રહિત હોય છે જન્મથી જ મહાજ્ઞાની હોય છે. તેઓને નિશાળમાં ભણવાની જરૂર હોતી નથી. સંસ્કૃત પ્રાકૃત વગેરે વિવિધ ભાષાઓ ઉપર પૂર્ણ

પ્રભુત્વ ધરાવનારા હોય છે. કાવ્ય, અલંકાર, છંદ, ગણિત, જ્યોતિષ, વ્યાકરણ, ટીકા ગ્રંથો, ઇતિહાસ, ખગોળશાસ્ત્રો, નીતિશાસ્ત્રો, ધર્મશાસ્ત્રો, શુકનશાસ્ત્રો, મંત્ર તંત્ર યંત્રશાસ્ત્રો, અર્થશાસ્ત્ર વગેરે તમામ શાસ્ત્રોમાં તેઓ પારંગત હોય છે.

અવધિજ્ઞાનથી ભૂત, ભવિષ્ય, વર્તમાનની વાતો જાણી શકે છે. સુમધુર સ્વરના સ્વામી હોય છે. વચનની આદેયતા અજબ હોય છે. કોઈથી ભય પામતા નથી અજબગજબનું સત્ત્વ હોય છે. ક્રમશઃ બાલ્યવય વટાવીને યુવાવસ્થામાં આવે છે ત્યારે જો તેઓનું ભોગાવલી કર્મ (સાંસારિક સુખ આપનારૂં કર્મ) બાકી પોતાના જ્ઞાનથી જાણે તો જ રાજકન્યા સાથે માતા–પિતાના આગ્રહથી લગ્ન કરે છે. ભોગાવલી કર્મ ક્ષીણ થઈ ગયેલું જાણે તો કેટલાક તીર્થંકરો લગ્ન કર્યા વગર જ સંસાર ત્યાગ કરી ઉગ્ર સંયમ તપની સાધના દ્વારા યોગી જીવન જીવે છે.

ભગવાને કર્મના ઉદયે જે કર્યું તે આપણે કરવાનું નથી પણ ભગવાને જે કહ્યું તે પ્રમાણે આપણે કરવાનું છે.

પ્રભુની બધી જ કરણી અનુકરણીય નથી. જે કરણી આત્માને ઉર્ધ્વગામી બનાવે તે કરણી જ આદરણીય–અનુકરણીય છે.

દીક્ષા અવસર જ્ઞાનથી જાણી દીક્ષા લેવાની તૈયારી કરે છે બધા જ તીર્થંકર બનનારા અરિહંત ભગવંતો સંસાર ત્યાગ કરી નિયમા ચારિત્ર (દીક્ષા) સ્વીકારે જ. કંચન કામીની

કુટુંબ પરિવાર અને સર્વ પ્રકારના પાપોનો પ્રતિજ્ઞાપૂર્વક જીંદગી પર્યંત સંપૂર્ણ ત્યાગ કર્યા સિવાય મોક્ષપ્રાપ્તિ થતી નથી.

બધા જ આશ્રવદ્વારો( કર્મ બાંધવાના કારણો )નો પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ આ અરિહંત ભગવંતો કરી સંયમનું અણિશુદ્ધ પાલન કરે છે.

ભગવાનને દીક્ષા લેવાનો અવસર થયો જાણી પાંચમા દેવલોકના વાસી લોકાંતિક દેવો આવીને પ્રભુને વિનયપૂર્વક પ્રણામ કરીને હે નાથ! આપ જગતના જીવોનું હિત કરનારૂં ધર્મતીર્થ પ્રવર્તાવો! એ પ્રમાણે વિનંતિ કરે છે.

જો કે પ્રભુ તો પોતાના જ્ઞાનથી દીક્ષા અવસર જાણે જ છે છતાં આ દેવોનો તથા પ્રકારનો એવો કલ્પ ( આચાર ) હોવાથી તેઓ દેવલોકમાંથી આવી પ્રભુને વિનતિ કરે છે.

દીક્ષા ( સંસાર ત્યાગ ) સ્વીકારવા પૂર્વે એક વર્ષ સુધી ઘોષણા કરવાપૂર્વક નિત્ય સૂર્યોદયથી અમુક વખત સુધી વર્ષીદાન આપે છે. રોજ પ્રભુ યાચકોને ૧ ક્રોડને ૮ લાખ સોનૈયાનું દાન કરે છે. એમ પૂરા એક વર્ષ સુધી ઇચ્છિત દાન આપતાં ૩ અબજ ૮૮ ક્રોડ અને ૮૦ લાખ સોનૈયાનું પ્રભુ દાન આપી દુઃખ દારિદ્રયના સળગતા દાવાનળને શાન્ત કરે છે. દીન દુઃખીનો ઉદ્ધાર કરે છે.

વર્ષીદાન આપ્યા બાદ પ્રભુ રાજવૈભવોનો-સુખ સગવડોનો-કુટુંબ પરિવારનો સંપૂર્ણ ત્યાગ કરી પૂર્ણ ત્યાગમય સાધુ

જીવન સ્વીકારે છે. દીક્ષા લઈ પ્રભુ એક ગામથી બીજા ગામ, એક નગરથી બીજા નગર ઉઘાડા પગે વિચરે છે. કદીયે વાહનનો કે જોડાનો ઉપયોગ કરતા નથી. સૂક્ષ્મ અહિંસાનું પાલન કરે છે પોતાના નિમિત્તે બનાવેલા આહાર-પાણી વગેરે લેતા નથી. પોતાના નિમિત્તે ખરીદીને આવેલી ચીજ વસ્તુ પણ લેતા નથી. પણ ૪૨ દોષ રહિત ભિક્ષા લે છે. મોટા ભાગે ઉગ્ર તપશ્ચર્યા કરે છે.

દીક્ષા લેતી વખતે પ્રભુના માતા, પિતા અને દેવ દેવેન્દ્રો મોટો દીક્ષા મહોત્સવ કરે છે. મોટી વિશાળ દેવતાઈ પાલખીમાં બેસીને દીક્ષા માટે નગરમાંથી નીકળે છે. તે પાલખીને દેવ લોકના ઇન્દ્રો ઉપાડવા માટે પડાપડી કરે છે મોટાં સન્માન દેવો અને ઇન્દ્રો તરફથી મળવા છતાં ભગવાન તો અલિપ્ત રહે છે. સંસારમાં પણ ભગવાન તો જલપંકજની જેમ નિર્લેપ જ રહે છે. જન્મથી જ્ઞાનગર્ભિત વૈરાગ્યને ધારણ કરનારા હોય છે. ત્રણ ત્રણ જ્ઞાનના ધણી હોવા છતાં પણ ભગવાનને સંસારત્યાગની આવશ્યકતા લાગી જ્યારે બીજા ક્ષુદ્ર અલ્પજ્ઞ જીવો માટે તો સુતરાં સંસારત્યાગની જરૂર હોય જ એમાં નવાઇ શું ?

પ્રભુ દીક્ષા લેતાં સિદ્ધ ભગવતોની સાક્ષીએ સર્વ પાપના ત્યાગની ભીષ્મ પ્રતિજ્ઞા દેવો, ઇન્દ્રો અને માનવો સમક્ષ મોટા સ્વરે ઉચ્ચરે છે. બોલો આવા દ્રઢ મનોબળવાળા ભગવાનને પણ પ્રતિજ્ઞાની જરૂર લાગી તો પછી દુર્બળ મનોબળવાળાને

કેટલી બધી જરૂર પ્રતિજ્ઞાની હોય તે સ્વાભાવિક સમજાય તેવું છે

પ્રતિજ્ઞા વગર આશ્રવનાં દ્વારો ( કર્મ બંધન ) બંધ થતાં નથી, અને આશ્રવના દ્વારો પ્રતિજ્ઞાપૂર્વક બંધ કર્યા વગર કર્મબંધન અટકતું નથી. પ્રતિજ્ઞા વગર પાપની સૂક્ષ્મ અપેક્ષા મનમાં રહી જાય છે.

પ્રતિજ્ઞા એ તો પાપરૂપી ગુંડાઓને પડકારરૂપ છે. પ્રતિજ્ઞા વગર પાપોને વાસ્તવિક રવાના કરી શકાતાં નથી, માત્ર શરીરથી પાપ ન કરવાથી કામ પતતું નથી. એમ તો ઝાડ વગેરે એકેન્દ્રિયના જીવો દેખીતું શું કાયિક પાપ કરે છે? છતાં તે જીવોની મુક્તિ નથી, સદ્ગતિ પણ મળતી નથી.

જૈન દર્શનની પરિભાષામાં 'અવિરતિ'નું પાપ જેને કહેવાય છે તે પાપ એકેન્દ્રિય વગેરે જીવોને ચાલુ જ હોય છે.

ધર્મની સુરક્ષા પણ પ્રતિજ્ઞા લીધા વગર બરાબર થતી નથી. ધર્મ અને વ્રત નિયમોની સુરક્ષા ખાતર અને નિયમિત સાધના કરવા પ્રતિજ્ઞા એક અદ્ભૂત સાધન છે.

પ્રતિજ્ઞા લેવાથી શુ? 'અમે તો મનથી વ્રત પાળીશું.' આવું બોલનારા અને માનનારાઓ કંઈક અગવડ કે વિઘ્ન કે લાલચ આવતાં તરત જ કરેલા નિર્ધારથી ગબડી પડે છે. માટે પ્રતિજ્ઞા લેવી એ દુર્બળતાની નિશાની નથી પણ સાત્વિકતાની નિશાની છે.

આ તીર્થંકર ભગવંતો દીક્ષા લેતાં પાંચ મહાવ્રત ઉચ્ચરે છે. પાંચ મહાવ્રત એટલે હિંસા, જુઠ, ચોરી, મૈથુન (અબ્રહ્મ) અને પરિગ્રહ. આ પાંચ મહા પાપોનો મન, વચન, કાયાથી કરવાં નહિ, કરાવવાં નહિ, અને કરતાને સારો માનવો નહિ, એવી ત્રિવિધ ત્રિવિધ પ્રતિજ્ઞા ઉચ્ચરે છે.

આવી મહાવ્રતની ભિષ્મ પ્રતિજ્ઞા લીધા પછી બધું પરાક્રમ ફોરવીને એ પ્રતિજ્ઞાનો સંપૂર્ણ નિર્વાહ (પાલન) કરે છે.

* લીધેલા વ્રતમાં લેશમાત્ર પણ દોષ લાગવા દેતા નથી.
* કોઈ પણ જીવને જરાક પણ દુઃખ થાય કે અપ્રીતિ થાય એવું કરતા નથી.
* સૌ કોઈનું શુભ જ ચિંતવે છે.
* બધા જ નાના કે મોટા જીવો ઉપર સમદ્રષ્ટિ રાખે છે. ભલે પછી કીડી હોય કે કુંજર હોય, રાજા હોય કે રંક હોય, સ્ત્રી હોય કે પુરુષ હોય, પંડિત હોય કે મૂર્ખ હોય, શત્રુ હોય કે મિત્ર હોય, સજ્જન હોય કે દુર્જન હોય, નિંદક હોય કે પ્રશંસક હોય, પણ ભગવાનને તો બધા જ ઉપર એક સરખી કરુણાદૃષ્ટિ હોય છે.
* ભગવાનને જગતના તમામ શુભ કે અશુભ પદાર્થો ઉપર નથી હોતો રાગ કે દ્વેષ.
* રાગ ને રીસ તો આ ભગવંતોથી સદા દૂર જ ભાગે છે.
* નથી થતા પ્રસન્ન ભક્ત ઉપર કે નથી નારાજ થતા અભક્ત ઉપર.

* મન, વચન, કાયાથી સંપૂર્ણ વિશુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરે છે.
* કોઇ પણ પ્રકારના બાહ્ય કે અભ્યંતર પરિગ્રહથી રહિત હોય છે.
* ભિક્ષામાં સારૂં ભોજન મળે તો પણ જરાયે રાગ કે આસક્તિ ધરતા નથી અને ખરાબ ભોજન મળે તો લગારે ચિત્તની પ્રસન્નતા ગુમાવતા નથી
* 'આરામ હરામ' આ સૂત્રને ભગવાન પોતાના સંયમ જીવન સાથે આત્મસાત્ કરી લે છે.
* દીક્ષા લઇને કદીયે જમીન ઉપર પલાંઠી વાળીને બેસતા નથી. (જ્યાં સુધી પૂર્ણ જ્ઞાન પ્રગટ ન થાય ત્યાં સુધી)
* અનુકુળ કે પ્રતિકુળ ગમે તેવા દુષ્ટ દેવો તરફથી, મનુષ્યો તરફથી કે પશુઓ તરફથી ઉપસર્ગ કે પરીસહ આવે તો સમભાવે સહન કરે છે, જરાયે દીનતા લાવતા નથી.
* નિરંતર ધ્યાનમાં રહે છે.
* પ્રાયઃ મૌનવ્રત પાળે છે.
* દીક્ષા લેતાં જ ભગવાનને ચોથું મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થાય છે, જે જ્ઞાનવડે બીજાના મનના વિચારોને જાણી શકે છે.
* કદીયે ક્રોધ કરતા નથી.
* કદીયે કોઈ પણ વાતનું અભિમાન (ગર્વ) કરતા નથી.

* કદીયે માયા દંભ કરતા નથી.

* સદાએ સંતોષને ધારણ કરે છે.

* પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું વિશુદ્ધ પાલન કરે છે.

* જ્યાં સ્ત્રી પશુ પંડક રહેતા હોય એવી વસતિમાં ( મકાનમાં ) ભગવાન રહેતા નથી.

* કોઈ દ્રવ્ય ( પદાર્થ ) ક્ષેત્ર કાળ કે ભાવ ઉપર મમત્વ કરતા નથી.

* ઘોર ઉગ્ર તપ કરે છે.

* જે કાંઈ કષ્ટો દુઃખો અગવડો આવે તે પ્રસન્ન ચિત્તે સહન કરે છે.

* માન–અપમાન, લાભ–અલાભ, પ્રિય–અપ્રિય, નિંદા–પ્રશંસા અને સુખ–દુઃખ જેવા સંસારી દ્વન્દોમાં સમભાવ રાખે છે.

પછી શુકલ ધ્યાનના બળે ચાર ઘાતી કર્મોનો નાશ કરી કેવળજ્ઞાન પામે છે. ( પૂર્ણ જ્ઞાન ) જે જ્ઞાનથી ભગવાન ભૂત, ભવિષ્ય અને વર્તમાનની સર્વ વાતો જાણે છે. રૂપી વસ્તુ હોય કે અરૂપી હોય, લોક હોય કે અલોક હોય, સર્વ પદાર્થોને, સર્વ પદાર્થોના સર્વ પર્યાયોને ( અવસ્થાઓને ) સાક્ષાત્ જાણે છે અને જુવે છે. આ જ્ઞાનમાં તેઓને હવે કોઈ વાત–વસ્તુ અજાણી નથી રહેતી બધું જ જાણે છે.

કેવળજ્ઞાન પ્રગટ થતાં જ દેવલોકમાંથી ઈન્દ્રો અને દેવો ભગવાનના કેવળજ્ઞાનનો મહોત્સવ કરવા ભક્તિથી ઉતરી આવે

છે દેવો ત્યાં આવીને ભગવાનની સ્તુતિ કરે છે. અહો! હે નાથ! હે જગતારક! આપ તો સંસારસાગર તરી ગયા.

આપે કર્મની વિરાટ સેનાનો સમૂળ નાશ કર્યો! આપે તો લોકાલોક પ્રકાશી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. આપે સમસ્ત ઇન્દ્રિયો અને મનને જીતી લીધું. આપે દુર્જય એવા રાગ દ્વેષ અને મોહ ઉપર સંપૂર્ણ વિજય મેળવ્યો!

હે ત્રિલોક બંધુ! હવે આપ જગતના જીવોનું એકાન્તે કલ્યાણ કરનાર ધર્મતીર્થ સ્થાપવા કૃપા કરો.

પછી ચારે નિકાયના દેવો ભેગા મળીને ત્યાં દિવ્ય સમોસરણની ભવ્યાતિભવ્ય તત્કાળ રચના કરે છે.

દેવો રચિત ભગવાનના સમોસરણનું સ્વરૂપ:—

જ્યાં તીર્થંકર ભગવંતોને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યાં ચારે નિકાયના દેવો ભેગા મળીને પ્રથમ સમવસરણ બનાવે છે.

* વાયુકુમારદેવો ચોતરફથી એક યોજન સુધી (૪ ગાઉ સુધી) જમીનને વાયુ વિકુર્વીને શુદ્ધ કરે છે.
* મેઘકુમારદેવો તે જમીન ઉપર સુગંધી જળની વૃષ્ટિ કરે છે, જેનાથી ઉડતી ધૂળ શાન્ત થઈ જાય છે.
* છ એ ઋતુના દેવો પાંચ વર્ણના પુષ્પોની તે જમીન ઉપર વૃષ્ટિ કરે છે.
* વાણવ્યંતરદેવો પછી મણિ, સુવર્ણ અને રત્નોવડે પૃથ્વીતલને શણગારે છે.

* વૈમાનિકદેવો રત્નમય અંદરનો ગઢ બનાવે છે.

* જ્યોતિષદેવો સુવર્ણનો ગઢ બનાવે છે.

* ભવનપતિદેવો રૂપાનો (ચાંદીનો) ગઢ બનાવે છે.

આ રીતે દેવો ત્રણ ગઢની સુંદર રચના કરે છે.

* આ સમવસરણને ચાર દિશામાં ચાર દ્વાર (દરવાજા) હોય છે.

* જિનેશ્વરદેવના શરીરથી બારઘણું ઊંચું અને ઉપરની ઘટામાં એક યોજનથી કંઇક અધિક પહોળું અશોકવૃક્ષ (ઝાડ) હોય છે. (દેવકૃત) તેની નીચે દેવછંદો (પ્રભુને દેશના બાદ વિસામો કરવાનું દેવકૃત ભવન) હોય છે. તેની ઉપર વ્યંતર વિરચિત પાદપીઠ સહિત ચાર રત્નમય સિંહાસન હોય છે. તે ચારે સિંહાસન ઉપર ચાર ઉપરાઉપરી ત્રણ ત્રણ દિવ્ય છત્રો હોય છે. પૂર્વ દિશાના સિંહાસન ઉપર બેસી જ્યાં ભગવાન તીર્થંકરો દેશના આપે છે તે પૂર્વ દિશા સિવાયના બાકીના ત્રણ સિંહાસનો ઉપર વ્યંતર ઇન્દ્રોએ બનાવેલા (વિકુર્વેલા) પ્રભુના ત્રણ પ્રતિબિંબો (પ્રતિમાઓ) પ્રભુ સદૃશ રૂપવાળાં હોય છે. ચારે દિશાઓમાં સિંહાસન ઉપર બેઠેલા પ્રભુ અને પ્રભુની પ્રતિમાઓ આસપાસ દિવ્ય ચામર વીંજતા દેવો અથવા ઈન્દ્રો હોય છે.

* રત્નમય સિંહાસનની આગળ સુવર્ણ કમળ ઉપર રહેલ સ્ફટીક રત્નના ચાર ધર્મચક્ર હોય છે.

* સમવસરણની બહાર ચારે દિશામાં એકહજાર યોજનના

દંડવાળો, નાની નાની ઘંટડીઓ અને ધ્વજાઓથી યુક્ત ઊંચો ધર્મધ્વજ ફરકી રહેલો છે.

* ભગવાન તીર્થંકર પૂર્વ દિશાના દરવાજેથી દેવો રચિત સમવસરણમાં પ્રવેશ કરે છે. અશોકવૃક્ષને ( સમવસરણને ) પ્રદક્ષિણા દઈને પૂર્વ દિશાના રત્નમય ઊંચા સિંહાસન ઉપર 'નમો તિત્થસ્સ' કહીને બેસે છે, પછી દેશના દે છે. દેશના આપતાં પ્રભુ પોતાનો પગ પાદપીઠ ઉપર મૂકે છે.

બાર પર્ષદા આગળ ધર્મદેશનાનો પ્રારંભ કરે છે.

બાર પર્ષદાનું સ્વરૂપ :—

| | |
|---|---|
| ભવનપતિના દેવ–દેવીઓ | ( ૧–૨ ) |
| વ્યંતર દેવ–દેવીઓ | ( ૩–૪ ) |
| જ્યોતિષ દેવલોકની દેવ–દેવીઓ | ( ૫–૬ ) |
| વૈમાનિક દેવલોકની દેવ–દેવીઓ | ( ૭–૮ ) |
| સાધુ–સાધ્વીઓ | ( ૯–૧૦ ) |
| મનુષ્યો અને મનુષ્યોની સ્ત્રીઓ | ( ૧૧–૧૨ ) |

તે સિવાય સંજ્ઞી ( મનવાળા ) પશુ પક્ષીઓ પણ ભગવાનની દેશના સાંભળવા આવે છે.

* પૂર્વ દિશાના દરવાજેથી સાધુઓ, વૈમાનિક દેવીઓ અને સાધ્વીઓ પ્રવેશ કરી પર્ષદા( વ્યાખ્યાન સભા )માં આવે છે. તેમાં પ્રથમ સાધુઓ બેસે, તેની પાછળ વૈમાનિક દેવીઓ બેસે અને તેની પાછળ સાધ્વીઓ પ્રાયઃ ઊભી રહે છે.

* દક્ષિણ દિશાના દરવાજેથી ભવનપતિની દેવીઓ, જ્યોતિષ-દેવલોકની દેવીઓ અને વ્યંતરની દેવીઓ પ્રવેશ કરી પર્ષદામાં બેસે છે.

* દક્ષિણ દિશાના દરવાજેથી ભવનપતિ દેવો, જ્યોતિષી દેવો અને વ્યંતર દેવો પ્રવેશ કરી પર્ષદામાં બેસે છે

* પશ્ચિમ દિશાના દરવાજેથી વૈમાનિક દેવો, પુરુષો અને સ્ત્રીઓ ( મનુષ્યની ) પ્રવેશ કરી પર્ષદામાં બેસે છે.

આ બારે પ્રકારની પર્ષદા અંદરના રત્નમય કિલ્લા ( ગઢ )માં રહીને દેશના સાંભળે છે.

મધ્યના સોનાના કિલ્લામાં બેસીને પશુ, પક્ષીઓ ( તિર્યંચો ) દેશના સાંભળે છે.

બહારના રૂપાના કિલ્લામાં પર્ષદામાં આવેલા દેવો અને માનવોનાં વાહનો રહે છે.

* અંદરના રત્નમય કિલ્લાના ચાર દિશાના ચારે દરવાજે એક એક દ્વારપાલ હોય છે.

પૂર્વ દિશાના દ્વારે સોમ નામનો વૈમાનિક દેવ હોય છે.
દક્ષિણ દિશાના દ્વારે યમ નામનો વ્યંતરદેવ હોય છે.
દક્ષિણ દિશાના દ્વારે વરુણ નામનો જ્યોતિષ દેવ હોય છે
પશ્ચિમ દિશાના દ્વારે કુબેર નામનો ભવનપતિ દેવ હોય છે.

બીજો જે સોનાનો કિલ્લો તેને પણ ચારે દિશામાં એક એક દ્વારે એક એક દ્વારપાલ દેવીઓ હોય છે.

પૂર્વ દિશામાં જયા નામની દેવી હોય છે. (દ્વારપાલ તરીકે)
દક્ષિણ દિશામાં વિજયા નામની દેવી હોય છે.
પશ્ચિમ દિશામાં અજિતા નામની દેવી હોય છે.
ઉત્તર દિશામાં અપરાજીતા નામની દેવી હોય છે.

ત્રીજો જે રૂપાનો કિલ્લો તેના પણ ચારે દરવાજે ચાર દ્વારપાલો હોય છે.

તુંબરૂં, ખટવાંગી, કપાલધારી અને જટામુકુટધારી નામના દેવો હોય છે.

આ ભગવાનના સમવસરણની શોભા કોઈ અદ્ભુત હોય છે. દેવો અને ઈન્દ્રો જ્યાં ખૂદ ભગવાનના ભક્તો હોય ત્યાં પછી શોભાનું પૂછવું જ શું ? દેવોની શક્તિ અપરંપાર હોય છે એક સેકન્ડથી પણ ઓછા સમયમાં સોનાની મોટી નગરી ખડી કરી દેવી હોય તો કરી દે એવી શક્તિ ધરાવે છે. આ દેવો ગમે તેવું રૂપ બનાવી શકે છે. તેઓની ગતિ ખૂબ જ શીઘ્ર હોય છે. આજના રોકેટની ઝડપ તો તેની આગળ કાંઈજ વિસાતમાં નથી. એક આંખના પલકારામાં તો દેવો કરોડો માઈલો કાપી નાંખે છે. વિદ્યુતની ગતિથી પણ હજારો ઘણી ગતિ દેવોની હોય છે.

ભગવાન આવા દેવો રચિત સમવસરણમાં બેસીને પ્રથમ પ્રહર અને છેલ્લો પ્રહર એમ બે પ્રહર ( લગભગ છ કલાક ) સુધી નિર્વાણ ન પામે ત્યાં સુધી રોજ આ બારપર્ષદા સમક્ષ ધર્મોપદેશ આપે છે.

બીજા પ્રહરમાં ભગવાનના પ્રથમ શિષ્ય (ગણધર) અથવા બીજા ગણધર પર્ષદાને દેશના આપે છે.

આ ભગવાનના સમવસરણની શોભા એટલી બધી મનોહર અને નયનરમ્ય હોય છે કે તે જોઇને નાસ્તિક પણ આસ્તિક બની જાય, અધર્મી પણ ધર્મી બની જાય, રાગી પણ વીરાગી બની જાય, ધર્મનો ઉત્સાહ મંદ પડેલો હોય તો પણ તીવ્ર બની જાય, ભલભલા અભિમાનીનો ગર્વ ગળી જાય.

ભગવાન તીર્થંકરોને કેવળજ્ઞાન થયા બાદ ઓછામાં ઓછા ક્રોડ દેવો તો પ્રભુની સેવામાં નિરંતર રહે છે.

પ્રભુ જ્યાં વિચરે (પગપાળા) ત્યાં આ દેવો અને દેવરચિત અષ્ટ પ્રાતિહાર્ય, ધર્મધ્વજ વગેરે પ્રભુની સાથે જ રહે છે.

(ભગવાનને વિચરતાં અશોક વૃક્ષ, દિવ્ય ધ્વનિ અને પુષ્પ-વૃષ્ટિ પ્રાયઃ નથી હોતાં. બહુશ્રુતો વિચારે)

કેવળજ્ઞાન બાદ ભગવાનને જમીન ઉપર પગ મૂકવો પડતો નથી, દેવો રચિત સુવર્ણ કમળ ઉપર પગ મૂકી મૂકીને પ્રભુ ચાલે છે, અને બેસે ત્યાં રત્ન સિંહાસન પર બેસી પગ પાદપીઠ પર રાખે છે. દેવો પોતાની ભક્તિથી આ બધું કરે છે. ભગવાન તો વીતરાગ છે એટલે નથી થવાનો જરાયે રાગ. પણ વીતરાગના રાગીને તો જરૂર ભક્તિ દ્વારા પુણ્યાનુબંધી પુણ્યનો અને કર્મ નિર્જરાનો લાભ થાય છે.

ભગવાન ચાલે ત્યારે દેવો એક પછી એક સુવર્ણ કમળ ઝડપથી ગોઠવતા જાય છે. આવાં નવ સુવર્ણ કમળો હોય છે. માખણના પીંડાથી પણ વધુ મુલાયમ હોય છે.

### ભગવાન તીર્થંકરની દેશનાનું સ્વરૂપ :—

ભગવાન તીર્થંકરદેવને જ્યારે કેવળજ્ઞાન થાય ત્યારપછી જ ઉપદેશ આપવાની શરૂઆત કરે છે. તે પહેલા છદ્મસ્થ (અપૂર્ણ જ્ઞાની) હોવાથી ઉપદેશ આપવામાં ભૂલ થઈ જવાનો સંભવ હોવાથી તેઓ ઉપદેશ આપતા નથી.

કેવળજ્ઞાન બાદ દેવો જ્યાં સમવસરણ બનાવે ત્યાં દેવો મનુષ્યો સહિત પર્ષદા (સભા) આગળ ઈંદ્રની વિનંતીથી પ્રભુ પ્રથમ દેશના આપે છે. તેઓની દેશના અમોઘ (કદીયે નિષ્ફળ જનારી નહિ.) હોય છે. તેથી તે પર્ષદામાંથી કેટલાક મનુષ્યો સર્વસ્વનો ત્યાગ કરી સાધુ જીવન સ્વીકારી સંપૂર્ણ ત્યાગી સાધુ બને છે.

સ્ત્રીઓમાંથી કેટલીક સંપૂર્ણ ત્યાગી સાધ્વીઓ બને છે.

કેટલાક પુરુષો સંપૂર્ણ ત્યાગી બનવાની અશક્તિથી શ્રાવક ધર્મ સ્વીકારે છે, અને કેટલીક સ્ત્રીઓ પણ સંપૂર્ણ ત્યાગ કરવાની અશક્તિમાં શ્રાવક ધર્મ સ્વીકારી શ્રાવિકા બને છે.

આ રીતે પ્રથમ તો પ્રભુ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘની સ્થાપના કરી ધર્મતીર્થ પ્રવર્તાવે છે.

(૧) એક સંપૂર્ણ ત્યાગી સંસ્થાની સ્થાપના કરે છે.

(૨) બીજી તે ત્યાગીઓની ઉપાસના કરનારી ધર્મપ્રધાન ગૃહસ્થ સંસ્થા સ્થાપે છે.

પ્રથમ તીર્થંકર ભગવંતો સાધુધર્મનો ઉપદેશ આપે છે (સર્વ ત્યાગનો), પછી ગૃહસ્થધર્મનો ઉપદેશ આપે છે. સાધુધર્મ આત્માને સીધો મોક્ષમાં લઈ જનારો છે, જ્યારે ગૃહસ્થ ધર્મ (શ્રાવક ધર્મ) વિલંબથી યાને સાધુ ધર્મ પમાડવા દ્વારા મોક્ષે લઈ જનારો છે.

એક છે રોકેટ જ્યારે બીજો છે રોકેટ સ્ટેશન સુધી પહોંચાડનાર લોકલ ટ્રેન. (બાપુની ગાડી જેવો).

આ ભગવાન તીર્થંકર દેવ પર્ષદાને ઉદ્દેશીને સાધુધર્મ અને શ્રાવકધર્મ બતાવે છે.

બંને ધર્મનું ધ્યેય છે મોક્ષપ્રાપ્તિ (સકલ કર્મોનો ક્ષય). પ્રથમ સાધુધર્મમાં કંચન કામિની, કુટુંબ પરિવાર, ઘર, દુકાન, જમીન, સોનું, ચાંદી, ઝવેરાતનો જીંદગી પર્યંત ત્યાગ કરી પૂર્ણ અહિંસક જીવન જીવવાનું હોય છે. સર્વ પ્રકારના પાપોનો જીંદગી પર્યંત સંપૂર્ણ પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરી પાંચ મહાવ્રતનું પાલન કરવાનું હોય છે ચોવિસે કલાક અને જીંદગી સુધી એકલું ધર્મપરાયણ જીવન જીવવાનું હોય છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવ પણ ન મરે તે રીતે જીવન જીવવાનું હોય છે, જુઠું બોલવાનું બિલકુલ હોતું નથી. નાની પણ ચોરી કરવાની હોતી નથી, શુદ્ધ બ્રહ્મચર્ય પાળવાનું હોય છે પૈસા જમીન ઝવેરાત વગેરે પરિગ્રહનો સંપૂર્ણ ત્યાગ કરવાનો હોય છે.

* જાતે રસોઈ બનાવવાની હોતી નથી.

* પોતાને નિમિત્તે રાંધેલો ખોરાક સાધુને ખાસ બિમારી વગેરે કારણ વગર લેવાનો હોતો નથી.
* જીંદગી સુધી મોટરગાડી પ્લેન વગેરે વાહનમાં બેસવાનું હોતું નથી.
* એક જ જગ્યાએ મઠધારી બનીને રહેવાનું હોતું નથી.
* સ્નાન, હજામત કરવાની હોતી નથી.
* ૪૨ દોષરહિત ભિક્ષા સાધુએ લાવીને જીવન નિર્વાહ કરવાનો હોય છે.
* ગુરુ આજ્ઞામાં સદા રહેવાનું હોય છે.
* નિત્ય ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવાનો હોય છે.
* પ્રતિક્રમણ પડિલેહણાદિ ક્રિયાઓ કરવાની હોય છે.
* બાર પ્રકારનો તપ કરવાનો હોય છે.
* સમિતિ ગુપ્તિનું પાલન કરવાનું હોય છે. નવ બ્રહ્મચર્યના કિલ્લાઓનું રક્ષણ કરવાનું હોય છે.
* વાળમાં તેલ નાંખવાનું, વાળ સમારવાનું, દર્પણમાં મોઢું જોવાનું વગેરે નિષિદ્ધ હોય છે
* કાચું પાણી પીવાનું હોતું નથી, અચિત્ત (ઉકાળેલું) પાણી પીવાનું ચોવિહાર ઉપવાસ સિવાય હંમેશાં હોય છે.
* સૂર્યાસ્ત પછી કદીયે સાધુ–સાધ્વીને રાતના પાણી સુદ્ધાં પણ પીવાનું હોતું નથી.
* બીડી, ચલમ, માંસ, દારૂ, કંદમૂળ, માખણ, મધ, વાસી ભોજન વગેરે ચીજોનો જીંદગીપર્યંત ત્યાગ કરવાનો હોય છે.

* પલંગ, ખાટલો, ગાદલા, ગાદીનો ઉપયોગ કરવાનો સાધુને નિષેધ હોય છે.

* સ્ત્રી ચરણસ્પર્શ પણ કરી શકતી નથી રાતના સાધુની વસતિમાં સ્ત્રીને આવવાનો નિષેધ હોય છે દિવસના પણ ખાસ વંદન વ્યાખ્યાનના કામ સિવાય સ્ત્રીને સાધુની વસતિમાં આવવાનો નિષેધ હોય છે.

* પૈસાને પોતે રાખતા કે રખાવતા નથી.

* નિરંતર સાધુઓને પોતાની આત્મસાધના કરવાની હોય છે.

* પંચાચારનું પાલન સાધુઓને કરવાનું હોય છે.

આવું સંપૂર્ણ ત્યાગવાળું અને કષ્ટમય સાધુ જીવન જીવવાની જેની શક્તિ ન હોય તેઓ શ્રાવકધર્મનો સ્વીકાર કરે છે.

શ્રાવકધર્મમાં સમકિતના સ્વીકારપૂર્વક શ્રાવક શ્રાવિકાને બાર વ્રતોનું પાલન કરવાનું હોય છે.

સાધુધર્મ એ પૂર્ણ ધર્મ છે, જે આત્માને પૂર્ણતાની ટોચે પહોંચાડે છે.

શ્રાવકધર્મ એ અપૂર્ણ ધર્મ છે, જે આત્માને ઊંચે બારમા દેવલોક સુધી જ પહોંચાડે છે.

સાધુધર્મમાં સંપૂર્ણ પૈસા પત્ની પરિવારનો અને પાપોનો પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરવાનો હોય છે.

જ્યારે શ્રાવકધર્મમાં પૈસા પત્ની પરિવારનો ત્યાગ નથી હોતો. તેમજ સર્વ પાપોનો ત્યાગ પણ નથી હોતો. પણ આંશિક ભોગનો તથા સ્થૂલ પાપોનો આંશિક ત્યાગ જરૂર હોય છે.

ઝવેરાતનો વેપાર કરવાની મૂડી ન હોય તો ઓછી મૂડી-વાળો જેમ કાપડ, કરીયાણાનો વેપાર શું નથી કરતો ? કરે છે. તેમ આત્મા સર્વથા ધર્મથી વંચિત ન રહે અને કાંઈક પણ આત્મકલ્યાણ સાધી પરંપરાએ મોક્ષને મેળવનારો બને એ માટે પરમાત્મા તીર્થંકરદેવો શ્રાવકધર્મનું સ્વરૂપ બતાવે છે કે–

હે ગૃહસ્થો ! તમારે શુદ્ધ શ્રદ્ધાને ધારણ કરીને બાર વ્રતોનું પાલન કરવું. જેથી તમારામાં પણ સંસાર ત્યાગ કરી સાધુધર્મ સ્વીકારવાની અને પાળવાની શક્તિ પ્રગટ થશે, અને તમે પણ આત્મકલ્યાણ સાધી શકશો.

શ્રાવકધર્મનું સામાન્ય સ્વરૂપ :—

વીતરાગદેવને જ તમારે ઈષ્ટદેવ માની વાંદવા–પૂજવા

સંપૂર્ણ ત્યાગી પંચ મહાવ્રતધારી જિનાજ્ઞામાં રહેલા સાધુઓને જ તમારે સદ્‌ગુરુ માની ઉપાસના કરવી.

સર્વજ્ઞ અરિહંતે બતાવેલો મુક્તિસાધક ધર્મ તેને જ સત્ય ધર્મ માની આચરવો.

અર્થાત્ શુદ્ધ દેવ, ગુરુ, ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા ધારણ કરવી. પછી નીચે મુજબ બાર વ્રતોનું પાલન કરવું.

૧. કોઈ પણ હાલતા ચાલતા નિરપરાધ જીવને જાણી જોઈને નિરપેક્ષપણે મારવો નહિ. એકેન્દ્રિય જીવો ઉપર પણ પૂર્ણ દયાભાવ રાખી નિરર્થક તે જીવોની પણ બને ત્યાં સુધી હિંસા કરવી નહિ. બહુ હિંસક ધંધાઓ વગેરે કરવા નહિ.

૨. મોટું જુઠ બોલવું નહિ. બને ત્યાં સુધી અસત્ય બોલવું નહિ બીજાને મોટું નુકશાન થાય, બીજાના પ્રાણ જાય તેવું જુઠું બોલવું નહિ.

૩. પોતાનો ધર્મ, કુળ નિંદાય, રાજદંડ કરે, જેલમાં જવું પડે, લોક નિંદા કરે તેવી મોટી ચોરીનો સર્વથા ત્યાગ કરવો બને ત્યાં સુધી તો નાની પણ ચોરી કરવી નહિ ન્યાય નીતિથી વ્યાપાર વગેરે કરવો. જાતે ચોરી કરવી નહિ, બીજા પાસે કરાવવી નહિ, ચોરીનો માલ સંઘરવો નહિ કે વેચી આપવો નહિ. દાણચોરી કરવી નહિ, દાણચોરોને આશ્રય આપવો નહિ, દાણચોરીની ચીજ લેવી નહિ તેમજ સંઘરવી નહિ.

૪. સ્વસ્ત્રીમાં સંતોષ રાખવો, તેમજ પરસ્ત્રીના ભોગનો ત્યાગ કરવો. સ્વસ્ત્રીમાં પણ અતિ આસક્તિ રાખવી નહિ. બને તેટલું બ્રહ્મચર્ય પાળવું.

૫. પરિગ્રહની અમુક મર્યાદા બાંધવી. કે આટલા હજાર કે લાખથી વધુ પરિગ્રહ રાખવો નહિ. એવી પ્રતિજ્ઞા કરી સંતોષી જીવન ગાળવું.

૬. ખોટી દોડધામ અટકે અને લોભ હિંસાથી બચવા દિશા અને વિદિશાઓમાં જવાનું નિયમન કરવું.

દા.ત.–મારે પૂર્વ દિશામાં ૩૦૦ માઇલથી આગળ જવું નહિ.
પશ્ચિમ દિશામાં ૪૦૦ માઈલથી આગળ જવું નહિ.
દક્ષિણ દિશામાં ૫૦૦ માઇલથી આગળ જવું નહિ.
ઉત્તર દિશામાં ૨૦૦ માઈલથી આગળ જવું નહિ.

અરે છેવટે મારે મારો દેશ છોડી પરદેશમાં જવું નહિ એવી પ્રતિજ્ઞા કરવી.

૭. ભોગ અને ઉપભોગની ચીજોનું પ્રમાણ નક્કી કરો કે જેથી ભોગનો અતિરેક અને આસક્તિ ઘટે. ખાવાપીવાની, પહેરવા ઓઢવાની ચીજોનું પ્રમાણ નક્કી કરવું.

દા.ત.–મારે જીંદગીમાં આટલાં જ અનાજ વાપરવાં.
આટલાં જ કઠોળ વાપરવાં.
આટલાં જ ફળ વાપરવાં.
આટલાં જ શાક વાપરવાં.

માંસાહાર, મદ્ય, માખણ, મધ, રાત્રીભોજન, કંદમૂળ, અનંતકાય વગેરે અભક્ષ્યોનો ત્યાગ આ વ્રતમાં આવે.

આટલાં જ કપડાં પહેરવાં.

આટલાં જ દાગીના પહેરવાં.

વગેરે બાબતો આ સાતમા શ્રાવકના વ્રતમાં આવે.

૮. શ્રાવકે બિનજરૂરી પાપ નહિ કરવું જોઈએ. નિષ્કારણ પાપ કરતાં રોકવા આ શ્રાવકનું 'અનર્થદંડ વિરમણ નામનું વ્રત છે' જે જાત માટે, કુટુંબ માટે પાપ–આરંભ–સમારંભ કરવો પડે તે અર્થદંડ કહેવાય જ્યારે તે સિવાય પ્રમાદ કૌતુકથી શોખ ખાતર, રાગદ્વેષથી કે પોતાની હોંશિયારી બતાવવા જે પાપ વગેરે કરે તે અનર્થદંડ કહેવાય. પાપ કરવાનો રસ તો મનુષ્યમાં ન જ હોવો જોઈએ. પાપને કર્તવ્ય તો મનુષ્યથી ન જ મનાય. ગૃહવાસમાં બેઠેલા ગૃહસ્થશ્રાવકને વિષયસુખના નિમિત્તે કે કુટુંબ પરિવારના નિમિત્તે પાપ થઈ જાય એ હજુ બને, પણ એમાં શું થઈ ગયું? એમાં વળી શું પાપ? એવી નિષ્ઠુરતા–નિઃશૂકતા તો ન જ હોવી જોઈએ. 'પાપ તરફ અરુચિ અણગમો–અકર્તવ્ય બુદ્ધિ, પાપ થયા બદલનો પશ્ચાત્તાપ, પાપો ઉપર અંકુશ, પાપ-શુદ્ધિની કામના, નિષ્પાપ જીવનની ભાવના વગેરે તો હોવી જ જોઇએ. પાપનો ભય તો ગૃહસ્થને હોવો જ જોઈએ. માટે પાપભીરુ ગૃહસ્થ બીજાને પાપના ઉપદેશ ન આપે.

હિંસક શસ્ત્રો વગેરે બીજાને ન આપે.

નાટક–ભવાઇ, ડેન્સ, જુગાર, શિકાર વગેરેનો ત્યાગ કરે.

અસતીનું પોષણ ન કરે.

દુર્ધ્યાન ન કરે, થઈ જતાં તત્ત્વ સમજથી અંકુશ મૂકે.

ગૃહસ્થનું જીવન બને તેટલું નિર્દોષ હોવું જોઈએ. લોભના કારણે ગૃહસ્થ ગમે તેવા પાપના કામો ન કરે, તે માટે ભગવાન નિરર્થક–બિનજરૂરી પાપોથી ગૃહસ્થોને બચાવવા આ આઠમા વ્રતનો ઉપદેશ આપે છે.

૯. શ્રાવકે રોજ બને તો પાપ અવિરતિથી બચવા અને જ્ઞાન-ધ્યાનની સાધના માટે સામયિક વ્રતનું પાલન કરવું જોઈએ. આ સામયિક વ્રત સાધકને સમભાવ તરફ લઈ જાય છે. અંતે તો સમભાવ વિના સિદ્ધિ પણ ક્યાં છે? માટે સમ-ભાવની સિદ્ધિ અર્થે રોજ તમારે ઓછામાં ઓછું એક સામયિક કરવું.

૪૮ મિનિટ સુધી કટાસણું મુહપત્તિ ચરવળો રાખી શુદ્ધ ધોતીયું પહેરી સામાયિક લેવાની. વિધિપૂર્વક સર્વ પાપોનો સર્વ સાંસારિક કામોનો ત્યાગ કરી તત્ત્વચિંતન–ધ્યાનમાં રહેવું અથવા ધર્મશાસ્ત્રોનો સ્વાધ્યાય કરવો

૧૦. શ્રાવકે મહિનામાં કે વર્ષમાં અમુક દિવસો એવા કાઢવા જોઈએ કે જે દિવસે લીધેલા વ્રતોનો સંક્ષેપ કરી સામાયિકમાં રહેવું. બને ત્યાં સુધી તે દિવસે જિનમંદિર, ઉપાશ્રય અને પોતાના ઘર સિવાય બીજે ક્યાંયે જવું નહિ શક્તિ મુજબ તે દિવસે તપ કરવો, બ્રહ્મચર્ય પાળવું, નિરારંભી જીવન જીવવાના મનોરથ કરવા વગેરે.

* મહાત્માઓની પવિત્ર જીવનચર્યા, ૪૨ દોષ રહિત ભિક્ષાચર્યા જોઇને તેઓ પ્રત્યે વધુ બહુમાન જાગશે.
* તમારી આવી સાધુભક્તિ જોઈને બીજા ગૃહસ્થોને પણ સાધુભક્તિ કરવાની પ્રેરણા મળશે.
* ભગવાન જિનેશ્વરદેવની આજ્ઞાનું પાલન થશે.
* ભવની મંજિલ ટૂંકી થશે.
* ભવસમુદ્ર શોષાઈ જશે.
* લોભાદિ દોષો પલાયન થઈ જશે.
* આત્મવિકાસ થશે.
* સદ્ભાવનાઓ તમારા જીવન–બાગમાં રમતી થશે
* સાધુ સમાગમ અને સદ્ગુરુની સેવા શું શું નથી કરતી ?
* સાધુ સેવા–ભક્તિ સર્વ ભાગ્યોની જનેતા છે.
* દુઃખ દારિદ્રય દુર્ભાગ્ય અને દોષોને દેશવટો આપે છે.

સાધુધર્મને જૈન ધર્મની પરિભાષામાં સર્વ વિરતિ ધર્મ અને શ્રાવક ધર્મને જૈન ધર્મની પરિભાષામાં દેશ વિરતિ ધર્મ કહેવાય છે.

હે ભાગ્યવાન ગૃહસ્થો ! તમે જો આ શુદ્ધ દેવ ગુરુ ધર્મની શ્રદ્ધા સાથે આ બાર વ્રતોનું નિર્મળ મોક્ષના ધ્યેયથી પાલન કરશો તો તમે પણ સાધુધર્મ પામીને ભવસાગર તરી જશો.

તમારા જન્મ-જરા-મરણનો અંત આવી જશે.

તમારા કર્મના બંધનો તૂટી જશે.

તમને પરમ સુખમય મોક્ષની પ્રાપ્તિ થશે.

આ રીતે ભગવાન તીર્થંકર દેવો બાર પર્ષદાને સાધુધર્મ અને શ્રાવક ધર્મનો ઉપદેશ આપી સાધુ-સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘની ( સંસ્થાની ) સ્થાપના કરે છે. પ્રમુખ શિષ્યોને ગણધર કહેવાય છે. આ ગણધર બનનાર ઉત્તમ સાધુઓને ભગવાન સ્વમુખેથી ત્રિપદી સંભળાવે છે. ત્રિપદી એટલે શું ?

ગણધર ભગવંતો ક્રમશઃ ભગવાનની સન્મુખ નતમસ્તકે ભક્તિપૂર્ણ હૃદયે ઊભા રહી અત્યંત બહુમાનપૂર્વક ભગવાનના મુખથી ત્રિપદીનું શ્રવણ કરે છે.

ગણધર થનાર શિષ્યો તીર્થંકર દેવને પ્રશ્ન કરે છે કે— भयवं ! किं तत्तं ? હે ભગવાન ! તત્ત્વ શું ? તે કૃપા કરી ફરમાવો.

ભગવાન કહે છે કે, હે આયુષ્યમાન ! 'उप्पन्नेइ वा' અર્થાત્ 'ઉત્પન્ન થાય છે' એ તત્ત્વ છે.

શિષ્યોના મનનું બરાબર સમાધાન ન થતાં બીજી વાર પૂછે છે કે—भयवं ! किं तत्तं ?

ભગવાન કહે છે કે, હે આયુષ્યમાન ! 'विगमेइ वा' અર્થાત્ 'નાશ પામે છે' એ તત્ત્વ છે.

હજુ પણ બરાબર શિષ્યોના મનનું સમાધાન ન થવાથી ત્રીજી વાર પૂછે છે કે—भयव ! किं तत्तं ?

ભગવાન કહે છે કે, હે આયુષ્યમાન ! 'धुवेइ वा' અર્થાત્ 'સ્થિર રહે છે' એ તત્ત્વ છે.

આ રીતે ગણધર બનનારા શિષ્યો ત્રણવાર પ્રશ્ન પૂછે છે અને ભગવાન ત્રણેવાર જુદા જુદા જવાબ આપે છે.

આથી ગણધર બનનારા શિષ્યોના મનનું પૂર્ણ સમાધાન થઇ જાય છે અને તત્ત્વનો પ્રકાશ થઇ જાય છે.

આ જગતના સમસ્ત જડ–ચેતન પદાર્થો પ્રતિસમય ઉત્પન્ન પણ થાય છે, નાશ પણ પામે છે અને સ્થિર પણ રહે છે.

ત્રિપદીમાં 'वा' શબ્દનો પ્રયોગ ભગવાન કરે છે તેનો અર્થ 'अपि' એટલે પણ સમજવો. 'અનેકાન્તનો દ્યોતક 'वा' શબ્દ છે. એટલે વસ્તુ ઉત્પન્ન પણ થાય છે, નાશ પણ પામે છે અને મૂળ સ્વભાવથી સ્થિર પણ છે. પણ એકાંતે 'વસ્તુ ઉત્પન્ન જ થાય છે' 'નાશ જ પામે છે' 'સ્થિર જ રહે છે' એવું નથી. (વસ્તુ ત્રયાત્મક છે.)

અનેકાન્તવાદથી ભગવાન સંપૂર્ણ તત્ત્વનું રહસ્ય ગણધરો આગળ પ્રકાશિત કરી દે છે. તે સાંભળીને મહાબુદ્ધિનિધાન ઔત્પાતિકી આદિ ચાર મતિવાળા તથા લબ્ધિવાળા ગણધરો ત્યાંને ત્યાં ઊભા ઊભા એક અંતર્મુહૂર્તમાં આખી દ્વાદશાંગીની રચના કરે છે.

આચારાંગ આદિ બાર અંગ એટલે દ્વાદશાંગ એની ભવ્યાતિભવ્ય સૂત્રથી રચના કરે છે.

ચાવી હાથમાં આવ્યા પછી તિજોરી ખોલતાં વાર કેટલી? ભગવાને ત્રિપદીરૂપ ચાવી ગણધરોના હાથમાં મૂકી દીધી એટલે ગણધરોએ દ્વાંદશાંગીરૂપ જ્ઞાનની તિજોરી તેના વડે ખોલી નાંખી.

ગણધરો જ્ઞાનનો દિવ્ય પ્રકાશ ભગવાનના પારાવાર ઉપકારથી પામે છે.

દ્વાદશાંગીની ગણધરો રચના કર્યા પછી તેને પ્રમાણભૂત કરાવી આપવા ભગવાન ગણધરોના મસ્તક ઉપર વાસક્ષેપ નાંખે છે. અને ગણધરોને દ્રવ્ય ગુણ પર્યાયથી દ્વાદશાંગીની અનુજ્ઞા (આજ્ઞા) આપે છે.

હવેથી તમે તમારા શિષ્યોને પણ આ દ્વાદશાંગીનું અધ્યયન કરાવજો. તે વખતે દેવલોકના ઇન્દ્રો, દેવદેવીઓ પણ હાજર હોય છે. ઇન્દ્રો પણ ગણધરોના મસ્તક ઉપર સુગંધીદાર ચૂર્ણની વૃષ્ટિ કરે છે અને ગણધરોએ રચેલી દ્વાદશાંગીને પ્રમાણભૂત માનીને પ્રણામ કરે છે. દ્વાદશાંગીમાં બારમુ અંગ દૃષ્ટિવાદ, એમાં ૧૪ મહાસાગરસમા શાસ્ત્રની રચના પહેલી કરે છે તેથી એને 'પૂર્વ' કહેવાય છે. તે પછી પ્રથમ આચારના ઉપદેશનું શાસ્ત્ર રચે છે. ત્યારબાદ બીજાં દર્શન વગેરે ઉપદેશનાં આગમ શાસ્ત્રો રચે છે.

ત્રિપદી એટલે સમસ્ત શ્રુતનું બીજ. બધા જ વિજ્ઞાનની ચાવી આ ત્રિપદીમાં પડેલી છે. જગતના તમામ જડચેતન

પદાર્થો આ ત્રિપદિના કહેલ તત્ત્વથી વ્યાપ્ત છે. કોઇપણ પદાર્થ એવો નથી કે જે પ્રતિસમય ઉત્પન્ન થતો ન હોય, નાશ પામતો ન હોય અને સ્થિર ન હોય.

આ ત્રણ કાર્યો પાછા એકજ સમયમાં થાય છે.

જે સમયે વસ્તુના (દ્રવ્યના) નવા પર્યાય(અવસ્થા)નો ઉત્પાદ (ઉત્પત્તિ) તેજ સમયે વસ્તુના પૂર્વપર્યાયનો (પૂર્વ અવસ્થાનો) નાશ અને મૂળ દ્રવ્યરૂપે વસ્તુ સ્થિર (કાયમ) રહે છે.

જે સમયે સોનાની લગડીમાંથી હાર બન્યો તેજ સમયે તે સોનામાંના લગડી સ્વરૂપનો નાશ, હાર સ્વરૂપની ઉત્પત્તિ અને સોનારૂપે સોનું કાયમ હોય છે.

જે સમયે મનુષ્ય દેવલોકમાં ઉત્પન્ન થયો તેજ સમયે મનુષ્યરૂપે રહેલા આત્માનો નાશ, દેવરૂપે આત્માની ઉત્પત્તિ અને આત્મા દ્રવ્યરૂપે કાયમ.

નાશ વગર ઉત્પત્તિ ન હોય અને ઉત્પત્તિ વગર નાશ ન હોય, અને ઉત્પત્તિ અને નાશ કોઇ કાયમી આધારભૂત દ્રવ્ય વગર ન હોય.

સોનું મૂળ કાયમ અસ્તિત્વ ધરાવે છે તો તેમાંથી નવા નવા આકારો–અલંકારો ઉત્પન્ન થાય છે. નવો અલંકાર ઉત્પન્ન થાય એટલે પૂર્વ અલંકારનો નાશ થાય જ. પૂર્વનો અલંકાર નાશ થાય તો જ નવું ઉત્પન્ન થાય.

દા. ત.—સોનાના કડામાંથી હાર બન્યો તો હારને ઉત્પન્ન કરવામાં કડાનો નાશ થયો, અને કડુ નષ્ટ થવામાં હાર ઉત્પન્ન થયો અને સોનું તો કડામાં અને હારમાં એનું એ જ છે.

વસ્તુની ઉત્પત્તિ એ પણ વસ્તુધર્મ છે વસ્તુનો નાશ એ પણ વસ્તુધર્મ છે. અને વસ્તુની ધ્રૂવતા (સ્થિરતા) એ પણ વસ્તુધર્મ છે.

જો વસ્તુમાં આ ત્રણે ધર્મો એક સાથે એક જ સમયમાં મિત્રભાવે રહેતા ન હોત તો માણસોને જે તે જ વસ્તુ પર જુદી જુદી લાગણીઓ થાય છે તે ન થાત.

દા. ત. બાપે સોનાના કડામાંથી જ્યારે હાર બનાવ્યો ત્યારે કડાના અર્થી એક દીકરાને પોતાને ગમતું કડું નાશ પામતાં શોક થાય છે, જ્યારે હારના અર્થી બીજા દીકરાને હાર મળતાં હર્ષ થાય અને સોનાના અર્થી બાપને બંને અવસ્થામાં મધ્યસ્થભાવ રહે છે. કેમકે તે બાપ સમજે છે કે સોનું તો ક્યાંયે ગયું નથી. પહેલા જે સોનું કડામાં હતું તે જ અત્યારે હારમાં છે, વજન એનું એ જ છે, માટે મધ્યસ્થ રહે છે.

પણ સોનાના પર્યાયો તરફ જ જેની દૃષ્ટિ છે તેને હર્ષ શોક થાય છે.

જો વસ્તુ ત્રયાત્મક ન હોત તો આ ત્રણ વ્યક્તિઓને જુદી જુદી લાગણીઓ ન થાત. પણ વસ્તુ ત્રયાત્મક હોવાથી પ્રત્યેક

વ્યક્તિને જુદી જુદી લાગણી થાય છે. માટે વસ્તુની ઉત્પત્તિ એ પણ વસ્તુતત્ત્વ છે, વસ્તુનો નાશ એ પણ વસ્તુતત્ત્વ છે અને વસ્તુની સ્થિરતા એ પણ વસ્તુતત્ત્વ છે.

આ ઉત્પત્તિ, નાશ અને સ્થિતિ એક જ કાળે સાથે રહે છે. પરંતુ પ્રથમ સમયે વસ્તુનો નાશ, બીજા સમયે વસ્તુની ઉત્પત્તિ અને ત્રીજા સમયે વસ્તુની કાયમી હયાતી એવું નથી.

ઉત્પન્ન કરવા માટે પૂર્વ વસ્તુનો નાશ અનિવાર્ય હોય છે. નાશ થયો એટલે કાંઈ વસ્તુમાત્રનો સમૂળ નાશ થઇ જતો નથી. પણ વસ્તુના અનેક ધર્મોમાંથી ( અનેક પર્યાયોમાંથી ) એકાદ ધર્મનો જ નાશ થાય છે. બીજા અનેક ધર્મો તો તે વખતે હયાત હોય છે. વસ્તુના અનેક ધર્મોમાંથી એકાદ ધર્મનો નાશ થવા માત્રથી સર્વથા વસ્તુનું અસ્તિત્વ ઊડી જતું નથી, પણ અમુક અવસ્થારૂપે જ તેનો નાશ થાય છે.

આ ત્રિપદીનું તત્ત્વ દરેક પદાર્થોને લાગુ પડે છે.

અરે ! વસ્તુતત્ત્વ જ તેનું નામ કે જે પ્રતિસમય ઉત્પન્ન થાય, નાશ પામે અને કાયમ રહે.

જે ઉત્પન્ન થતું નથી, નાશ પામતું નથી અને સ્થિર રહેતું નથી તેવી વસ્તુ જ જગતમાં અસ્તિત્વ ધરાવતી નથી. જે સત્ હોય તે ઉત્પન્નશીલ, વ્યયશીલ અને ધ્રૌવ્યશીલ હોય. અર્થાત્ વસ્તુ દ્રવ્યરૂપે નિત્ય છે અને પર્યાયરૂપે અનિત્ય છે. એકાંતે કોઈ પણ વસ્તુ નિત્ય નથી તેમજ અનિત્ય પણ નથી. ઘડો ઘડાકારરૂપે અનિત્ય છે, જ્યારે માટીરૂપે કાયમ છે.

આત્મા આત્મારૂપે નિત્ય છે, પણ મનુષ્ય અવસ્થારૂપે, દેવ અવસ્થારૂપે, પશુ અવસ્થારૂપે અનિત્ય છે.

એક જ દ્રવ્ય ( પદાર્થ ) પોતામાં અનંતધર્મો રાખે છે. અથવા એક જ દ્રવ્યમાં અનંત ગુણ પર્યાયો રહે છે. ગુણો દ્રવ્યમાં એક સાથે રહેનારા હોય છે, જ્યારે પર્યાયો ક્રમશઃ રહેનારા હોય છે.

। सहभाविनो गुणाः, क्रमभाविनः पर्यायाः ।

બાકી ગુણ અને પર્યાય એ બંને દ્રવ્યની જ અવસ્થાઓ છે. ગુણો અને પર્યાયો મૂળ દ્રવ્યના આધારે જ રહે છે.

આધાર વગર આધેય ન રહે. અને આધેયને આશ્રીને જ આધાર આધાર કહેવાય છે.

કેવું સુંદર સત્ય તત્ત્વ ભગવાને કહ્યું છે ?

તત્ત્વના-સિદ્ધાંતના આધાર વગર આચાર ઘટી શકતા નથી.

આચારને સત્ય તત્ત્વના સ્વીકારનો સંપૂર્ણ ટેકો હોવો જોઇએ.

આચારનું મંડાણ સત્યતત્ત્વના સ્વીકારના પાયા ઉપર જ મંડાય છે.

આચારની ઇમારત ઊભી થાય છે સત્ય તત્ત્વના સ્વીકારના પાયા ઉપર.

આચાર અને તત્ત્વ (સિદ્ધાંત) વચ્ચે સંપૂર્ણ સુમેળ હોવો જોઇએ.

આચાર છે પગ, તો તત્ત્વ સ્વીકાર છે આંખ. ચાલવા માટે જોઇએ બને. એમ મોક્ષમાર્ગ ઉપર ચાલવા જોઇએ આચાર-રૂપી પગ અને તત્ત્વ સ્વીકારરૂપી આંખ.

જિનેશ્વર ભગવંતોના વચનમાં આચાર અને તત્ત્વ વચ્ચેનો સુંદર સુમેળ હોય છે પ્રત્યેક મોક્ષસાધક આચાર તત્ત્વ સ્વી-કારના મજબુત ટેકા વિનાનો હોતો જ નથી. તત્ત્વ સ્વીકારના મજબુત પાયા વગરની આચારની નિરાધાર ઈમારતની કાંઈ જ કિંમત નથી. આચાર વિનાની એકલી કોરી તત્ત્વની વાતોથીયે શું ? તત્ત્વ સ્વીકાર વગરના એકલા આચારપાલનથી પણ શું ?

માટે તત્ત્વ સ્વીકાર અને આચાર પરસ્પર એકબીજાના પૂરક બનવા જોઇએ.

જિનાગમોમાં તત્ત્વ અને આચાર વચ્ચેનો સુમેળ સ્પષ્ટ જોઈ શકાય છે.

પૂર્ણજ્ઞાનીના ઉપદેશમાં અપૂર્ણતા હોય જ નહિ.

સત્યતત્ત્વનું નિરૂપણ એ આચારની ઇમારતને મજબુત કરે છે.

જિનેશ્વર ભગવંતોનું વચન કષ છેદ અને તાપની પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલું હોય છે.

જિનેશ્વર દેવના ઉપદેશમાં બ્રહ્મચર્ય સિવાય નથી કોઇ વાતનું એકાંતે વિધાન કે નથી એકાંતે નિષેધ.

'આમ જ કરવુ' 'આમ ન જ કરવું' એવું એકાંગી

પ્રતિપાદન હોતું નથી. પણ દેશ કાળને ઉચિત જે કાળે, જે સ્થળે જે કાંઈ કરવા જેવું લાગે કે છોડવા જેવું લાગે તે નિર્દંભ(નિષ્કપટ) હૃદયે ગુણદોષનો વિચાર કરી અધિક ગુણકારી જે કાર્ય હોય તે કરવું.

ભગવાન તીર્થંકરના ઉપદેશની વિશેષતાઓ :—

૧. માલકોશ રાગમાં નિત્ય ઉપદેશ આપે છે

૨. દેવ, દાનવો, માનવો, પશુઓ વગેરે દરેક પોત પોતાની ભાષામાં સમજે એવી રીતે ઉપદેશ આપે છે.

૩. અર્ધ માગધી ભાષામાં ઉપદેશ આપે છે.

૪. ભગવાનની વાણી સાકર અને શેરડીથી પણ વધુ મીઠી હોય છે.

૫. વાણીનો ગંભીર ધ્વની હોય છે.

૬. અસ્ખલિત વાણીનો પ્રવાહ હોય છે.

૭. સંસ્કારી ભાષામાં બોલે છે.

૮. આખી પર્ષદામાં એક યોજન સુધી પ્રભુની વાણી સંભળાય છે.

૯. તીર્થંકર ભગવંતોની વાણી કદીયે નિષ્ફળ જતી નથી. કોઈને કોઈ પ્રતિબોધ પામે જ, સચોટ અસર કરે છે.

૧૦. રાત દિવસ પ્રાણી સાંભળે તો પણ નથી લાગતી ભૂખ, તરસ કે થાક, કે નથી આવતો કંટાળો કે નિદ્રા.

૧૧. આ જીવ અનાદિકાળથી ભગવાન કહે છે કે ચાર ગતિ અને ચોરાસી લાખ જીવાયોનિમાં અનંતીવાર જન્મ મરણ કરી કરીને અનંતી યાતનાઓ અને ત્રાસ ભોગવી રહ્યો છે.

૧૨. અનાદિકાલીન જન્મ મરણના દુઃખોનું મૂળ આઠ કર્મો છે.

૧૩. આઠ કર્મોનું મૂળ ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વે કામ, વિષય તૃષ્ણા અને મિથ્યાત્વ છે.

૧૪ વિષય તૃષ્ણાથી વ્યાકુળ મતિવાળો જીવ વિવિધ પ્રકારનાં પાપો કરે છે.

૧૫. પોતે જ બાંધેલા પાપોના કારણે જીવ દુઃખો, દર્દો અને દુર્ગતિને જ પામે છે.

૧૬. વિષયો એ અનંત દુઃખના કારણો છે.

૧૭. ક્રોધાદિ કષાયો એ આત્માના કટ્ટા શત્રુઓ છે.

૧૮. અર્થ એ અનર્થની ખાણ છે.

૧૯. સ્ત્રી એ બંધન છે. (સ્ત્રી માટે પુરુષ પણ બંધન સમજવો).

૨૦. કંચન કામીની એ ભવવૃદ્ધિનું મૂળ કારણ છે.

૨૧. વિષયભોગ એ કષાયોની જડ છે.

૨૨. હિંસા, જુઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ મુખ્ય પાપો છે, એ કર્મબંધનના કારણો છે.

૨૩. કુદેવ, કુગુરુ અને કુધર્મ ઉપરની શ્રદ્ધા એ મિથ્યાત્વ નામનો મહાદોષ છે.

૨૪. વિષય કષાયનો ત્યાગ એ સુખ અને સદ્ગતિનું મૂળ છે.

૨૫. આ વિશ્વનો કોઇ કર્તા નથી પણ તથાસ્વભાવથી અનાદિ-કાળનું છે. આ વિશ્વનો આદિ કે અંત નથી.

૨૬. કર્મના યોગે સંસાર છે.

૨૭. જીવ અને કર્મનો સંબંધ અનાદિકાળથી ચાલ્યો આવે છે; ક્યારેય જીવ પર કર્મ સંબંધ નહોતો એવું નથી.

૨૮. કર્મના સંબંધથી સંસાર અને કર્મના સર્વથા વિયો-ગથી મોક્ષ.

૨૯. કર્મનો કર્ત્તા પણ આત્મા છે અને કર્મનો ભોક્તા પણ આત્મા છે.

૩૦. આત્માનો કદીયે નાશ થતો નથી.

૩૧. આ આત્મા અત્યારે જે કર્મોથી ઘેરાયેલો છે તે જ આત્મા અહિંસા સંયમ અને તપની નિર્મળ આરાધના કરીને મોક્ષે જનારો છે.

૩૨. મોક્ષમાં જન્મ, જરા, મરણ, રોગ, શોક, ભૂખ, તરસ, ટાઢ, તડકો, વગેરે કોઈ જ પ્રકારનું દુખ હોતું નથી. ત્યાં આત્માને અનંત સુખ, આનંદ, જ્ઞાન અને ગુણો હોય છે.

૩૩. મોક્ષમાં ગયેલા આત્માને પુનઃ સંસારમાં પાછા કદીયે આવવાનું હોતું નથી.

૩૪. સાંસારિક સુખ આપનાર વિષયો કિંપાકવૃક્ષના ફળ જેવાં દેખાવે સુંદર, ખાધે મધુર પણ પરિણામે ભયંકર મૃત્યુ આપનારા છે. વિષયસુખ પરિણામે દુઃખની ઊંડી ગર્તામાં આત્માને ધકેલી દેનારૂં છે. સાંસારિક વિષયસુખનાં આકર્ષણથી જ બધા દુઃખો દર્દો અને દુર્ગતિ ઊભી થાય છે

૩૫. આ સંસાર અસાર, નિર્ગુણ, પાપબહુલ, અજ્ઞાનબહુલ અને દુઃખપૂર્ણ છે.

૩૬ જગતની પૌદ્ગલિક ઉપભોગ્ય ચીજો અને સંબંધો બધા જ અનિત્ય છે.

૩૭ સંયોગ ત્યાં વિયોગ છે.

૩૮ સંસાર સ્વાર્થી અને પ્રપંચી છે.

૩૯. દેવ-ગુરુ-ધર્મ-સાધર્મિક સિવાય જીવનું કોઈ સાચું સગું નથી.

૪૦. જગતના બધા જ સ્થાનોમાં વાસ અશાશ્વત છે.

૪૧. આ વિશ્વનો કોઈ કર્ત્તા નથી.

૪૨. આ વિશ્વ અને વિશ્વના દ્રવ્યો અનાદિકાળથી છે.

૪૩. આ પૃથ્વીનો સર્વથા પ્રલય કોઈ કાળે થવાનો નથી.

૪૪. આ પૃથ્વીનાં મૂળ દ્રવ્યોનો કદી નાશ થવાનો નથી.

૪૫. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલ, કાળ અને જીવ, આ છ દ્રવ્યમય આ વિશ્વ છે.

૪૬. જગતમાં બે પ્રકારના જીવો છે :—

(૧) ભવ્ય (૨) અભવ્ય.

ભવ્ય જીવોનો મોક્ષ થઈ શકે છે જ્યારે અભવ્ય જીવોનો કદીયે મોક્ષ થતો નથી.

૪૭ સંસારી જીવોના કર્મના યોગે ૫૬૩ પ્રકારો છે.

૪૮. મોક્ષમાં બધા જ જીવો સરખા સ્વરૂપવાળા, સરખા સુખવાળા, સરખા આનંદવાળા, સરખા જ્ઞાનવાળા, સરખા ગુણવાળા અને સરખી સ્વતંત્રતાવાળા છે સાચો સામ્યવાદ મોક્ષ સિવાય બીજે નથી. સાચું સુખ અને શાશ્વત સુખ મોક્ષ સિવાય બીજે ક્યાંય નથી.

૪૯. વિષયરૂપી વિષવૃક્ષની છાયામાં પણ બેસવા જેવું નથી.

૫૦. પ્રમાદ એ આત્માનો કટ્ટો શત્રુ છે.

૫૧. મિથ્યાત્વ એ ઘોર અંધકાર છે.

૫૨. આત્મા જ્ઞાનસ્વરૂપ છે.

૫૩. કર્મ આવરણોના ઉદયથી આત્માનું તેજ શક્તિ પ્રભાવ ઢંકાઇ ગયેલું છે.

૫૪. 'હું અને મારૂં' આ 'અહં અને મમ'ની પકડમાંથી છૂટ્યા સિવાય મોક્ષમાર્ગની વાતો પકડી શકાતી નથી.

૫૫. ઇન્દ્રિયોના સંયમ વગર સિદ્ધિ થતી નથી

૫૬. મનશુદ્ધિ વગર આત્મશુદ્ધિ નથી.

૫૭. સંસાર અનેક વિષમતાઓથી ભરેલો છે.

૫૮. સંધ્યાના રંગ જેવા રંગ આ સંસારની માયાના છે.

૫૯. કમળપત્ર ઉપર રહેલા જલ બિંદુ જેવું જીવન અસ્થિર છે ( આયુષ્ય ચંચળ છે ).

૬૦. જન્મેલાને મૃત્યુ નક્કી છે.

૬૧. મનુષ્ય જન્મ, આર્ય દેશ, આર્ય કુળ, જૈન કુળ, પાંચે પરિપૂર્ણ ઇન્દ્રિયો, મનની સ્વસ્થતા, દીર્ઘાયુ, આરોગ્ય, ધાર્મિક માતા–પિતાનો યોગ, વીતરાગ દેવ, ત્યાગી ગુરુ, જિન વાણી, સુશ્રદ્ધા અને સંયમની પ્રાપ્તિ; આ બધી વસ્તુઓ ઉત્તરોત્તર ખૂબ જ દુર્લભ છે.

૬૨. મનુષ્ય જન્મમાં જ મોક્ષ માર્ગની ઉત્કૃષ્ટ સાધના થઈ શકે છે.

૬૩. સંપૂર્ણ યોગ સાધના મનુષ્ય દેહથી જ થાય છે.

૬૪. મનુષ્ય જ નરમાંથી નારાયણ બની શકે છે.

૬૫. મનુષ્ય દેહ ભોગ માટે નથી ભગવાનની ભક્તિ માટે છે.

૬૬. મનુષ્ય દેહ એ ભવસાગર તરવાની નૌકા છે.

૬૭ મનુષ્ય ભવ એ મોક્ષમાર્ગની સાધનાની દૃષ્ટિએ દેવભવ કરતાં પણ ઊંચો છે.

૬૮. માંસ, મદિરા, ચોરી, જુગાર, શિકાર, પરસ્ત્રીગમન, વેશ્યાગમન આ સાત વ્યસનોથી મનુષ્ય આ લોક તેમજ પરલોક બગાડે છે.

૬૯. અહિંસા, સંયમ અને તપ રૂપ ધર્મ એ સૌ કોઈનો ધર્મ છે. એ ધર્મનું જે કોઈ સાચા ધ્યેયથી પાલન કરે છે તેનું અવશ્ય કલ્યાણ થાય છે.

૭૦. શુદ્ધ દેવ, ગુરુ, ધર્મમાં મારાપણું ન કલ્પવું તે અજ્ઞાનતા છે.

૭૧. જે ધર્મના પાલનથી મનુષ્ય દયાળુ, સત્યવાદી, ન્યાયી, બ્રહ્મચારી ( સદાચારી ), સંતોષી, સંયમી બને તે જ ધર્મ સાચો માનવો.

૭૨. ધર્મનુ ધ્યેય દુઃખ પીડિત જીવોને મોક્ષમાં પહોંચાડવાનું છે.

૭૩ પૂર્ણ જ્ઞાની સિવાય શુદ્ધ ધર્મને પૂર્ણ રૂપે કોઈ પ્રત્યક્ષ જોઈ શકતું નથી અને બતાવી પણ શકતું નથી.

૭૪. જે વીતરાગ હોય અને સર્વજ્ઞ હોય તેના જ વચન ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવો. વીતરાગ કદી જુઠું બોલે નહિ, સર્વજ્ઞ કદી ખોટો માર્ગ બતાવે નહિ.

૭૫. દુઃખ જ દુઃખનું ઔષધ છે ( ધર્મકષ્ટ રૂપી દુઃખ )

૭૬. સુખ જ સુખનો શત્રુ છે. ( સાંસારિક સુખ )

૭૭ દુન્યવી સંયોગો જ દુઃખ છે

૭૮ સંબંધ માત્રનો ત્યાગ એ જ સુખ છે.

૭૯ પૈસા, પત્નિ, પરિવાર, પ્રતિષ્ઠા અને પદમાં સુખ નથી.

૮૦ વીતરાગદેવને સાચા ભગવાન માની ઉપાસના કરો.

૮૧. કંચન કામીનીના ત્યાગી પંચમહાવ્રતધારી સાધુઓને જ સાચા ગુરુ માની સેવા કરો.

૮૨. સર્વજ્ઞકથિત ધર્મને જ સાચો ધર્મ માનો.

૮૩. આત્મલક્ષી બનાવે એવું ભણો.

૮૪. સૂક્ષ્મ બુદ્ધિથી ધર્મના પરમાર્થને જાણો.

૮૫. કોઈની સાથે વૈર–વિરોધ ન રાખો.

૮૬. સૌ જીવો ઉપર સમભાવ–દયાભાવ રાખો.

૮૭ જગતના દરેક જીવને પોતાનું જીવન ( પ્રાણ ) વ્હાલું છે, મૃત્યુ અળખામણું છે એમ સમજી કોઈના જીવનનો નાશ થાય એવું ન કરો.

૮૮. જેમ તને સુખ પ્રિય છે, દુઃખ અપ્રિય છે તેમ જગતના બીજા જીવોને પણ સુખ પ્રિય અને દુ:ખ અપ્રિય છે.

૮૯. કોઈના ઉત્કર્ષમાં ઈર્ષ્યાથી ઊકળો નહિ.

૯૦. કોઈની પડતીમાં રાજી ન થશો.

૯૧. સૌ જીવો ઉપર પ્રેમભાવ રાખો.

૯૨. સુખી ગુણીજનને દેખી દીલમાં આનંદ પામો.

૯૩. દીન, દુઃખી, અપંગ, અંધ, રોગીષ્ઠને દેખીને દયા લાવી શક્તિ મુજબ મદદ કરવી.

૯૪ ધર્મહીનને ધર્મનો માર્ગ બતાવો.

૯૫. માર્ગભ્રષ્ટને માર્ગે ચઢાવો.

૯૬ મોક્ષમાર્ગના મુસાફરોને તેઓની મુસાફરીમાં મદદરૂપ થવું.

૯૭. મનુષ્યજન્મ મોક્ષ માટે જ છે તે રખે ભૂલતા.

૯૮. કર્મરોગનું ઔષધ સંયમ છે.

૯૯. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ; આ નવ તત્ત્વો છે.

૧૦૦. જીવ અને અજીવનો વિવેક કરી પોતાના જીવ તરફ દૃષ્ટિ વાળવી.

પુણ્ય પાપને જાણીને પાપ છોડી પુણ્યના કામો કરવા.

આશ્રવનો ત્યાગ કરી સંવરની સાધના કરવી.
(કર્મબંધના કારણો) (કર્મને રોકનાર સાધન)

કર્મનો નાશ કરવા બાર પ્રકારના તપરૂપ નિર્જરા ધર્મની આરાધના કરો.

બંધ તત્ત્વથી બચી મોક્ષ તત્ત્વની પ્રાપ્તિ માટે પુરુષાર્થ કરો.

૧૦૧. અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપરૂપ નવપદનું ધ્યાન ધરો.

૧૦૨. અધ્યાત્મયોગ, ભાવનાયોગ, ધ્યાનયોગ, સમતાયોગ અને વૃત્તિ સંક્ષયરૂપ પાંચ યોગની સાધના કરો.

૧૦૩. યમ, નિયમ, આસન, ભાવ, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન અને સમાધિરૂપ અષ્ટાંગ યોગ આરાધી મોક્ષના પરમ યોગને પામો.

૧૦૪. કાળ, સ્વભાવ, ભવિતવ્યતા, પૂર્વકૃતકર્મ અને પુરુષાર્થ, આ પાંચે કારણો ભેગા થવાથી કાર્યસિદ્ધિ થાય છે.

૧૦૫. દરેક વસ્તુ અનંતધર્માત્મક છે, માટે દરેક વસ્તુને અનેકાન્તવાદના ચશ્માથી જોવી, અનેક દષ્ટિબિંદુઓથી વસ્તુને જોવી જોઇએ, એકાંગી દૃષ્ટિ ન રાખવી.

૧૦૬ વસ્તુ અપેક્ષાએ સત્ પણ છે, અસત્ પણ છે. એકાતે સત્ પણ નથી તેમજ એકાંતે અસત્ પણ નથી. દરેક વસ્તુ સ્વ-દ્રવ્ય ક્ષેત્રકાળ ભાવથી સત્ છે, પર-દ્રવ્ય ક્ષેત્રકાળ ભાવથી અસત્ છે.

૧૦૭. ચૌદ ગુણસ્થાનકના ક્રમ મુજબ આત્માની ઉત્ક્રાન્તિ થાય છે.

૧૦૮. સાત નય, સપ્તભંગી અને ચાર નિક્ષેપાના જ્ઞાનથી વસ્તુનું સાચું યથાર્થ જ્ઞાન થાય છે.

૧૦૯. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર; આ ત્રણેની ભેગી (સંયુક્ત) આરાધનાથી મોક્ષ મળે છે.

૧૧૦. દાન, શીલ, તપ અને ભાવરૂપ ચાર પ્રકારનો ધર્મ ચાર ગતિનો નાશ કરનારો છે.

૧૧૧. કષ છેદ તાપથી ધર્મશાસ્ત્રોની પરીક્ષા કરવી.

૧૧૨. પુરુષ વિશ્વાસે વચન વિશ્વાસ, પણ વચન વિશ્વાસે પુરુષ વિશ્વાસ ન કરવો.

૧૧૩. વચન પૌરુષેય છે. માટે વચનનો વક્તા હોય જ.

૧૧૪. સર્વવિરતિ સિવાય કર્મના સૈન્યને સંપૂર્ણ પરાજિત કરી શકાતું નથી.

૧૧૫. ત્યાગથી જ ધર્મશાસનની ઉત્પત્તિ છે, ધર્મશાસન શોભે-વધે ત્યાગથી.

૧૧૬. સાચો જૈન ભોગમાં દુઃખ અને ત્યાગમાં સુખ માને.

૧૧૭. મનને વશ કરવા શાસ્ત્ર, સ્વાધ્યાય, તપ અને ધ્યાન; આ ત્રણ મુખ્ય સાધનો છે.

૧૧૮. સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ ક્રિયાથી જ મોક્ષ મળે, એકલા જ્ઞાનથી કે એકલી ક્રિયાથી મોક્ષ ન મળે, પણ જ્ઞાનયુક્ત ક્રિયાથી મોક્ષ મળે.

૧૧૯. આત્મવાદ, કર્મવાદની મદદ લીધા વગર દુનિયાના જટિલ પ્રશ્નોનો ઉકેલ કદીયે આવવાનો નથી.

૧૨૦. હિંસાથી હિંસા વધે છે, પ્રેમથી પ્રેમ વધે છે.

૧૨૧. ત્યાગી, વૈરાગી અને અહિંસક મનુષ્યથી જ જગત નિર્ભય છે

૧૨૨. ભોગી, રાગી, હિંસક મનુષ્યથી તો જગત સદા ભયભીત છે.

૧૨૩ ત્યાગી બીજાને અર્પણ કરે છે, ભોગી બીજાનું ભેગું કરે છે. જગતને અર્પણ કરનાર ગમે છે, ભેગું કરનાર ગમતો નથી.

૧૨૪ હિંસા અને અમૈત્રી મનુષ્યને બીજા મનુષ્યથી વિભક્ત (વિખૂટા) કરે છે, જ્યારે અહિંસા અને મૈત્રી મનુષ્યને મનુષ્યની નજીક લાવે છે.

૧૨૫. તમારા જીવનનું ધ્યેય પવિત્ર અને ઉચ્ચ રાખો.

૧૨૬. તમારા આત્મામાં પડેલી અનંત શક્તિ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખો.

૧૨૭. મોજશોખના નાદે કદીયે ચઢવું નહિ.

૧૨૮. વૈભવ અને વિલાસોથી અંતે વિનાશ અને વિલાપ છે.

૧૨૯. જ્યાં સુધી જરા રાક્ષસીએ શરીરને જર્જરિત કર્યું નથી, ટી. બી., કેન્સર જેવા રોગોએ શરીરને ઘેરી લીધું નથી અને જ્યાં સુધી સર્વભક્ષી મૃત્યુનું આક્રમણ થયુ નથી ત્યાં સુધી હે ભવ્ય જીવો! તમે સારી રીતે ધર્મની આરાધના કરી લો. પાણી પહેલા પાળ બાંધી લ્યો, આગ લાગે તે પહેલા કૂવો ખોદી તૈયાર રાખો.

૧૩૦ કાળ અને કર્મના ભરોસે રહેતા નહિ.

૧૩૧ સદ્ગુરુ સમાગમ કદી છોડતા નહિ.

૧૩૨. અર્થ, કામ અને મોક્ષનું મૂળ ધર્મ છે, માટે મૂળનું ખાસ રક્ષણ કરવું.

૧૩૩ ક્ષમા, નમ્રતા, સરળતા, સમતા, સત્ય, શૌચ અને અપરિગ્રહને તમારા જીવનના સાથી બનાવજો.

૧૩૪. વીતરાગ અને વીતરાગના માર્ગને કદીયે છોડશો નહિ.

૧૩૫. દુઃખમાં દીનતા ન કરતાં સમતાભાવે ધીરજથી ભોગવી લેવું.

૧૩૬. સુખ અને સંપત્તિમાં ગર્વ ન કરવો.

આ રીતે સંક્ષેપમાં તીર્થંકરદેવોની દેશના–ઉપદેશનો વિચાર કર્યો છે. બાકી તો જિનાગમોમાં આ ઉપદેશનો ઘણો જ વિસ્તાર છે.

જિનેશ્વર ભગવાન પોતે કૃતકૃત્ય હોવા છતાં પ્રાણીઓના હિત ખાતર નિત્ય બે પ્રહર દેશના આપી ભવ્ય જીવોનો કર્મ-મળ ધોઈ નાંખે છે, રાગનુ ઝેર ઉતારી નાંખે છે, મિથ્યાત્વનું ભૂત ભગાડી મૂકે છે, અસંયમનો અંધકાર દૂર કરી સંયમનો પ્રકાશ કરે છે, મનુષ્યોના મનની મલિનતા ધોઈ નાખી મન નિર્મળ કરે છે, દોષોની કાળાશ કાઢી સદ્‌ગુણોથી આત્માને શણગારે છે. મોક્ષનો માર્ગ બતાવવો એ જ આ તીર્થંકર ભગવંતોનુ એક જ મુખ્ય ધ્યેય હોય છે.

ઠેઠ નિર્વાણ સુધી જીવોને મોક્ષસાધક ધર્મનો ઉપદેશ આપવામાં જ સદા તીર્થંકર કાર્યરત રહે છે.

પરોપકાર રસિક આ પરમાત્મા હોય છે.

અરિહંત ભગવંતમાં બાર ગુણો હોય છે :—

૧. અશોકવૃક્ષ–ભગવાન દેશના આપે ત્યારે ભગવાનના દેહથી બાર ઘણો ઊંચો ઘટાદાર શોકને દૂર કરી પર્ષદાને છાંયા આપતું દેવકૃત વૃક્ષ.

૨. સુરપુષ્પવૃષ્ટિ–દેવતાઓ ભગવાનના સમવસરણમાં સુગંધી-દાર પંચ વર્ણના પુષ્પોની વૃષ્ટિ કરે છે

૩ દિવ્યધ્વનિ–ભગવાન જ્યારે માલકોશ રાગમાં મધુર સ્વરે

દેશના આપે છે ત્યારે દેવો તેમાં પોતાની વાંસળીઓનો સૂર ભક્તિથી પૂરાવે છે.

૪. દુન્દુભીનો નાદ આકાશમાં થાય છે. દેવતાઓ આકાશમાં રહીને દેવતાઇ ઢોલક જેવું વગાડે છે, જેથી દુનિયાને ખબર પડે કે ભવાટવી લંઘન સાર્થવાહ એવા ભગવાન પધાર્યા છે માટે તેઓની દિવ્ય વાણી સાંભળવા તમે જલ્દી ચાલો.

૫. ત્રણ છત્ર-ભગવાન જે રત્નજડિત સિંહાસન ઉપર બેસી દેશના આપે છે તે ઉપર ઊંચા ત્રણ રત્નજડિત છત્રો હોય છે.

૬. સિંહાસન-ભગવાનને દેશના આપવા માટે બેસવા દેવો ત્યાં રત્નજડિત સિંહાસન સ્થાપે છે.

૭. ભામંડલ-પ્રભુનાં મુખનું રૂપ કાન્તિ ખૂબ તેજસ્વી હોય છે, છતાં દેવો ભક્તિથી એમાં વધારો કરવા પ્રભુના મુખની પાછળ સૂર્ય જેવા તેજસ્વી ગોળાકાર પ્રકાશની રચના કરે છે.

૮. ચામર.—પ્રભુ દેશના આપે ત્યારે બે બાજુ દેવો કે ઈન્દ્રો પ્રભુને દેવતાઈ ચામર વિંઝે છે

આ આઠને અષ્ટ પ્રાતિહાર્ય કહેવાય છે અને પ્રભુના પ્રકૃષ્ટ પુણ્યના પ્રભાવથી દેવો પોતાની ભક્તિથી પ્રભુની વિશિષ્ટતા-મહિમા બતાવવા આ કરે છે.

૯ પૂજાતિશય :—પ્રભુ દેવ-દેવેન્દ્રોથી પૂજાય છે.

૧૦. વચનાતિશયઃ—પ્રભુની વાણી પાંત્રીસ ગુણોથી યુક્ત હોય છે.

૧૧. જ્ઞાનાતિશય :—કેવળજ્ઞાનથી સર્વ રૂપી કે અરૂપી બધું જ સાક્ષાત જાણે છે

૧૨. અપાયાપગમ અતિશય :—પ્રભુ જ્યાં જ્યાં વિચરે ત્યાંથી ૧૨૫ યોજનમાં મારી મરકી વગેરે ઉપદ્રવો દૂર થઈ જાય છે.

આ ઉપરાંત બીજી વિશેષતાઓ અરિહંત ભગવંતોમાં હોય છે.

* ભગવાનની પર્ષદામાં હરણ અને સિંહ, ઉંદર અને બિલાડી, સાપ અને નોળિયો, કુતરો અને બિલાડી અથવા બંને કટ્ટા શત્રુઓ પાસે પાસે બેઠા હોય તો પણ તે વખતે જાણે સગા ભાઈઓ હોય એ રીતે વર્તે છે. વૈર-વિરોધ પ્રભુના પ્રભાવે શમી જાય છે.

* પ્રભુ જ્યાં વિચરે ત્યાં અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ ન થાય. (દુષ્કાળ પડે નહિ)

* સ્વચક્ર કે પરચક્રનો ભય ઉત્પન્ન થાય નહિ. (યુદ્ધનો ભય દૂર થઈ જાય છે.)

* સમોસરણની એક યોજન (૪ ગાઉ) જેટલી ભૂમિમાં કરોડો દેવો મનુષ્યો અને પશુઓ સમાઈ જાય છે. જરાયે ધક્કા મુક્કી કે કોઈને બેસવામાં જરાયે સંકડાશ પડતી નથી.

* દીક્ષા લીધા પછી ભગવાનને માથાના વાળ, દાઢી મૂછના વાળ ઉગતા નથી, નખ પણ ન વધે.

* ભગવાન વિહાર કરતા હોય ત્યારે રસ્તામાં કાંટા ચત્તા પડ્યા હોય તો ઊંધા થઈ જાય.

જ્યારે આપણું પુણ્ય એવું પાપમિશ્રિત હોય છે કે કદાચ કાંટા ઉંધા હોય તો પણ સીધા (ચત્તા) થઈ જાય.

* ભગવાનને વિહારમાં રસ્તામાં આવતા વૃક્ષો પણ નમે છે.

* પક્ષીઓ ભગવાનને પ્રદક્ષિણા દે છે.

* પવન અનુકુળ બની જાય છે.

* છએ ઋતુઓ ભગવાનને અનુકુળ થઈ જાય છે.

* ભગવાન વિહારમાં ચાલે ત્યારે આગળ ધર્મચક્ર અને રત્નમય ઇન્દ્રધ્વજ આગળ ચાલે છે.

* ભગવાનની વાણી એવી કે એક સાથે બધા દેવો, દાનવો, મનુષ્યો, પશુઓના સંશયો દૂર થઈ જાય.

સૌ કોઈ પોતપોતાની ભાષામાં સમજે એવો તો ભગવાનની વાણીનો મહિમા !

શબ્દ અને સ્વરના સાચા સ્વામીને કેવો ભાષા પ્રયોગ કરવો તે તેમના સંપૂર્ણ કાબુની વસ્તુ હોય છે.

મેઘગંભીર વાણી બોલે તે પણ પ્રતિધ્વની ઉત્પન્ન થાય તેવી વાણી બોલે.

જરાક પણ સ્વપ્રશંસા કે પરનિંદા થાય એવું બોલે નહિ.

સાંભળતાં જ કાન અને હૃદયને આહ્લાદ ઉત્પન્ન કરે તેવો ભગવાનની પ્રિય મધુર અને અર્થ ગંભીરવાણી પ્રવાહ હોય છે.

ભાષાપ્રયોગમાં જરાક પણ વ્યાકરણની ભૂલ કે કાના માત્રાની કે હ્રસ્વ દીર્ઘની ભૂલ ન થાય એવી સ્પષ્ટ શિષ્ટ અને સંસ્કારી વાણી ભગવાનની હોય છે.

વાણી બોલે ત્યારે જરાક પણ મુખ ઉપર ગ્લાનિ કે શ્રમ ન જણાય.

સાંભળનારને ઉત્તરોત્તર જિજ્ઞાસા વધતી જાય તેવી હૃદયંગમ વાણી બોલે.

વાણી એકલી પ્રિય મધુર જ નહિ, પણ સાથે વૈરાગ્ય-પૂર્ણ અને તત્ત્વપૂર્ણ હોય છે.

એ ભગવાનની વાણી સાંભળીને તો ભલભલા નાસ્તિકનાં મસ્તક પણ એક વખત તો જિનના ચરણોમાં નમી પડે છે.

૩૬૩ પાખંડીઓ પણ એ વખતે ચૂપચાપ ભગવાનની વાણી સાંભળી આશ્ચર્યચકિત બની જાય છે.

ભલભલાના મદ ઓગાળી નાંખે એવી અદ્ભુત ભગ વાનની અર્થપૂર્ણ વાગ્ધારા હોય છે.

દેશના વખતે જરાક પણ ઘોંઘાટ થતો નથી. આખી બાર પર્ષદામાં ભગવાનની વાણીનો રણકાર છવાઈ જાય છે.

ભગવાનની વાણીના પ્રકારોથી ભવ્ય આત્માઓના હૃદયમાં અનાદિકાળથી ઘર ઘાલી બેઠેલો મિથ્યાત્વનો અંધકાર દૂર ફેંકાઈ જાય છે.

અધર્મના ધામો ઉખડી ઉખડીને ધૂળ ભેગા થઈ જાય છે.

કુમતોરૂપી હાથીઓનાં ટોળાં તો ભગવાનની વાણીની સિંહ ગર્જના સાંભળીને કયાંયે દૂર દૂર ભાગી જાય છે.

પાપરૂપી પિશાચો તો બિચારા ભગવાનની વાણીરૂપી મંત્રના પ્રભાવે પલાયન થઈ જાય છે.

ભગવાનની વાણીનો શંખનાદ સાંભળીને મોહરાજાની સેનાના પગ ધ્રૂજવા માંડે છે.

ભગવાનની વૈરાગ્યપૂર્ણ દેશનાથી રાગકેશરી (મોહ-રાજાનો પુત્ર) તો બિચારો મરવા પડે છે

ભગવાનની તત્ત્વપૂર્ણ દેશનાથી કુવાદો-મિથ્યાવાદીની તો જબાનો જ બંધ થઈ જાય છે.

ભગવાનની ૩૫ ગુણયુક્ત વાણી અનેક ચમત્કારો સર્જે છે

મહાન કામાંધો પણ મહાન સદાચારી બની જાય છે.

મહા ક્રોધીઓ પણ ક્ષમાના અવતાર બની જાય છે.

મહા મિથ્યાભિમાનીઓ પણ અતિ નમ્ર બની જાય છે.

મહા માયાવીઓ પણ સરળતાના સ્વામી બની જાય છે.

મહા લોભીઓ પણ સંતોષના સમ્રાટ બની જાય છે.

મહા પાપીઓ પણ પાવન થઈ જાય છે.

મહા હિંસકો-ખૂનીઓ પણ સૂક્ષ્મ અહિંસાદેવીના ઉપાસક બની જાય છે.

મહા અસત્યવાદીઓ પણ મહાન હરિશ્ચંદ્રના અવતાર બની જાય છે.

મોટા ચોરો પણ શાહુકાર બની જાય છે.

ખૂબ ખાઉધરા પણ મહાન તપસ્વીઓ બની જાય છે.

ફૂલની શય્યામાં સુનારા હોંશે હોંશે ઘાસના સંથારા ઉપર સુવાનું પસંદ કરે છે.

મહા પ્રમાદના પાદશાહો પણ અપ્રમત્તપણે સંયમ-સાધના કરનારા બની જાય છે.

પરસ્ત્રી લંપટો મહા બ્રહ્મચારી બની વિશ્વવંદનીય બની જાય છે.

શિકારીઓ શિકાર છોડીને હવે કર્મરૂપી હરણીયાનો શિકાર કરતા થઈ જાય છે.

પ્રભુની વાણીના અચિન્ત્ય પ્રભાવે કઠિનમાં કઠિન સાધના કરવા મનુષ્યો અને સ્રીઓ તૈયાર થઈ જાય છે

ભગવાન પર્ષદાને ઉદ્દેશીને ફરમાવે છે કે હે ભવ્ય જીવો ! તમે હવે ભોગ અને પરિગ્રહની પથારીને સમેટી ઊઠો, જાગો અને ધર્મના પુરુષાર્થે લાગી જાવ.

માનવભવના નવ્ય પ્રભાતે સદ્‌ધર્મરૂપી સૂર્યનો ઉદય થઇ ગયો છે. માટે તે ધર્મરૂપી સૂર્યના ઉદયે ભગવાનના દર્શન વંદન કરો. તમારા આત્મઘરમાં ભરાઇ ગયેલો અજ્ઞાનનો અંધકાર દૂર કરો.

તમે તમારા આત્માને ઓળખો, તેની શક્તિને પ્રગટ કરો.

જન્મમરણની જંજીરોને સંયમરૂપી એકજ મુદ્‌ગરના પ્રહારે તોડી નાંખી તમારા આત્માને સદા અજર-અમર બનાવો.

કર્મના બંધનોને ઓળખી કર્મના બંધનોને ચારિત્રની કરવતથી કાપી નાંખી મુક્ત જીવન જીવો.

વાસના વિકારોના જીવલેણ રોગોને શીલ અને તપ-ઔષધથી નામશેષ કરો.

હું કોણ? અને મારૂં શું? આનાં ઉપર ઊંડું ચિંતન કરીને 'હું'ને અને તારી ચીજને ઓળખ.

કામક્રોધાદિ આંતરશત્રુઓથી સદા સાવધાન રહેજે.

સદા શાસ્ત્રસ્વાધ્યાયનો મંત્ર જપ્યા કરજે. જેથી પ્રમાદરૂપી પિશાચ તને પરેશાન નહિ કરી શકે.

બધા જ સ્વાર્થી સંબંધોનો ત્યાગ કરી એક જ સદ્‌ગુરુનો સમાગમ કરજે, સત્સમાગમ સંગમાત્રનો નાશક છે.

બાહ્યકુટુંબનો ત્યાગ કરીને આંતર કુટુંબવાળો બનજે.

લાલચો અને લોભને પરવશ બનતો નહિ.

પરનિંદા અને આત્મપ્રશંસાથી દૂર રહેજે.

અનિત્ય અશરણુ વગેરે બાર ભાવનાઓને ભાવતો રહીશ તો વૈરાગ્ય જીવતો રહેશે.

વિષયો અને કષાયોનો જરાયે વિશ્વાસ કરીશ નહિ.

આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરી ધર્મધ્યાન અને શુકલધ્યાન ધ્યાવતો રહેજે.

જાગવાના ભવમાં હવે ઊંઘતો નહિ.

કર્મને ભગાડવાના જન્મમાં નવાં કર્મોના ધાડાઓને બોલાવતો નહિ.

ભવક્ષય કરવાના જન્મમાં હવે ભવવૃદ્ધિ થાય એવું કાંઈ કરતો નહિ.

માયાના બંધનો તોડવાના જન્મમાં હવે નવાં નવાં માયાના બંધનો ઊભા કરતો નહિ.

તરવાના ભવમાં હવે ડૂબવાનું કરતો નહિ.

* પાપ ધોવાના ભવમાં હવે નવાં પાપો કરી તારા આત્માને મલીન કરતો નહિ.

* કર્મનાં દેવાં ભરપાઈ કરવાના જન્મમાં હવે નવાં કર્મનાં દેવાં પાછાં વધારતો નહિ.

રાગને તોડવાના ભવમાં રાગ વધે એવું કરતો નહિ

સુદેવ, સુગુરુ, સુધર્મની સેવા કરવાના અવસરે હવે તું પત્ની અને પરિવારની સેવામાં પડી જતો નહિ

જિનમંદિર બંધાવવાના ભવમાં તું હવે બંગલો રાગથી બંધાવીશ નહિ.

ધર્મસ્થાનક બંધાવવાના જન્મમાં પાપસ્થાનક બાંધતો નહિ.

સાધર્મિકની ભક્તિના અવસરે સ્વજન સેવામાં પડી જતો નહિ.

* જિનાગમોનો પવિત્ર સ્વાધ્યાય છોડીને છાપા નોવેલો અને કામશાસ્ત્રના વાંચનમાં પડી જતો નહિ.
* સંઘસેવા મૂકીને સંસારસેવામાં પડી જતો નહિ.
* જીવોને અભયદાન આપવાના ભવમાં જીવો માટે નવા ભયો ઊભા કરતો નહિ.
* દાન આપવાના ભવમાં કૃપણ બનતો નહિ.
* પ્રશંસા કરો તો મોક્ષમાર્ગની કરજો.
* સાંભળો તો ધર્મશાસ્ત્રોની પવિત્ર વાતો સાંભળજો.
* સુગંધ લેવાનું મન થાય તો શીલની સુગંધ લેજો.
* બોલવાનું મન થાય તો સત્ય, પ્રિય, હિતકારી વાણી બોલજો.
* લેવાનું મન થાય તો સંયમ લેજો.
* જોવાનું મન થાય તો ભગવાનની પ્રશમરસ ઝરતી મૂર્તિ જોજો.
* આવા પ્રકારના ઉપદેશથી ઘણા આત્માઓ પોતાનું આત્મ-કલ્યાણ સાધે છે.

ધર્મતીર્થની સ્થાપના કરીને ભવસાગર તરવા માટેનું શ્રેષ્ઠ સાધન તરતું મૂકે છે.

ભગવાન વિચરે ત્યારે કરોડો દેવો, હજારો સાધુ-સાધ્વીઓનું વૃન્દ ભગવાનની પાછળ ચાલે છે. અષ્ટ પ્રાતિહાર્ય ધર્મચક્ર વગેરે ભગવાનની સાથે જ વિહારમાં રહે છે.

* એ સમયનું દૃશ્ય કેવું અદ્ભૂત દર્શનીય હશે !

* એક તો ભગવાનનું રૂપ અજોડ, તેજ અને કાન્તિનો તો પાર નહિ, કરોડો દેવો સદા સેવામાં, હજારો સાધુ-સાધ્વીનો વિશાળ પરિવાર, ચોત્રિશ અતિશયોની શોભા, પાંત્રિસ ગુણયુક્ત વાણી, પોતે પૂર્ણ વીતરાગ અને સર્વજ્ઞ. પછી જીવો ધર્મ પામે એમાં નવાઇ શુ ?

આવા ત્રિભુવન હિતકારી ત્રિભુવન ઉપકારી
અરિહંત પદની ઉપાસના માટે આટલું કરો :—

૧. અરિહંતને તમારા જીવનઘરના માલિક સ્થાપો.
૨. અરિહંતને તમારા જીવનમાં પ્રાધાન્ય આપો.
૩ અરિહંતને તમારી જીવનનૌકાના સુકાની બનાવો.
૪. તમારા પોતાના વિચારોને પડતા મૂકી અરિહંતના વિચારોને અપનાવો
૫. આપમતિને છોડી જિનમતિને ધારણ કરો.
૬. અરિહતના આગમો ઉપર ઓવારી જાઓ.
૭. અરિહંતની આજ્ઞાને શિરોધાર્ય કરો.

૮. અરિહંતની આજ્ઞા મુજબ ચાલવાનો નિર્ધાર કરો.
૯. અરિહંતે બતાવેલા રસ્તે પગ મૂકો.
૧૦. અરિહંતની ભક્તિમાં સર્વસ્વનું સમર્પણ કરો.
૧૧. અરિહંતની ભક્તિમાં ખોવાઈ જાઓ.
૧૨. જિનભક્તિને મુખ્યતા આપો.
૧૩. અરિહંતને જ સર્વશ્રેષ્ઠ ઉપકારી માનો.
૧૪. અરિહંતને જ સર્વશ્રેષ્ઠ હિતકારી માનો
૧૫. અરિહંતની આગળ પૈસા, પત્ની, પરિવારનું મહત્ત્વ ભૂલી જાવ.
૧૬. અરિહંત આગળ જગતના વૈભવોને તૃણસમાન લેખો.
૧૭. અરિહંતની ભક્તિ મળી એટલે જાણે બધું જ મળ્યું એમ માનો.
૧૮. અરિહંતને વિશ્વના સાચા વડા માની ખૂબ માન આપો.
૧૯. અરિહંતને તમારા પિતા માનો.
૨૦. અરિહંતને તમારી માતા માનો.
૨૧. અરિહંતને તમારા બંધુ માનો.
૨૨. અરિહંતને પરમ તારક માનો.
૨૩. અરિહંતને મોક્ષમાર્ગના પરમ નેતા માનો.
૨૪. અરિહંતને સર્વશ્રેષ્ઠ પુરુષ માનો.
૨૫. અરિહંતને જ મહત્ત્વ આપો.
૨૬. અરિહંતની જ શોભા વધારો.
૨૭. અરિહંતનું જ ગૌરવ વધારો.

૨૮. અરિહંત ઉપર જ તમારા હૃદયનો બધો પ્રેમ ઠાલવો.

૨૯ અરિહંતને તમારૂં હૃદય આપો.

૩૦. અરિહંતની જ સ્તુતિ કરો.

૩૧. અરિહંતને જ વારંવાર નમો.

૩૨. અરિહંતના ચરણોમાં જ વારંવાર વંદના કરો.

૩૩ અરિહંતની જ ઉત્તમ દ્રવ્યોથી નિત્ય પૂજા કરો.

૩૪. અરિહંતના પવિત્ર નામનો જ અહર્નિંશ જાપ કરો

૩૫. અરિહંતનું જ ધ્યાન ધરો.

૩૬. અરિહંતની જ વાત માનો.

૩૭. અરિહંતના ધર્મનું જ પાલન કરો.

૩૮. અરિહંતની જ વાણી સાંભળો

૩૯. અરિહંતના જ શાસ્ત્રો વાંચો–વિચારો.

૪૦ અરિહંતના સાધુઓની સેવા કરો.

૪૧. અરિહંતના સંઘની ભક્તિ કરો.

૪૨. અરિહંતના શાસનની પ્રભાવના કરો.

૪૩. અરિહંતને જ પરમ તત્ત્વ માનો

૪૪. અરિહંતની મૂર્તિનું ખૂબ બહુમાન કરો.

૪૫ અરિહંતના મંદિરો ઠેર ઠેર ઊભા કરો.

૪૬ અરિહંતના ઉપદેશથી ભરપુર પુસ્તકો છપાવી વિશ્વના ભવી જીવોમાં તેનો પ્રચાર કરો.

૪૭ અરિહંતનો મહિમા વધારવા તમારૂં જીવન પવિત્ર બનાવો

૪૮. અરિહંતે બતાવેલા ધર્મનું તમે જાતે પાલન કરો

૪૯. અરિહંતના સિદ્ધાંતોની રક્ષા કાજે કમર કસો.

૫૦. અરિહંત અને અરિહંતના ધર્મની નિંદાનું શ્રવણ ન કરો.

૫૧. અરિહંત અને અરિહંતના શાસન સંઘ ખાતર તન, મન, ધનનો યાવત્ પ્રાણનો પણ ભોગ આપવા સદા તત્પર રહો.

૫૨. મારી પાસે જે કાંઇ પુણ્યનો માલ છે તે બધું અરિહંત અને અરિહંતના શાસન માટે જ છે એવું માનો.

૫૩. અરિહંતના તીર્થની વૃદ્ધિ થાય એવા પ્રયાસો કરો.

૫૪. અરિહંતને દરેક વાતમાં આગળ કરી તેમને ગૌરવ અપાવો.

૫૫. અરિહંતના આગમોનું સુંદર ટકાઉ લેખન કરાવો.

૫૬. અરિહંતના આગમોની રક્ષા કરો.

૫૭ અરિહંતના આગમોનું બહુમાન કરો.

૫૮ અરિહંતના આગમોને પૂજો-સત્કારો.

૫૯. અરિહંતના આગમો સર્વ કાળમાં હિતકારી અને પૂર્ણ સત્ય છે એવું દૃઢપણે માનો.

૬૦ અરિહંતના આગમોનો ઊંડો અભ્યાસ ગુરુગમથી કરો.

૬૧. અરિહંતના આગમોની બીજા યોગ્ય જીવોને વાચના આપો.

૬૨ અરિહંતના આગમોની આશાતના ટાળો.

૬૩. અરિહંતના આગમોને ભગવાન માની ખૂબ બહુમાન કરો.

૬૪. અરિહંતના આગમો તો મોક્ષનો સત્ય રસ્તો બતાવનારા હોવાથી આપણા અને જગત માટે મોટું તરવાનું સાધન છે એમ સ્વીકારો.

૬૫. અરિહંતને માનનારો આગમોને ન માને, શ્રદ્ધા ન કરે તો તે અરિહંતનો ભક્ત નહિ પણ શત્રુ સમજવો.

૬૬. અરિહંતને માનનારો અરિહંતની મૂર્તિને પૂજનીય ન માને તો અરિહંતનો અરિ જ સમજવો

૬૭. અરિહંતના મંદિરો જે જિર્ણશીર્ણ થઇ ગયા હોય તેના જિર્ણોદ્ધાર કરો–કરાવો.

૬૮. અરિહંતના મંદિરની સાર સાંભળ રાખો.

૬૯ અરિહંતના મંદિરમાં પવિત્ર બની પવિત્ર કપડાં પહેરીને જાઓ.

૭૦. અરિહંતના મંદિરમાં થતી આશાતનાઓ ટાળો.

૭૧. અરિહંતની મૂર્તિ સાથે સાક્ષાત ભગવાન જેવો વ્યવહાર રાખો.

૭૨. પૂજનની સામગ્રી અરિહંત ભગવાનને ઉચિત રાખો.

૭૩ અરિહંતની મૂર્તિ ભરાવો.

૭૪. અરિહંતની મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કરાવો.

૭૫ અરિહંતની મૂર્તિની મોટા ઓચ્છવપૂર્વક પ્રતિષ્ઠા કરાવો.

૭૬. અરિહંતની મૂર્તિને નિત્ય નવી આંગીઓ રચાવો.

૭૭ અરિહંતની આરતી ઉતારો.

૭૮ અરિહંતની પૂજા ભણાવો.

૭૯ અરિહંત આગળ નાચો.

૮૦. અરિહંતનાં પેટ ભરીને દર્શન કરો.

૮૧. અરિહંતનાં ભવ્ય વરઘોડા કાઢો.

૮૨. અરિહંતની કલ્યાણક ભૂમિઓની સ્પર્શના કરો.

૮૩. અરિહંતના તીર્થોની યાત્રાઓ કરો.

૮૪ અરિહંતોના ભક્તોની ભક્તિ કરો.

૮૫. અરિહંતના આગમોનું મંદિર બંધાવો.

૮૬. અરિહંતના દ્રવ્યની (દેવ દ્રવ્ય) વૃદ્ધિ કરો–રક્ષા કરો.

૮૭. દેવદ્રવ્યનું દેવું હોય તો તુરત વ્યાજ સાથે ભરી દો.

૮૮. અરિહંતની વાણી રોજ ગુરુમુખે સાંભળો.

૮૯. અરિહંતને સર્વ સામગ્રી અને સર્વ શક્તિથી આરાધો

૯૦. અરિહંતના ધર્મની રક્ષા કરો.

૯૧. અરિહંતના શાશનના શત્રુઓનો જોરદાર પ્રતિકાર કરો.

૯૨. અરિહંતના શાસનના હિતોની રક્ષા કરો.

૯૩ અરિહંતના વિચારો વિરૂદ્ધ થતો પ્રચાર અટકાવો.

૯૪. અરિહંતના નામે ભળતી વાતો કરનારાઓને ખુલ્લા પાડો.

૯૫ અરિહંતના એકેક વચન ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખો

૯૬. અરિહંતના શાસનની સેવા કાજે તમારા સારા સંતાનોને સુયોગ્ય ગુરુઓને સોંપો.

૯૭ અરિહંતના શાસનની અવિચ્છિન્ન પરંપરા ટકાવી રાખવા બધા જ પ્રયત્નો કરી ચૂકો.

૯૮. અરિહંતના પાંચે કલ્યાણકોની આરાધના કરો.

૯૯. અરિહંતના ગુણોના સ્મરણ સાથે એકાગ્ર ચિત્તે જાપ કરો.

૧૦૦ અરિહંત ભગવંત જાણે સમોસરણમાં બેસી બાર પર્ષદાને તારવા ધર્મદેશના આપી રહ્યા છે તેનું ધ્યાન કરો, અર્થાત્ દેશના આપતા ભગવાનનું ધ્યાન ધરો.

૧૦૧. ભગવાનની મૂર્તિનું ધ્યાન ધરો.

૧૦૨. ભગવાનના વચનનું ધ્યાન કરો.

૧૦૩ ભગવાનની પિંડસ્થ અવસ્થાનું ધ્યાન ધરો.

૧૦૪ ભગવાનની પદસ્થ અવસ્થાનું ધ્યાન ધરો.

૧૦૫. ભગવાનની રૂપાતીત અવસ્થાનું ધ્યાન ધરો.

૧૦૬. ભગવાનના ગુણો, શક્તિઓ અને સિદ્ધાંતોનું ચિંતન કરો.

૧૦૭ અરિહંતે બતાવેલા લોકસ્વરૂપનું ચિતન કરો.

૧૦૮. અરિહંતના શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાયનું ધ્યાન કરો.

* અરિહંતનો ઉપદેશ સકલ જીવરાશી માત્રનું હિત કરનારો છે.

* સૂક્ષ્મમાં સૂક્ષ્મ અહિંસાનું પાલન અરિહંતના શાસન સિવાય બીજે ક્યાંય જોવા મળતું નથી.

* અરિહંતના આગમમાં જે સુંદર વ્યવસ્થિત તત્ત્વવ્યવસ્થા જોવા મળે છે તેવી વ્યવસ્થા બીજે ક્યાંય જોવા મળતી નથી

* શુદ્ધ અહિંસા સંયમ અને તપનું તત્ત્વ અરિહંતના શાસન સિવાય બીજે ક્યાંય તેનાં યથાર્થ દર્શન થતાં નથી.

* સાચો ત્યાગ અરિહંતના શાસનમાં જ જોવા મળે છે.

ભક્ષ્યાભક્ષ્યનો સૂક્ષ્મ વિવેક પણ અરિહંતના ધર્મમાં જ જોવા મળે છે./

* આત્માનો વ્યવસ્થિત ક્રમશઃ ઉત્ક્રાન્તિ ક્રમ અરિહંતના શાસન સિવાય બીજે ક્યાંય જોવા મળતો નથી.

* વિરતિધર્મની વાતો, સૂક્ષ્મ અને વિસ્તૃત કર્મવાદ, નય-વાદની સૂક્ષ્મ વાતો અરિહંતના શાસન સિવાય બીજે ક્યાંય નથી.

* ત્રણે ભુવનનું યથાર્થ દર્શન અરિહંતના શાસન સિવાય બીજે જોવા મળતું નથી.

* કર્મબંધના કારણો અને કર્મ છોડવાના કારણોની વિસ્તૃત માહિતી અરિહંતના શાસનમાં જ જોવા મળે છે.

* આત્માનાં શુદ્ધ સ્વરૂપનું અને મોક્ષના સ્વરૂપનું યથાર્થ વર્ણન અરિહંતના શાસન સિવાય બીજે જોવા મળતું નથી.

* શુદ્ધ આચાર પાલન તારા શાસન સિવાય બીજે કયાં છે?

* ઉત્સર્ગ અને અપવાદનું વિસ્તૃત વર્ણન અને સૂક્ષ્મ વિવેક બીજે ક્યાંય જોવામાં આવ્યો નથી.

* જિનાગમની યોગ, ધ્યાન અને ભક્તિની ભરપુર વાતો વાંચીને અમારૂં મસ્તક હે કરુણાસાગર ભગવંત! આપશ્રીના પવિત્ર ચરણોમાં ઝૂકી પડે છે.

* એકેક વિષયનું ઊંડાણ જે તારા આગમોમાં અમને જોવા મળ્યું છે તે બીજે ક્યાંય જોવા, વાંચવા મળ્યું નથી.

* તારૂં વચન તદ્દન સાચું અને પૂર્ણ છે એવો અમારો દૃઢ નિર્ધાર થઈ ચૂકયો છે.

* તે બતાવેલા વિધિમાર્ગની રક્ષા, અને ઉન્માર્ગના પાપાચારનો નિષેધ કરવો એ અમે અમારૂં પરમ કર્તવ્ય સમજીએ છીએ

આપ એક જ જગતનું શરણુ છો.
આપ જ જગતના એક ત્રાતા છો.
આપ જ જગતના પરમ આધાર છો.
આપ જ જગતના તારણુહાર છો.
આપ પરમોપકારી, જગત પરમ અપકારી.
આપના સંગથી સુખ, જગતના સંગથી દુઃખ.
આપ તારો, જગત ડૂબાડે.
જિન એટલે દુઃખહર્તા, સુખ કર્તા
જિન એટલે દુઃખભંજક, સુખ સર્જક.
જિન એટલે દુર્ગતિનાશક, સદ્ગતિ પ્રાપક.
જિન એટલે ભવભયભંજક, શીવસુખ દાતા.
જિનં એટલે મોક્ષરૂપી શહેરના શોધક.
જિન એટલે જ્ઞાનની સાક્ષાત જ્યોત.
જિન એટલે રાગ દ્વેષને જીતનારા.
જિન એટલે શિવનગરનો માર્ગ બતાવનારા.
જિન એટલે સત્ય માર્ગના ઉપદેશક.
જિન એટલે પ્રાણીમાત્રના હિતકારી.
જિન એટલે મોક્ષનો સંઘ કાઢનાર શ્રેષ્ઠ સંઘવી.
જિન એટલે સર્વવાંછિતને પૂરનાર કલ્પવૃક્ષ.

આવા જિન અરિહંત વિના જીવન સૂનુસૂનું લાગવું જોઇએ.
હવેથી આપણા જીવનનો આનંદ અરિહંત.

તોડીને મોક્ષરૂપી નગરમાં કાયમ રહેવા માટે પહોંચી ગયા તેને કાયમ રહેવા માટેનું રમણીય પવિત્ર સ્થાન તેનું નામ સિદ્ધપદ

* ચાર ગતિ રૂપ સંસારનો સંપૂર્ણ નાશ કરી જે જીવો મોક્ષમાં ગયા તેઓને રહેવા માટેનું સ્થાન તેનું નામ સિદ્ધપદ.

* અથવા જે સ્થાનમાં એકવાર પહોંચ્યા પછી ત્યાંથી કદીયે નીકળવું પડે નહિ તેવું કાયમી ઘર તેનું નામ સિદ્ધપદ.

* અનંતગુણી આત્માઓને રહેવાનું પવિત્ર મંદિર તેનું નામ સિદ્ધપદ

* પૂર્ણ સુખી આત્માઓને રહેવાનું સ્થાન તેનું નામ સિદ્ધપદ.

* જે સ્થાનમાં દુઃખરૂપી દૈત્યોને કદીયે પ્રવેશ મળતો નથી તેનું નામ સિદ્ધપદ

* જ્યાં એક પણ અપવિત્ર આત્મા જઈ શકતો નથી તેનું નામ સિદ્ધપદ. સકલ કર્મમલ ધોઇને જે આત્માઓ બિલકુલ પવિત્ર બની ગયા છે તેને જ ત્યાં રહેવા મળે છે.

* સકલ સુખોની સિદ્ધિ જ્યાં છે તેનું નામ સિદ્ધપદ
  જ્યાં એકલું સુખ જ છે તેનું નામ સિદ્ધપદ.

* જ્યાં કોઈ પણ પ્રકારની ઈચ્છા, તૃષ્ણા કે અપૂર્ણતા નથી તેનું નામ સિદ્ધપદ

* જ્યાં સર્વ વાતની પૂર્ણતા છે તેનું નામ સિદ્ધપદ

* જ્યાં કોઈ વાતનું બંધન નથી, પણ સદા મુક્ત જીવન છે તેનુ નામ સિદ્ધપદ.

* જ્યાં કોઈપણ પ્રકારની પરાધીનતા નથી, પણ સંપૂર્ણ સ્વતંત્રતા છે તેનું નામ સિદ્ધપદ.

* જ્યાં બધી જ વાતની સમાનતા છે તેનું નામ સિદ્ધપદ. અર્થાત્ જ્યાં સાચો સામ્યવાદ છે તેનું નામ સિદ્ધપદ.

* જ્યાં બધા જ આત્માઓના ગુણો, જ્ઞાન, શક્તિ, સુખ, આનંદ, સ્વતંત્રતા, અધિકાર એકસરખો છે તેનું નામ સિદ્ધપદ.

* જ્યાં આત્મા આત્મા વચ્ચે લગીરે ઉંચ નીચનો ભેદભાવ નથી તેનું નામ સિદ્ધપદ.

* જ્યાં 'સૌ સમાન'નો સિદ્ધાંત છે તેનું નામ સિદ્ધપદ.

* જ્યાં ભૂખ-તરસ, ટાઢ-તડકો, માન-અપમાન, સુખ-દુઃખ, લાભ-અલાભ, પ્રિય-અપ્રિય વગેરે સાંસારિક દ્વન્દ્વોનો સંપૂર્ણ અભાવ છે તેનુ નામ સિદ્ધપદ.

* જ્યાં રોગ, શોક, દ્રારિદ્ર, વ્યાધિ, વેદના, ચિંતા, ભય, સંતાપ, ક્લેશ, ઝગડા, લડાઇ વગેરેનું નામનિશાન નથી તેનું નામ સિદ્ધપદ.

* જ્યાં સાંસારિક જીવન કરતાં તદ્દન જુદા પ્રકારનું સદા પરમ શાંત પવિત્ર જીવન છે તેનું નામ સિદ્ધપદ.

* જ્યાં શરીર નથી, વાણી નથી, મન નથી, વિકલ્પ કે વિચાર નથી પણ સંપૂર્ણ નિર્વિકલ્પ અસંગ અવસ્થા છે તેનુ નામ સિદ્ધપદ.

* જ્યાં કોઇ પત્ની, પરિવાર, બંગલા, મોટરો, ખાવા-પીવાનું,

પહેરવા–ઓઢવાનું, ફરવા–હરવાનું ન હોવા છતાં સ્વાભાવિક સુખ અને આનંદ હોય છે.

* નિજ સ્વરૂપમાં રમણતા એ જ ત્યાંના રહેવાસીઓનો પરમ આનંદ હોય છે.

* શુદ્ધ બુદ્ધ મુક્ત નિરંજન નિરાકાર અશરીરી અરૂપી, ત્યાંના રહેવાસીઓ હોય છે.

* જ્યાં બધા જ ભગવાન રહે છે તેનું નામ સિદ્ધપદ.

* આ સિદ્ધભગવંતો કેવળજ્ઞાન અને કેવળદર્શનરૂપી ચક્ષુવડે સકલ વિશ્વને અને વિશ્વના તમામ પદાર્થોને પ્રતિસમય જાણે છે અને જુવે છે.

* અરિહંત ભગવંતોનુ ધ્યેય પણ આ સિદ્ધપદ હોય છે.

* સિદ્ધપદ છે તો જ અરિહંત અને અરિહંતના માર્ગનું મહત્ત્વ છે

* જો દુનિયા ઉપર એક સિદ્ધપદ (મોક્ષનું સ્થાન) ન હોત તો મોક્ષમાર્ગ અને મોક્ષમાર્ગને બતાવનારા અરિહંતો પણ ક્યાંથી હોત ?

* મોક્ષનું સ્થાન ન હોત તો જન્મ જરા મરણથી પિડિત જગત ક્યાં જઇને વિસામો કરત ? સિદ્ધપદ એ આપણી જીવનનૌકાનો ધ્રૂવ તારો બનવો જોઇએ.

સિદ્ધપદ જન્મ જરા મરણથી ત્રસી ગયેલા પ્રાણીઓને આશ્વાસન આપે છે કે તમે જરાયે ગભરાશો નહિ,

તમે બસ કર્મ ખપાવી અહિ આવી જાવ. અહિ જરાયે જન્મ જરા મરણનો ઉપદ્રવ નથી તદ્દન ઉપદ્રવ વિનાનું આ સ્થાન છે. અમે પરમ સુખી અને આનદી છીએ ત્યાં સ સારમાં તમે વિષયરૂપી વિષવૃક્ષની છાયામાં કદીયે બેસતા નહિ. નહિતર તમને ઝેર ચઢશે અને તમારી ચેતના નિઃચેષ્ટ બની જશે. તમે તમારી શુધબુધ ગુમાવી બેસશો.

કષાયરૂપી કસાઈઓનો જરાયે વિશ્વાસ કરતા નહિ

સંજ્ઞાઓરૂપી ડાકણોથી બચવા જિનાગમોના સ્વાધ્યાયનો મંત્ર નિરંતર જપ્યા કરજો

કંચન અને કામિની તો કરવત છે, તે તમારા પુણ્યને અને સુસસ્કારોને કાપી નાંખે છે; માટે તે કરવતને દૂર ફેંકી દેજો.

* વાસના અને વિકારોની મર્મભેદી તીક્ષ્ણ બાણોની વર્ષાથી બચવા શીલ અને સદાચારનું લોખંડી કવચ સદા ધારણ કરી રાખજો

* ઇન્દ્રિયોરૂપી ચોરો તમારૂં જ્ઞાનાદિ ધન ચોરી ન જાય માટે સંયમરૂપી ધારદાર શસ્ત્રને સદા સાથે જ રાખજો.

* મનરૂપી પિશાચ તમને ઠગી ન જાય માટે સદ્‌ગુરુરૂપી મ ત્રવાદીની નિશ્રામાં સદા રહેજો.

* રાગરૂપી રાક્ષસ તમારા ધર્મને ખાઈ ન જાય માટે વૈરાગ્ય રૂપી રોકેટથી સદા સજજ રહેજો.

ઉપસર્ગો અને પરીસહોની સેનાનો તમારા ઉપર હુમલો થાય ત્યારે સમતારાણીને શરણે જજો.

પ્રમાદરૂપી ગોરીલાથી સદા સાવધાન રહેજો.

તમારૂં સાંસારિક જીવન ઘણું જ ક્લેશમય, ઘોંઘાટભર્યું, ઉપદ્રવવાળું, અશાંતિભર્યું, અસ્થિર અને ભયયુક્ત છે જ્યારે સિદ્ધશિલા ઉપર રહેલા સિદ્ધભગવંતોનું જીવન આનાથી તદ્દન વિપરિત છે

સર્વ સુખપૂર્ણ મોક્ષનું સ્થાન છે તો જગતના જીવોને એક મોટું આશ્વાસન છે, હુંફ છે. જો લોકાન્તે આવું એક સ્થાન ન હોત તો આ જીવનું શું થાત? સદા આ સંસારની ચાર ગતિ અને ચોરાશી લાખ યોનિમાં જન્મ–મરણ કરતાં આ જીવને સદા દુઃખમાં રહેવું પડત.

આજ સુધીમાં સંયમ અને તપવડે સકલ કર્મોનો નાશ કરી અનંતા આત્માઓ આવા મોક્ષમાં ગયેલા છે. ત્યાં પરમાનંદ ભોગવી રહ્યા છે. અને ભવિષ્યમાં અનંતા આત્માઓ સકલ કર્મોને ખપાવીને મોક્ષમાં જશે.

આપણે પણ વ્રત નિયમોનું પાલન કરીએ, સંયમ અને તપમય જીવન જીવીએ તો આપણે પણ આવા મોક્ષમાં જઈ શકીએ છીએ.

આ સંસારમાં રહેલો ભવ્ય આત્મા જો કર્મ તોડવાનો જબ્બર પુરુષાર્થ કરે તો તે આવા અનંત સુખમય મોક્ષપદ–સિદ્ધપદને પ્રાપ્ત કરી શકે છે.

આપણી બધી જ સાધના-આરાધનાનું ધ્યેય આ સિદ્ધપદ હોવું જોઇએ.

સાંસારિક જીવન અપવિત્ર, પરાધીન અને ક્લેશમય છે, જ્યારે મોક્ષનું જીવન પવિત્ર, સ્વતંત્ર અને સુખમય છે.

આવા મોક્ષસ્થાનની તીવ્ર અભિલાષાથી થતો ધર્મ જ મોક્ષમાં પહોંચાડે છે.

સાંસારિક સુખ પરાધીન, અપૂર્ણ, અનિત્ય અને દુઃખ-મિશ્રિત છે જ્યારે મોક્ષનું સુખ સંપૂર્ણ સ્વાધીન, પૂર્ણ, નિત્ય અને દુઃખના મિશ્રણ વગરનું ચોર છે.

વૈષયિક સુખ એ વાસ્તવિક સુખ જ નથી, પણ દુઃખની યોનિ છે ખરજવાને ખણવા તુલ્ય વૈષયિક સુખ છે.

વૈષયિક સુખ અનેક ચિંતાઓ, ભયો, દુઃખો, પાપો, શોક સંતાપથી નિરંતર ઘેરાયેલું છે. જ્યારે મોક્ષસુખના ઉપભોગમાં નથી ચિંતા, નથી ભય, નથી પાપ, નથી શોક કે સંતાપ. ત્યાંના સુખનુ વર્ણન કરવા કોણ સમર્થ છે ?

રૂપિયાભાર વૈષયિક સુખના ઉપભોગથી લાખો ટન દુઃખ જન્મે છે. જે સુખના ઉપભોગ પાછળ દુઃખનો ડુંગર તૂટી પડવાનો હોય તે સુખને કયો સુજ્ઞ ભોગવવાની ઇચ્છા કરે ? પતાસુ ખાઇને જીભ કપાવાનું કોણ પસંદ કરે ? મોક્ષનું સુખ સ્વાભાવિક અને સ્વાધીન છે.

આ આત્મા પોતેજ અનંત સુખસ્વરૂપ છે પણ વેદનીય-કર્મની લાખો ટન માટી નીચે આજે એ અનંત સુખ દટાયેલુ પડ્યું છે.

સંયમના પાવડાથી તે વેદનીયકર્મની માટી દૂર કરવામાં આવે તો અનંતસુખનો ખજાનો હાથ લાગે તેમ છે.

પણ વિષયના વ્યસની જીવને આ મોક્ષના સુખની વાત જલ્દી ગળે ઉતરતી નથી, તેને આવા સુખ ઉપર શ્રદ્ધા બેસતી નથી.

જેમ અફીણના વ્યસનીને મિષ્ટાન્ન પિરસ્યાં હોય પણ અફીણ ન આપ્યું હોય તો તે મિષ્ટાન્ન પણ તેને ફીક્કાં લાગે છે, એવું જ આ વિષયાંધ જીવનું છે.

આ સિદ્ધપદ ઉપર રહેલા સિદ્ધભગવતોના મુખ્ય આઠ ગુણો હોય છે.

૧. અનંતજ્ઞાન (કેવળજ્ઞાનગુણ) હોય છે.

૨. અનંતદર્શન (કેવળદર્શનગુણ) હોય છે.

૩ અનંત અવ્યાબાધ સુખ હોય છે.

૪. વીતરાગતા હોય છે–અનંત ચારિત્ર હોય છે.

૫. અક્ષય સ્થિતિ હોય છે (આયુષ્યકર્મના ક્ષયથી) (કદીયે હવે સંસાર પરિભ્રમણ તેમને હોતું નથી).

૬ અરૂપીપણુ હોય છે (નામકર્મના ક્ષયથી) (દેહ વાણી મન હવે તેમને હોતું નથી).

૭. અગુરુ લઘુગુણ હોય છે (ગોત્રકર્મના ક્ષયથી ઉચ્ચતા–નીચતા હોતી નથી).

૮. અનંત શક્તિ હોય છે (અંતરાયકર્મના ક્ષયથી).

સિદ્ધભગવંતોને નથી રૂપ રંગ રસ ગંધ સ્પર્શ.
નથી શરીર સંઘયણુ કે સંસ્થાન.
નથી કુલ કે જાતિ.
નથી ત્રસપણું કે નથી સ્થાવરપણું.
નથી સૂક્ષ્મપણું કે નથી બાદરપણું.
નથી સુસ્વર કે નથી દુઃસ્વર.
નથી સૌભાગ્ય કે નથી દુર્ભાગ્ય.
નથી યશ કે નથી અપયશ.
નથી શાતા કે નથી અશાતા.
નથી પાપ કે નથી પુણ્ય.
નથી જન્મ જરા કે મરણુ.
નથી સંકલ્પ કે નથી વિકલ્પ.
નથી ગતિ કે નથી આગતિ.
નથી યોનિ કે નથી યોગ.
નથી પતન કે ઉત્થાન.
નથી સુખની ચિંતા કે નથી દુઃખની ચિંતા,
નથી માન કે અપમાન.
નથી નિદ્રા કે નિંદા.

આવા અનુપમ ગુણોવાળા સિદ્ધપદનું સદા આપણે ધ્યાન કરીએ તો તે પદની નજીક પહોંચી શકીએ.

અહિ આપણા સાંસારિક જીવન ઉપર કંટાળો છૂટે તો જ આવા પવિત્ર શાશ્વત શાંત અને સ્વસ્થ જીવનની અભિલાષા જાગે

હે સિદ્ધભગવંતો! અમને તમારા સુખની વાનગી ચખાડો કે જેથી અમને ત્યાં જલ્દી આવવાનું મન થાય.

સિદ્ધપદ કેવું છે?

૧. અષ્ટકર્મના નાશથી ઉત્પન્ન થયેલું.

૨. જ્યાં સાધવાનું હવે કાંઈ જ બાકી નથી.

૩ જન્મ જરા મરણથી રહિત છે.

૪ આઠ ગુણોથી યુક્ત છે.

૫. અરિહંતરૂપી બીજનું ફળ છે.

૬. અવિનાશી છે.

૭ કેવળજ્ઞાન અને કેવળદર્શનથી શોભતું છે.

અગમ–અગોચર સિદ્ધ સ્વરૂપને યથાર્થ કહેવા કેવલી ભગવાન પણ સમર્થ નથી.

સમસ્ત સુખદુઃખાદિ દ્વન્દ્વોના નાશવાળું છે.

સમસ્ત ભવ્ય જીવોનું અંતિમ સાધ્ય છે.

બધા જ ધર્મપુરુષાર્થની સફળતા સિદ્ધપદના અસ્તિત્વ ઉપર જ છે. જો જગત્ ઉપર એક જ સિદ્ધપદ ન હોત તો બીજા એકે પદનું અસ્તિત્વ ન હોત. કારણ કે બધા પદોનું ધ્યેય–સાધ્ય સિદ્ધપદ જ છે. અરિહંત પદની આરાધના કરવાની છે તે પણ સિદ્ધપદ માટે જ ને?

સાત રાજ દૂર રહેલા સિદ્ધ ભગવંતો આપણી સાધનામાં જોમ અને ઝડપ અને પ્રેરણા આપે છે. જેમ કોઈ સુંદર નગરનું વર્ણન સાંભળી ત્યાં જવા લલચાય એમ લઘુકર્મી

જીવો શિવનગરનું સુંદર વર્ણન સાંભળીને શીવનગરમાં જવા લલચાય છે.

સિદ્ધપદને પ્રાપ્ત કરવા સિદ્ધ ભગવંતોનું ધ્યાન એ એક શ્રેષ્ઠ ઉપાય છે.

અરિહંત ભગવંતો મોક્ષમાર્ગ બતાવે છે ત્યારે સિદ્ધોને સિદ્ધપદની પ્રાપ્તિ થાય છે. માટે ઉપકારી અરિહંતપદ હોવાથી પ્રથમ અરિહંતપદ મૂક્યું પછી સિદ્ધપદ મૂક્યું છે. બાકી ગુણોની દ્રષ્ટિએ સિદ્ધપદ ઊંચું છે.

નગર છે તો નગરનો માર્ગ બતાવનારની કિંમત છે એમ શીવનગર લોકના મસ્તક ઉપર છે તો અરિહંતો તે શીવનગરમાં જવાનો માર્ગ ભવ્ય જીવોને બતાવે છે.

સિદ્ધપદ (મોક્ષ) પ્રાપ્ત થયા પછી જીવ સદા માટે કૃતકૃત્ય બની નિરુપમ સુખનો ભોક્તા બની જાય છે.

* આપનું આત્મ દ્રવ્ય અચિન્ત્ય મહિમાવંતુ છે કે અહિંથી સાત રાજ દૂર રહેલા એવા આપ આપનું ધ્યાન, જાપ કરનાર પ્રાણીઓના કર્મોનો આપ કચ્ચરઘાણ કાઢી નાંખો છો.

* અગ્નિની તો જે પાસે જાય તેની ટાઢ ઉડાડે પણ આપ તો અમારાથી અસંખ્યેય ગાઉ દૂર હોવા છતાં અમારી મોહની ટાઢ આપ ઉડાડો છો, એ એક આશ્ચર્ય છે

* ત્યાં આપને જીવન જીવવા માટે નથી ખોરાક, પાણી કે હવા, છતાં આપ સરખી રીતે આપ-આપનું જીવન પરમ આનંદમાં વીતાવી રહ્યા છો, એ એક આશ્ચર્ય છે.

* નથી આપને એક પણ યોગ છતાં આપ પરમયોગી કહેવાઓ છો, એ એક આશ્ચર્ય છે.

* નથી આપને એક પણ પ્રાણ ( દશ પ્રાણમાંથી ) છતાં આપ મહા પ્રાણવાન કહેવાઓ છો એ એક આશ્ચર્ય છે.

* નથી આપણને એક પણ રાજ્ય છતાં આપ મહારાજા કહેવાઓ છો, એ એક આશ્ચર્ય છે.

* નથી આપને શરીર છતાં શરીરધારી કરતાં અનંતગુણી શક્તિ ધરાવો છો, એ એક આશ્ચર્ય છે.

* નથી આપને બે માંથી એક પણ આંખ છતાં આપ ત્રણે લોકને અને લોક બહાર અલોકને પણ જોઈ શકો છો, એ એક આશ્ચર્ય છે.

* નથી આપને રસના છતાં બધા રસોને આપ જાણી શકો છો, એ એક આશ્ચર્ય છે.

* નથી સાંભળવા આપને કાન છતાં આપ વિશ્વના બધા જ શબ્દોનું જ્ઞાન ધરાવો છો, તે એક આશ્ચર્ય છે.

* આપના ધ્યાનથી પ્રાણીઓ આપના જેવા બને છે.

* આપના ધ્યાનથી પ્રાણીઓ પવિત્ર બને છે.

* આપના ધ્યાનથી પ્રાણીઓને સર્વ અભિષ્ટની સિદ્ધિ થાય છે.

સર્વ સિદ્ધિના સમ્રાટ એવા આપના ધ્યાનથી, જાપથી કયી સિદ્ધિ પ્રાપ્ત ન થાય ? અર્થાત્ સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

એકાગ્ર ચિત્તે આપનું ધ્યાન કરનારને આપ સર્વ પ્રકારનાં સુખો આપો છો.

* આપનું ધ્યાન કરનારો પ્રાણી દુ:ખી થતો નથી.

* આપ નિ:સંગ હોવા છતાં પ્રાણીઓને આપનો સંગ કરાવો છો, એ એક આશ્ચર્ય છે.

* શિવસુંદરીના સંગવાળા આપ હોવા છતાં આપ નિ:સંગ કહેવાઓ છો, તે એક મારે મન આશ્ચર્ય છે.

* આપ પાઈનાં યા ધન વિનાના હોવા છતાં આપને યોગીઓ અખૂટ ધન, સંપત્તિવાળા કહે છે, એ એક આશ્ચર્ય છે.

* ત્યાં સિદ્ધશિલા ઉપર એક પણ આનંદ પ્રમોદનું સાધન ન હોવા છતાં આપ સદા પરમાનંદમાં ઝીલો છો, તે એક આશ્ચર્ય છે.

* ત્યાં આપના એક જ સમયના સુખના સાગર આગળ બધા દેવો ઇન્દ્રો અને ચક્રવર્તીનો ત્રણે કાળનો સુખ સમૂહ બિચારો ખાબોચિયા જેવડો ક્ષુદ્ર લાગે છે.

* તારી સંપત્તિ આગળ દુનિયાની બધી સંપત્તિઓ બિચારી શરમાઈને મોઢું નીચું ઘાલી દે છે.

* તારા વૈભવ આગળ ઇન્દ્રોના વૈભવો પણ ઘાસ જેવા લાગે છે.

* તારા અખૂટ ધનભંડાર આગળ કુબેરનો ધનભંડાર એક કોલસા જેવો લાગે છે.

* તારા તેજ અને પ્રભાવ આગળ વિશ્વભરના તમામ તેજો અને પ્રભાવો ઝાંખા પડી જાય છે.

* તારી શક્તિ આગળ દુનિયાની કયી શક્તિ તને પહોંચી શકે તેમ છે?

* તારા અનંત ગુણસમુદ્ર આગળ બીજાનાં ગુણો શા વિસાતમાં છે?

* તારી અખંડ પવિત્રતા આગળ કોની પવિત્રતા ગર્વ લઇ શકે તેમ છે?

* તારા અવિનાશી પદ આગળ બીજા દુનિયાના વિનાશી પદની શી ગણતરી છે?

* તારા સ્વાભાવિક સૌંદર્ય આગળ બીજા બનાવટી સૌંદર્યની શી કિંમત છે?

* તારા નૈસર્ગિક જીવનની મસ્તી આગળ બીજી દુન્યવી મસ્તીની શી મહત્તા છે.

* તારા મુક્ત જીવનની મજા આગળ અમારી પરાધીન જીવનની ક્ષણજીવી મઝામાં શું માલ છે?

* તારા તદ્દન નિર્દોષ અમર જીવન આગળ અમારા સદોષ ક્ષણજીવી જીવનનું શું મહત્વ છે?

* તારી વીતરાગતાની મહત્તા અમે સરાગી શું સમજી શકીએ?

* અનંત રાગાદિ દોષોને કાઢવા અને અનંત જ્ઞાનાદિ ગુણોને સિદ્ધ કરવા આપે કેટલું બધું પરાક્રમ કર્યું હશે તેની તો કલ્પના કરવી પણ મુશ્કેલ છે.

* આપની પાસે એક પૈસો પણ નથી છતાં મોટાં મોટાં રત્નત્રયીના દાન દો છો, તે એક આશ્ચર્ય છે.

* આપની પાસે એકપણ શણગાર નથી છતાં આપના સૌંદર્યની કોઈ સીમા નથી, એ એક આશ્ચર્ય છે.

* આપ રૂપ વગરનાં છો છતાં આપના રૂપનો કોઈ પાર નથી.

* આપ શુદ્ધ પરમ બ્રહ્મમય કહેવાઓ છો, છતાં શિવસુંદરીની સાથે જ સદા સુવો છો, એ એક આશ્ચર્ય છે !

* અમને આપની સામું જોવાની પણ ફુરસદ નથી છતાં સદા આપ અમારી સામું સૌમ્ય દ્રષ્ટિથી જોયા જ કરો છો, એ આપની શ્રેષ્ઠતાની ચાડી ખાય છે.

* આપ વજનમાં સૌથી હલકા છો છતાં ગુણોથી સૌથી ભારે છો.

* ત્યાં આપની પાસે સૌંદર્યવર્ધક કોઇ જ સાધન નથી છતાં આપનું સૌંદર્ય સૌથી અધિક છે, એ એક આશ્ચર્ય છે.

* આપની પાસે કાંઇ જ ખાવા પીવા નથી છતાં આપ સર્વથી અધિક બળવાન છો, એ એક આશ્ચર્ય છે.

* આપ શસ્ત્ર વગરના છો છતાં દુશ્મનો આપનાથી સદા ડરતા રહે છે, એ એક આશ્ચર્ય છે.

* આપ ભલે સૃષ્ટિના કર્તા ન હો પણ આપ શિવસુખના કર્તા તો જરૂર છો.

* આપ ભલે હાથ વગરના છો છતાં આપના હાથ બધા ઉપર છે, એ એક આશ્ચર્ય છે.

* આપને હૃદય નથી છતાં આપ સૌને આપના હૃદયમાં સમાવી શકો છો, એ એક આશ્ચર્ય છે.

* આપ ક્યાંયે જતા કરતા નથી છતાં આપ ત્યાં રહ્યા રહ્યા સૌની સંભાળ રાખો છો, એ એક આશ્ચર્યની વાત છે.

* આપની પાસે કોઈ સુખોપભોગની સામગ્રી નથી, છતાં આપ અનંત સુખના ભોક્તા છો, એ એક આશ્ચર્યકારી બીના છે.

* આપની પાસે કાંઈ ખાવા-પીવાનું નથી છતાં આપ સદા તૃપ્ત રહો છો, એ એક આશ્ચર્યની વાત છે.

* આપને ત્યાં સિનેમાના થીએટરો, નાટ્યગૃહો ન હોવા છતાં આપ સદા વિશ્વનું નાટક, વિશ્વના વિવિધ રંગો જુઓ છો, એ એક આશ્ચર્ય છે.

* ત્યાં જલાશયો, બાથ, કૂવા, તળાવ, સરોવર, સમુદ્ર, વાવ, નળ વગેરે ન હોવા છતાં આપ સદા પવિત્ર છો, એ એક આશ્ચર્ય છે.

ખરેખર ! આપનું સ્વરૂપ કોઈ અગમ અગોચર છે અજ્ઞાન બાળક જેવા અમે શું સમજી શકીએ ? બસ હવે અમને આપ આપની પાસે જલ્દી બોલાવી લો, એજ હૃદયની અંતિમ પ્રાર્થના.

સંસારરૂપી નગરમાં મોહરાજાનો ત્રાસ-જુલમ ઘણો છે, અમે હવે તે રાજાથી ત્રાસી ગયા છીએ અને તેથી જ હવે આપના રામરાજ્યમાં આવવા થનગની રહ્યા છીએ.

સંસારનું અત્યંત બિહામણું અને વિચિત્ર સ્વરૂપ જોઈ જોઇને અમે હવે ધ્રૂજી રહ્યા છીએ. ત્યાંનો આપનો વૈભવ આપનું સુખ સૌન્દર્ય શાંતિની વાતો સાંભળી સાંભળીને હવે અમને આપની પાસે આવવા માટે આ મન થનગની રહ્યું છે.

પગ હવે આ સંસારની ભૂમિ ઉપર ઠરતા નથી. ત્યાં આવવા માટે હવે કોઈ પવનવેગી વાહનની રાહ જોઇને અમે બેઠા છીએ.

આપ અમને ત્યાં વાહનના સ્ટૅન્ડ ઉપર સામા લેવા તો આવશો ને ? કારણ કે ત્યાં મોટી વિશાળ વસ્તીવાળા મહાનગરમાં આપશ્રીનું ઘર ક્યાં છે તે શોધી શી રીતે શકીએ ?

અને કદાચ સામા વાહન સ્ટૅન્ડ ઉપર ન આવી શકો તો આપશ્રીનું ફુલ ઍડ્રેસ તો જરૂર મોકલજો કે અમે પછી તેનાથી આપશ્રીનું ઘર શોધી કાઢીશું. અમારા ત્યાં આવવાથી આપશ્રીને કાંઈ અગવડ તો નહિ પડે ને ? અમે આપશ્રીને અગવડમાં મૂકવા જેવું કાંઈ જ નહિ કરીએ હો ! બસ હવે જલ્દી અમને આમંત્રણ આપો કે—'તમે અમારા પૂર્ણ સુખી દેશમાં ખુશીથી આવો.' અને 'તમારૂં અહીં પૂર્ણ સ્વાગત થશે' એટલે બસ. શિવનગરીના અનંતા પવિત્ર નાગરિકોને મારી ભાવભરી વંદના પાઠવશો એજ.

વિચારવા જેવો પ્રશ્ન તો એ છે કે આ સિદ્ધ ભગવંતો અનતકાળથી આપણી સામું સૌમ્ય દ્રષ્ટિથી નિરંતર જોઈ રહ્યા છે, જ્યારે આપણે બેશરમા સસાર તરફ અનાદિકાળથી દૃષ્ટિ રાખીને તેઓની સામે જોવાની પણ આપણે સજ્જનતા દાખવી નથી ! એ જેવો તેવો આપણો અપરાધ છે !

અનંતા પવિત્ર ભગવતો આપણી સામું જુવે ત્યારે આપણે અપવિત્ર સંસાર તરફ જોઇએ એ કેટલું બધું કઢંગુ લાગે છે !

સિદ્ધ ભગવંતો તરફ સન્માનની દૃષ્ટિથી જોવાના ભવમાં હવે સંસારની જડમાયા તરફ ક્યાં સુધી જોયા કરશો ?

આ સંસાર જ સિદ્ધો તરફ જોવા દેતો નથી. સંસારની સાંકળે આપણા પગ બાંધી દીધા છે. અને સિદ્ધો તરફ આપણે પ્રયાણ કરી શકતા નથી. બાકી સિદ્ધ ભગવંતોની દર્શનીય દુનિયા જોવા જેવી છે હો !

એ દુનિયાને જોવા જવા માટે સંયમના વાયુવેગી વિમાનમાં બેસવું પડશે. અને તે વિમાનમાં બેસવા માટેની ટિકિટ મળે છે, માનવભવની ટિકિટ ઓફીસ ઉપરથી.

મોક્ષની સર્વશ્રેષ્ઠ સિદ્ધિ માટે ભોગ પણ સૌથી શ્રેષ્ઠ આપવો પડશે. ફળ શ્રેષ્ઠ જોઇએ છે તો બીજ પણ શ્રેષ્ઠ વાવવું પડશે. મુલ્યવાન વસ્તુની પ્રાપ્તિ માટે કિંમત પણ એવી ચૂકવવી પડશે.

સિદ્ધપદ (મોક્ષપદ) માટે પ્રથમ તો સંયમની સિદ્ધિ અહિ કરવી પડશે. પછી ક્ષમાયુક્ત તપ અને અહિંસાની સિદ્ધિ કરવી પડશે.

બાકી કોરી વાતો કરે, ખાતાં-પીતાં અને વિષયનાં ચૂંથણા કરતાં મોક્ષ તો શું પણ એકાદો મહેલ મળવો પણ મુશ્કેલ છે.

આશ્રવનાં દ્વારોને સીલ મારી દેવું પડશે. સંવરની નિરંતર સાધના કરતાં કરતાં પછી સિદ્ધિ મળશે.

માયામાંથી મન ઉઠાવી મોક્ષમાં મનને મોકલી દેવું પડશે અને ઇન્દ્રિયોને પરમાત્માની સેવામાં સોંપી દેવી પડશે.

શરીરની મમતા મૂકીને આત્માને મહત્ત્વ આપવું પડશે, આત્મા-પરમાત્માની સેવામાં શરીરને લગાડી દેવું પડશે.

શરીરની સેવા અને શણગાર મૂકીને સદ્ગુરુની સેવા શુશ્રૂષામાં લાગી જવુ પડશે. નારીનો સંગ છોડીને નવકારનો નાદ લગાડવો પડશે.

અવિનાશી સિદ્ધપદને નમસ્કાર કરી આ પ્રકરણ સમાપ્ત કરૂં છું.



## પદ ૩ જું : આચાર્ય પદ

અરિહંત અને સિદ્ધ જે દેવતત્ત્વ છે તેનું વર્ણન યત્કિંચિત્ કરીને હવે ગુરુતત્ત્વનું વર્ણન કરીશું.

ગુરુતત્ત્વમાં પ્રથમ આચાર્ય ભગવંત છે.

મોક્ષસાધક આચાર જે પાળે–પળાવે અને પ્રચારે તેનું નામ છે આચાર્ય.

( અહિં સ્કૂલ કે કોલેજના આચાર્ય નહિ સમજતા )

આચાર્યનું મુખ્ય લક્ષ્ય જાતે મોક્ષસાધક આચાર ( પચાચાર ) પાળવો, બીજાને ઉપદેશ આપી પળાવવો અને જગતમાં તેનો પ્રચાર કરવો તે છે. જ્ઞાન પણ ભણવાનું છે, આચાર પાલન માટે.

ધર્મનો ઉપદેશક સ્વયં આચાર ન પાળતો હોય તો શ્રોતાઓ ઉપર તેની ખાસ અસર થતી નથી.

ઉપદેશકના જીવનમાં આચારપાલન તો ખાસ હોવું જ જોઇએ.

મોક્ષસાધક આચાર પાંચ પ્રકારનો છે :—

જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર.

જ્ઞાનાચાર ૮ પ્રકારનો છે.
દર્શનાચાર ૮ પ્રકારનો છે.
ચારિત્રાચાર ૮ પ્રકારનો છે.
તપાચાર ૧૨ પ્રકારનો છે.
૩૬ પ્રકારનો કુલે આચાર.

તેમાં આચાર્ય પોતે પોતાની મન, વચન, કાયાની શક્તિ જરાયે છૂપાવ્યા વગર પાલન કરે છે.

૩૬ પ્રકારના આચાર પાલનમાં જિનોક્ત પદ્ધતિએ યોગ અને ઉપયોગવાળા બની પરાક્રમ ( સત્ત્વ ) ફેરવવું, અને મન, વચન, કાયાની શક્તિ ગોપવવી ( છૂપાવવી ) નહિ તેને વીર્યાચાર કહેવાય છે.

મોક્ષે લઇ જનારો આચાર ૩૬ પ્રકારનો છે :—

જ્ઞાનાચાર ૮ પ્રકારે :—

૧. કાલ–ભણવાના વખતે ભણવું, કવેળાએ ન ભણવું તે કાલ વિનય છે.

૨. વિનય–જેની પાસે ભણવું છે તેનો યોગ્ય વિનય બરાબર સાચવવો. ( વિનય વિના વિદ્યા નહિ )

૩. બહુમાન–ભણાવનાર ઉપર હૃદયનો પ્રેમ રાખવો, તેનું સન્માન કરવું.

૪. ઉપધાન–જે સૂત્ર ભણવું હોય તેના જોગ અથવા ઉપધાન ( તપ ) કરીને પછી ભણવું.

૫. નિન્હવ–વિદ્યાગુરુનું નામ ન છૂપાવવું. જેની પાસે ભણ્યા તેનું નામ કોઈ પૂછે તો તુરત જણાવી દેવું તે.

૬. સૂત્ર–શુદ્ધ ઉચ્ચાર સાથે સૂત્ર ભણવું. કાનો માત્ર પદ વગેરે રહી જાય કે વધારે બોલાય યા અશુદ્ધ બોલાય એ રીતે ન બોલવું.

૭. અર્થ–સૂત્રનો બરાબર અર્થ ગુરુમુખથી જાણવો. અર્થ વગરના સૂત્ર એટલે માલ ભરેલી પણ બંધ તિજોરી

૮. તદુભય–સૂત્ર પણ ભણવું અને સાથે અર્થ પણ ભણવો. સૂત્ર અને અર્થ ઉભય ભણવા. સૂત્ર અને અર્થ પરસ્પર એક બીજાના પૂરક છે માટે મૂળ સૂત્ર પણ ભણવું અને તેનો અર્થ પણ ભણવો.

ખાલી એમ ને એમ ભણી જવું તે જ્ઞાનાચાર નથી પણ વિધિપૂર્વક ઉપરની ૮ મર્યાદાપાલન સાથે આત્માનુગ્રહ બુદ્ધિથી ભણવું (જિનાગમો) તે જ્ઞાનાચાર છે.

દર્શનાચાર ૮ પ્રકારનો :—

૧ નિઃશંકિત–જિન વચનમાં જરાયે શંકા ન રાખવી.

૨. નિઃકાંક્ષિત–બીજા ધર્મોનો ચમત્કાર મંત્ર, તંત્ર આદિ દેખી એનું આકર્ષણ વાહ વાહ કે બીજા ધર્મમાં જવાની ઈચ્છા ન કરવી તે.

૩. નિર્વિચિકિત્સા–હું જૈન ધર્મ પાળું છું, તપ સંયમનું આરાધન કરૂં છું તેનું મને પરભવમાં ફળ મળશે કે

નહિ ? એવી આશંકા કરવી નહિ તે.

( ધર્મના ફળમાં શંકા ન કરવી. )

૪. અમૂઢતા–મિથ્યાત્વીઓની પૂજા પ્રભાવ સત્કાર સન્માન દેખી મૂઢતા ( મૂર્છા–રાગ–વ્યામોહ ) ન કરવી કે ‘ અહો ! આ કેવા પ્રભાવી તપસ્વી વગેરે આપણામાં આવો કોઈ નહિ ! ’

૫. ઉપબૃહણા–સંઘમાં રહેલા ગુણવાન સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાના ઉત્તમ ગુણોની વારંવાર પ્રશંસા કરવી જેથી તેઓમાં ગુણ સાધનાનો ઉત્સાહ વધે.

૬. સ્થિરીકરણ–ધર્મ કે સંયમમાં ઢીલા પડતા કે પડેલાઓને મીઠા વચનો વડે ધર્મમાં–સંયમમાં પાછા સ્થિર કરવા તે.

૭. વાત્સલ્ય–સમાન ધર્મીનુ ઉત્તમ ભોજન, વસ્ત્ર, અલંકારાદિના દાનપૂર્વક સન્માન કરવું તે. તેના ઉપર પ્રેમ બહુમાન ધારણ કરવું.

૮. પ્રભાવના–જૈન ધર્મ–જૈન શાસનનો જગતમાં જયજયકાર થાય તે માટે મોટા ઉગ્ર તપો કરવા, શ્રેષ્ઠ કાવ્ય રચના કરવી, વાદમાં વિજય મેળવવો, ઉત્તમ પ્રવચન પટુતા, મંત્રસિદ્ધિ, વિદ્યાસિદ્ધિ. અંજનસિદ્ધિ વડે જૈન શાસનનું ગૌરવ–શોભા વધારવી તેને પ્રભાવના કહે છે.

શાસન પ્રભાવનાથી પોતાના સમ્યગ્દર્શનની નિર્મળતા થાય છે અને અન્ય લોકો જૈન ધર્મ તરફ આકર્ષાય છે જૈન ધર્મની પ્રશંસા કરનારા બની બોધિબીજ પ્રાપ્ત કરનારા બને છે.

ચારિત્રાચારના ૮ પ્રકાર :—

૧. ઈર્યાસમિતિ—જીવદયાની ખાતર ૩ાા હાથ દૂર દૃષ્ટિ નીચી રાખી ચાલવું તે.

૨. ભાષાસમિતિ—ઉઘાડે મુખે ન બોલતાં નિષ્પાપ નિર્દોષ બોલવામાં વિવેક રાખવો તે પ્રિય, મિત, પથ્ય અને સત્ય વાણી ઉચ્ચારવી તે.

૩. એષણા સમિતિ—સાધુ ભિક્ષા લેવા ગૃહસ્થને ઘેર જાય ત્યાં ૪૨ દોષ વિનાની ભિક્ષા લેવી તે. (પોતાના નિમિત્તે બનાવેલો આહાર વગેરે ન લેવો તે.)

૪ આદાનભંડમત્તનિક્ષેપણા સમિતિ—સાધુને કોઈપણ વસ્તુ લેવી–મૂકવી હોય તો પહેલાં આંખથી બરાબર જુએ પછી ઓઘા કે પૂંજણીથી બરાબર પૂંજીને પછી લેવી–મૂકવી તે.

૫. પારિષ્ઠાપનિકા સમતિ—ફેંકી દેવા લાયક વસ્તુનું વિસર્જન જેમ તેમ ન કરતાં નિર્જીવ નિર્દોષ ભૂમિ ઉપર વિવેકપૂર્વક કરવું તે

૬. મનોગુપ્તિ—અશુભ વિચારોનો ત્યાગ કરી શુભ વિચારો કરવા તે.

૭. વચનગુપ્તિ—કઠોર, કડવી, અપથ્ય, અસત્ય, પાપવાણીનો ત્યાગ કરી પ્રિય, પથ્ય, તથ્ય, ધર્મવચન બોલવાં અથવા સર્વથા મૌન રહેવું તે.

૮. કાયગુપ્તિ—બિનજરૂરી હલન–ચલનનો ત્યાગ કરી જયણા-

પૂર્વક એક આસને સ્થિર બેસવું અથવા શાસ્ત્રોક્ત ક્રિયાઓને વિધિપૂર્વક આચરવી તે

આ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને અષ્ટ પ્રવચનમાતા કહેવાય છે ચારિત્રની રક્ષા વૃદ્ધિ શુદ્ધિનો આધાર આ પ્રવચનમાતાના પાલન ઉપર છે

આ પ્રવચનમાતાની ઉપેક્ષા કરનારો વસ્તુતઃ પોતાના ચારિત્રની જ ઉપેક્ષા કરનારો છે ચારિત્ર જેને વ્હાલું હોય તેને આ આઠ પ્રવચનમાતા વ્હાલી હોય જ.

તપાચારના ૧૨ પ્રકાર :—

૧. અનશન–ઉપવાસ, આયંબિલ, એકાસણું વગેરે કરવું તે. (યથાશક્તિ તપ કરે).

૨. ઉણોદરી–પોતાની ભૂખ કરતાં ૪–૫ કોળીયા ઓછું ખાવું તે.

૩ વૃત્તિસંક્ષેપ–ખાવાની ચીજોની સંખ્યા પહેલેથી નક્કી કરવી તે. દા. ત આજે મારે ૧૦ ચીજોથી વધુ ખાવી નહિ.

૪. રસત્યાગ–સ્વાદવૃત્તિ ઉપર કાપ મૂકવા. ઘી દૂધ દહીં મિઠાઈ ગોળ ખાંડ વગેરેનો યથાશક્તિ ત્યાગ કરવો તે.

૫ કાયકલેશ–ઈચ્છા મુજબ કર્મ નિર્જરા અર્થે શરીરને કષ્ટ આપવું તે.

દા. ત. લોચ કરાવવો, વિહાર કરવો, જાણીને ઠંડી સહન કરવી, જાણીને ગરમી સહન કરવી, જાણીને અગવડ સહન કરવી તે.

૬. સંલીનતા–કાચબાની માફક પોતાના શરીરનાં અવયવો સંકોચીને બેસવું, ઊભા રહેવું, સુવું, વગેરે એમ મન–વચનની સંલીનતા કરવી, ચંચળતાનો બિનજરૂરી પ્રવૃત્તિનો ત્યાગ કરવો તે.

આ છ પ્રકારના બાહ્યતપને પોતાની શક્તિ મુજબ આરાધે તો તપાચારનું પાલન કર્યું કહેવાય.

૭. પ્રાયશ્ચિત–પોતાના વ્રતમાં કે જીવનમાં લાગેલા અતિચારો કે થયેલા પાપોને સુયોગ્ય ગીતાર્થ ગુરુમહારાજ આગળ શુદ્ધહૃદયે પ્રકાશિત કરી પ્રાયશ્ચિત લેવું અને તે કરી આપવું તે.

૮. વિનય–આચાર્ય ઉપાધ્યાય વગેરેનો વિનય કરવો તે. ગુણવાન પુરૂષોના વિનયથી સાચી વિદ્યા પ્રાપ્ત થાય છે.

૯ વૈયાવચ્ચ–આચાર્ય, ઉપાધ્યાય, બાલ સાધુ, વૃદ્ધ સાધુ, બિમાર સાધુ વગેરેની સેવા કરવી તે.

૧૦. સ્વાધ્યાય–શાસ્ત્રવિધિ મુજબ કર્મનિર્જરાર્થે ગુરુ પાસે જિનાગમો જાતે ભણવાં, પરાવર્તન કરવું, બીજા યોગ્ય જીવોને ભણાવવાં વગેરે. શાસ્ત્રોના અર્થોની અનુપ્રેક્ષા કરવી, ધર્મનો ઉપદેશ આપવો તે.

૧૧. ધ્યાન–આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન ( અશુભ ધ્યાન )નો ત્યાગ કરી ધર્મધ્યાન શુકલધ્યાન (શુભધ્યાન) ધ્યાવવું તે.

૧૨. કાયોત્સર્ગ–કાયા ઉપરની મમતાનો ત્યાગ કરી કર્મનિર્જરા માટે શાસ્ત્રવિધિ મુજબ કાઉસ્સગ્ગ મુદ્રાએ રહેવું તે.

આ છેલ્લા છ પ્રકારના તપને અભ્યંતર તપ કહેવાય છે. જે તપને બીજા લોકો જલ્દી તપ તરીકે ઓળખી શકતા નથી જે અન્ય જગતમાં તપ તરીકે પ્રચલિત નથી એવા તપને જ્ઞાનીઓ અભ્યંતર તપ કહે છે.

ઇન્દ્રિયોના જય માટે છ પ્રકારનો બાહ્ય તપ ખાસ જરૂરી છે, જ્યારે મનોજય માટે ખાસ અભ્યંતર તપ જરૂરી છે.

બને પ્રકારના તપો એકબીજાના પૂરક છે. માટે આ બારે પ્રકારના તપમાં પોતાની શક્તિ છૂપાવ્યા વગર યથાશક્તિ તપનો આચાર આચરવો જોઇએ

છતી શક્તિએ તપ કરે નહિ તો આ તપાચારનું ઉલ્લંઘન કર્યું કહેવાય.

છતી શક્તિએ તપ ન કરવો તે અપરાધ છે. એમ કરવાથી વીર્યાંતરાય કર્મ બંધાય છે માટે આત્માર્થીએ તપ કરવામાં આળસ ન કરવી.

આ છત્રીસ પ્રકારના આચાર પાલનમાં પોતાની મન, વચન, કાયાની શક્તિ છૂપાવવી નહિ, તેને જ્ઞાનીઓ વીર્યાચાર કહે છે.

આ ઉપરોક્ત ૩૬ પ્રકારનો આચાર આચાર્ય ભગવંત સ્વયં પાળે-બીજાને પ્રેરણા કરી પળાવે અને ઉપદેશ દ્વારા જગતમાં તેનો પ્રચાર-પ્રભાવના કરે છે.

જૈન શાસનમાં તીર્થંકર પછીનું સ્થાન છે આચાર્યનું. આ આચાર્યની જવાબદારી બહુ જ મોટી અને કઠિન છે. આગમોમાં તો આચાર્યને તીર્થંકર તુલ્ય કહ્યા છે. 'તિત્થયર

સમો સૂરિ ’ જેમ તીર્થંકર કેવળજ્ઞાન ઉત્પન્ન થયા બાદ ભિક્ષા (ગોચરી) લેવા ન જાય તેમ આચાર્ય પણ આચાર્યપદવી લીધા બાદ સામાન્ય સાધુની જેમ ભિક્ષા લેવા ન જાય.

બીજું તીર્થંકર અર્થની દેશના આપે છે તેમ આચાર્ય પણ શિષ્યોને અર્થની વાચના ( દેશના ) આપે છે. આ બે કારણોથી સૂરિ કે આચાર્યને તીર્થંકર તુલ્ય શાસ્ત્રકારોએ કહ્યા છે.

તીર્થંકરની સમકક્ષામાં મૂકેલા આચાર્યની લાયકાત અને પ્રતિભા કેટલી બધી જોઈએ એ આ ઉપરથી જાણી શકાય છે.

સુયોગ્ય ગુરુએ સુયોગ્ય શિષ્યની બરાબર પરીક્ષા કરીને સારા શુભ મુહૂર્તે આચાર્યપદની જવાબદારી અને જોખમદારી બરાબર સમજાવીને પછી આચાર્યપદવીનું પ્રદાન કરવુ જોઈએ.

આચાર્યપદવી લેનાર દેનાર સુયોગ્ય જોઇએ.

પદવી લેનારમાં પદવીનો મોહ ન હોવો જોઇએ.

પદવી આપનારમાં શિષ્ય મોહ ન હોવો જોઇએ.

આચાર્ય એટલે ?

૧. અરિહંત પરમાત્માએ સ્થાપેલા ધર્મશાસનને સર્વથા સમર્પિત થઇ ચૂકેલા હોય જૈનશાસન પ્રત્યે પૂર્ણ વફાદારી અને રક્ષણની પૂર્ણ ધગશવાળા હોય.

૨ જૈનશાસનની ધુરાને વહન કરવામાં શ્રેષ્ઠ વૃષભ સમાન હોય કદીયે કંટાળીને કે પ્રમાદી બનીને તે ધુરાને પ્રાણાંતે પણ તજે નહિ. સાત્ત્વિક ગુણ વિના આ કાર્ય બને નહિ.

૩ શાસનની અવિચ્છિન્ન પવિત્ર પરંપરા ટકાવી રાખવા માટે સર્વ શક્તિ ખર્ચી નાંખનારા હોય છે.

૪. કુમતોરૂપી હાથીઓ માટે સિંહ સમાન આચાર્ય ભગવંત હોય છે.

આચાર્યરૂપી સિંહને જોતાં જ કુમતોરૂપી હાથીઓનાં ટોળાં નાસભાગ કરી મૂકે.

આચાર્યરૂપી સિંહ જ્યાં આવીને ઊભો ત્યાં પેલા કુવાદીઓ–મિથ્યાવાદીઓ બીચારા ધ્રૂજવા માંડે. એવો પ્રભાવ આચાર્ય ભગવંતનો હોય.

૫. સ્વ આગમ અને પર આગમમાં પારંગત હોય

સ્વધર્મનુ અને પરધર્મનું તલસ્પર્શી જ્ઞાનવાળા આચાર્ય ભગવત હોય કોઇ આવીને ગમે તેવો અટપટો પ્રશ્ન પૂછે તો જરાયે મુઝાયા વગર શિઘ્ર ઉત્તર આપી સભાને પ્રસન્ન કરી દે.

૬. સ્વ–પર હિત કરવામાં સદા તત્પર હોય. સ્વહિતની સાથે પરહિત માટે પણ સદા જાગ્રત હોય.

૭. પોતાના ગચ્છને (સાધુસમુદાયને) સારણા–વારણા ચોયણા પડિચોયણા કરવામાં સદા અપ્રમત્ત હોય.

આ માટે આચાર્ય ભગવંતમાં ભીમ અને કાન્ત બને ગુણો જોઇએ.

એકલો ભીમ ગુણ હોય તો સાધુઓ પાસે ટકે નહિ અને

એકલો કાન્ત ગુણુ હોય તો સાધુઓ કોઇ ગાંઠે નહિ–તેઓનું કહ્યું માને નહિ. કારણુ કે ગચ્છમાં તો કોઈક સાધુઓ અવિનીત પણુ હોય, ક્રોધી પણુ હોય. એવાને માટે ભીમતા દેખાડવી પડે

વિનીત શિષ્યોને પણુ ચોયણા પડિચોયણાની જરૂર છે. કેમ કે કાળ પ્રમાદસુલભ છે.

સત્ત્વ એકસરખું ટકતું નથી. તેથી ત્યાગ, તપ, શ્રુતાદિમાં વિશેષ પુરુષાર્થ અને વિશિષ્ટ સાધનાની ‘ચોયણા’ ( પ્રેરણા ) જરૂરી છે.

એકલા ભાઈ બાપા કરવાથી એવા અવિનીત શિષ્યો ઠેકાણે નથી આવતા ભય, બીક, લજ્જા તો ગુરુની શિષ્યમાં રહેવી જોઇએ. માટે આચાર્યની એક આંખમાં પ્રેમ અને એક આંખમાં કૃત્રિમ લાલાશ હોય, જેથી ગચ્છની વ્યવસ્થા બરાબર જળવાય.

શાસ્ત્રોમાં તો ત્યાં સુધી કહ્યું છે કે જે આચાર્ય ( ગુરુ ) પોતાના ગચ્છના સાધુઓને સારણા વારણા આદિ કરતો નથી તે કસાઈ જેવો છે.

અને જે ગચ્છમાં આચાર્ય શિષ્યોને સારણા વારણાદિ ન કરતા કેવળ શિષ્યોને પંપાળતા હોય તેવા આચાર્યને અને ગચ્છને છોડી સુયોગ્ય ગચ્છમાં સંયમના ખપી આત્માએ ચાલ્યા જવું.

વારંવાર સારણા વારણા આદિ કરવાથી શિષ્યોની સંયમ ભાવના–સંયમ પાળવાનો ઉત્સાહ ટકી રહે છે. જો આમાં આચાર્ય ઉપેક્ષા કરે કે કોણુ કહે ? નકામું કોઇને ખોટું લાગી

જશે તો પછી મારી સેવા ન કરે તો, બીજે ચાલ્યો જશે' આવા ભયથી કે શિષ્યમોહથી જો શિષ્યોને તપ સ્વાધ્યાય સંયમ માટે પ્રેરણા ન કરે, ભૂલો કરતા હોય તો રોકે-ટોકે નહિ તો આચાર્ય પોતાની પવિત્ર ફરજ ચૂકે છે.

ભવભયથી શરણે આવેલા શિષ્યોના સંયમનું-આત્માનું સારણા વારણાદિ મંત્રવડે ભવરૂપી રાક્ષસથી આચાર્યે રક્ષણ કરવું જોઈએ તેમાં જરાયે ઉપેક્ષા ન કરવી જોઇએ. શિષ્યોનુ શાસ્ત્રોક્ત વિધિથી પાલન કરવું જોઈએ. તેઓને સંયમની ક્રિયાઓની તાલીમ આપવી જોઇએ. તેઓનો વૈરાગ્ય વધે, એવા સૂત્રોની વાચના પણ આપવી જોઈએ. તેઓના સંયમ સ્વાધ્યાયની પૂરી કાળજી રાખવી જોઇએ. સવાર, બપોર અને સાંજ ત્રણે વેળાએ ગચ્છનું અવલોકન કરવું જોઇએ કે કોણ શું કરે છે? કોણ કયાં બેઠો છે? કોણ બહાર ગયો છે? બહાર ગયેલો મકાનમાં પાછો આવી ગયો કે કેમ? કોણ ભણે છે? કોણ વાતો કરે છે? કોણ પ્રતિક્રમણ પડિલેહણાદિ ક્રિયાઓ કરે છે? કોણ નથી કરતો.

કોનું આસન કયાં છે, સંથારો કયાં છે, ગોચરી લેવા કોણ ગયો છે, પાણી લેવા કોણ ગયો છે, વિશિષ્ટ તપ કોણે કર્યો છે? કોણ શું ભણે છે? કોણ મકાનમાં બિમાર છે? તેના માટે દવા, વૈદ્ય, અનુપાન વગેરેની શી જરૂર છે તેની તપાસ આચાર્ય ભગવંતે કરવાની છે.

કુટુંબના વડાને ચિંતા તો આશ્રિતોની રાખવી જ પડે ને?

જેને જેમ ફાવે તેમ વર્તવા દે, જેને જેમ ફાવે તેમ આહાર પાણી લાવવા દે, વાપરવા દે, જેને જ્યાં ફાવે ત્યાં બેસવા દે, સુવા દે, જવા દે, તો શિષ્યો સંયમનું દેવાળું કાઢે અને તે પાપના છાંટા આચાર્યને પણ ઉડે

શિષ્યોની સંયમ વિરૂદ્ધ પ્રવૃત્તિઓ દેખીને બીજા પરિચયમાં આવનારા નવા ધર્મીઓ સંયમધર્મ પ્રત્યેની ભાવનાથી ખસી જાય. અરે! ઉપાશ્રયનું પગથીયું ચઢવાનું યે ભૂલી જાય. માટે ગચ્છને સુવ્યવસ્થિત રાખવા માટે સતત આચાર્ય ભગવંતે સાવધાન રહેવાનું છે.

શિષ્યોને સારણા વારણા વગેરે કરવાની ફરજ આચાર્ય ભગવંત માટે કપરી છે.

શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે—

સામો રીઝે કે ખીજે પણ હિતબુદ્ધિથી હિતનો ઉપદેશ આપવો.

અને ઔષધ તો મોટે ભાગે કડવું જ હોય ને? કડવું સત્ય પણ જો સામાનું હિત કરનારૂં હોય તો બેધડક કહેવુ.

સાવ શિષ્યોને ન કહેવાથી શિષ્યો નિર્ભિક–નફફટ થઈ જાય.

શિષ્યો ઉપર આચાર્યનો કાબુ હોવો જોઇએ.

શિષ્યોએ પણ પોતાની ફરજ સમજીને આચાર્યની આજ્ઞા માનવી જોઈએ.

**આચાર્ય એટલે જ્ઞાનરૂપી દિવાકર :—**

જગતમાં ચારેકોર વ્યાપેલો મોહરૂપી અંધકાર તેને દૂર

કરવા માટે દીવાકર ( સૂર્ય ) સમાન છે. સર્વતોમુખી તેઓનુ જ્ઞાન હોય

જ્ઞાનના પિપાસુ જીવો આચાર્ય રૂપી જ્ઞાનની પરબ પાસે આવીને પોતાની જ્ઞાનપિપાસાને સંતોષે છે. આચાર્ય ભગવંત પ્રસન્ન થઇને ઉદારભાવે તેઓને સમ્યગ્જ્ઞાનનું દાન કરે છે તત્ત્વોનો પ્રકાશ કરનારા મહાન ઉપકારી આચાર્ય ભગવંત છે

આચાર્યનું મુખ્ય કાર્ય ઉન્માર્ગનું ઉન્મૂલન કરી સન્માર્ગની સ્થાપના કરવી તે છે.

મિથ્યાવાદો જે અસંબદ્ધ શાસ્ત્ર વિરૂદ્ધ બકવાદ ( પ્રલાપ ) કરીને જગતના જીવોને સન્માર્ગથી ભ્રષ્ટ કરી રહ્યા હોય તેઓને તર્કશુદ્ધ યુક્તિઓથી વાદમાં જબ્બર પરાજય આપી તેઓનુ ઉન્મૂલન કરનારા હોય છે, ભગાડી મૂકનારા હોય છે મિથ્યાત્વના ધામોને ઉખાડીને ફેંકી દેવા એ જ આચાર્ય ભગવંતનો જીવનમંત્ર હોય છે.

વીતરાગમાર્ગની–સિદ્ધાંતોની સુરક્ષા એ જ તેઓના જીવનનો મુદ્રાલેખ હોય છે.

જૈન શાસનની રક્ષા અને પ્રભાવના માટે જ તેઓનુ જીવન હોય છે.

માટે તો આચાર્ય ભગવંતને જૈન શાસનના રાજા કહ્યા છે.

રાજાની જવાબદારી પ્રજાની રક્ષા કરવાની હોય જ ને ?

ચતુર્વિધ સંઘ રૂપી પ્રજાની રક્ષા કરવી. તેઓના ધર્મ-ધનનું, સંયમ ધનનું અને તેઓના ભાવ પ્રાણોની રક્ષા કરવી એ પરમ કર્તવ્ય જૈન શાસનના રાજા એવા આચાર્ય ભગવંતનું છે.

વડા પ્રધાનને જેટલી ચિંતા ભારત દેશની ન હોય તેથી અનેકગુણી ચિંતા આચાર્ય ભગવંતને જૈન શાસનની રક્ષાની હોવી જોઇએ.

જૈન શાસન એ વિશ્વવર્તી સમસ્ત જીવોના કલ્યાણ માટે અને એવા જૈન શાસનની રક્ષા એટલે ત્રિભુવનના જીવોની રક્ષા કરવા બરાબર છે.

જૈન ધર્મના સિદ્ધાંતો અને આચારો એવા છે કે સ્વાભાવિક રીતે એથી જગતનું કલ્યાણ થાય. જગતના તમામ પ્રશ્નોને હલ કરવાના ઉપાયો જિનાગમોમાં ભરેલા પડ્યા છે.

કોઈ એવો વિશ્વનો જટિલ પ્રશ્ન નથી કે જેનો ઉકેલ જિનાગમોમાં ( જૈન ધર્મમાં ) ન હોય.

આવા જૈનધર્મની રક્ષા અને પ્રભાવના કરવા માટે તેઓને ઘણી તાકાત એકઠી કરવી પડે છે. વિવિધ શાસ્ત્રાભ્યાસ, પ્રવચન-પટુતા, વાદપટુતા ઉપરાંત કોઇ એવા પ્રકારના ઉપદ્રવો શાસન ઉપર આવે ત્યારે તેના નિવારણ માટે મંત્રશક્તિ વિદ્યાશક્તિ પણ હોવી જરૂરી છે. આજના કાળે ઘણા શાસનના અને તીર્થના પ્રશ્નો આવા પ્રકારની શક્તિના અભાવે નિવારી શકાતા નથી.

આચારબળ અને વાણીબળ ઉપરાંત આચાર્યમાં મંત્રબળ, વિદ્યાબળ પણ હોય.

શાસનના પ્રબળ શત્રુઓને આવા વિશિષ્ટ બળ વગર જીતી શકાતા નથી.

ભાવવૈદ્ય સમા આચાર્ય ભગવંત

અનાદિકાળથી કર્મરોગથી પીડાતા પ્રાણીઓને તે રોગથી મુક્ત થવા માટે સદ્ધર્મરૂપી ઔષધ આપીને મુક્ત કરી મુક્તિમાં મોકલે છે. શરીરના રોગોના ડૉકટરો વૈદ્યો તો દુનિયામાં ગામે ગામે અને શહેરે શહેરે હોય છે જ્યારે આત્માના જીવલેણ દર્દોના ડૉકટરસમા આચાર્ય ભગવંત તો કોઈ ભાગ્યવાનને મળે છે. મળ્યા પછી પણ તેઓની ટ્રિટમેન્ટ લેવાની ઇચ્છા તો કોઈ વિરલ વ્યક્તિને જાગે છે

જગતના અજ્ઞાન જીવોને જેટલો ભય શરીરના રોગોનો છે તેટલો ભય આત્માના રોગોનો નથી, એટલે જેટલી કિંમત શરીરના રોગોને દૂર કરનારા ડૉકટર વૈદ્યની છે તેટલી કિંમત આત્માનો કર્મરોગ–પાપરોગને મૂળથી નાબૂદ કરનારા આચાર્ય ભગવંતની નથી

શરીરના રોગોના ડૉકટર કે વૈદ્ય કરતાં લાખોગણું બહુમાન ધનવન્તરીસમા આ ભાવવૈદ્ય આચાર્ય ભગવંત ઉપર હોવુ જોઈએ.

ભવસમુદ્રમાં ડૂબતા જીવો માટે સ્ટીમર સમાન આ આચાર્ય ભગવંત છે. સર્વજ્ઞકથિત ધર્મનો ઉપદેશ આપી ભવ્ય જીવોને ભવસાગરથી તારે છે.

આ આચાર્યપદ ઉપર બિરાજમાન આચાર્ય ભગવંતના ૩૬ ગુણો નીચે પ્રમાણે છે :—

આચાર્યના ૩૬ ગુણો :—

૧. આર્યદેશમાં જન્મેલા.

૨. ઉત્તમ કુળવાન.

૩. ઉત્તમ જાતિવાળા.

૪. સુંદર દેખાવડા દેહવાળા.

૫. દૃઢ શરીરના બાંધાવાળા.

૬. ધૃતિવાળા—અતિગહન વિષયમાં પણ ભ્રમ પેદા ન થાય તેવા.

૭ નિઃસ્પૃહી—વસ્ત્રાદિ આકાંક્ષા વિનાના.

૮. આત્મપ્રશંસા વગરના.

૯ નિર્માયી—સરળ સ્વભાવી.

૧૦. સારી મજબુત સ્મરણશક્તિને ધારણ કરનારા.

૧૧. મોટી સભામાં પણ ક્ષોભ ન પામે એવા.

૧૨. અલ્પ નિદ્રાવાળા.

૧૩ સર્વ શિષ્યો પર સમચિત્તવાળા.

૧૪. દેશજ્ઞ.

૧૫. કાલજ્ઞ.

૧૬. ભાવજ્ઞ.

૧૭. આદેય વચનવાળા.

૧૮. આસન્ન પ્રતિભાશાળી ( પરતિર્થીકને શિઘ્ર ઉત્તર આપવાની શક્તિવાળા ).

૧૯. અનેક ભાષાઓના જાણકાર.

૨૦. પંચાચારના પાલનમાં અપ્રમત્ત.

૨૧. સૂત્રના જાણકાર.

૨૨. અર્થના જાણકાર.

૨૩. સૂત્ર અને અર્થ ઉભયના જાણકાર.

૨૪. સહિષ્ણુ.

૨૫. દ્રષ્ટાંત–જે વિષય વ્યાખ્યાનમાં ચાલતો હોય તેને પુષ્ટ કરવા તેને અનુકૂળ દષ્ટાંત આપવામાં નિપુણ.

૨૬. હેતુ–યુક્તિઓ આપવામાં તાર્કિક.

૨૭ ઉપનય–કથાનો ઉપનય ઘટાવવામાં હોંશિયાર હોય.

૨૮. નૈગમાદિ નયોમાં નિપુણ હોય.

ક્રિયાનયના અવસરે ક્રિયાનું પ્રાધાન્ય બતાવે, જ્ઞાનનયના અવસરે જ્ઞાનનું પ્રાધાન્ય બતાવે, નિશ્ચયનયના અવસરે નિશ્ચયનયનું પ્રતિપાદન કરે અને વ્યવહારનયના અવસરે વ્યવહારનયનું પ્રતિપાદન કરે. કોઇ એકાદ નયની વાત તરફ જ ઢળી પડનારા નહિ.

૨૯. સ્વસમય–પર સમયના જાણકાર.

સ્વઆગમ–પર આગમના જાણકાર.

૩૦. ગંભીર.

૩૧. પ્રતાપી–તેજસ્વી.

૩૨ શાસન સંઘ ઉપર આવેલા ઉપદ્રવોને શમાવનારા.

( મંત્ર વગેરે શક્તિથી

૨. શ્રુત સંપદ ૪ પ્રકારે.

૧. યુગ પ્રધાન આગમવાળા.
( વર્તમાન યુગમાં જે શ્રુત મળે છે તેમાં પારંગત. )

૨. પરિચિત સ્થિર સૂત્રવાળા. (સૂત્રો ઉપસ્થિત હોય તે)

૩. ઉત્સર્ગ–અપવાદના જાણકાર.

૪. ઉદાત્ત–અનુદાત્તાદિ સ્વરવાળા.

૩. શરીર સંપદ ૪ પ્રકારે.

૧. લક્ષણયુક્ત શરીરવાળા.

૨. સંપૂર્ણ હાથ, પગ, વગેરે અવયવોવાળા.

૩. આંધળા, બહેરા, મુંગા ન હોય પણ સંપૂર્ણ સતેજ ઇન્દ્રિયોવાળા.

૪. દૃઢ–મજબૂત સંઘયણવાળા. ( બાહ્ય–અભ્યંતર તપ કરવા સમર્થ એવા દ્રઢ શરીરવાળા. )

૪. વચન સંપદ ૪ પ્રકારે.

૧. આદેય વચનવાળા. ( ગ્રાહ્ય વચનવાળા )

૨. મધુર વચનવાળા.

૩. નિશ્ચિત વચનવાળા, સ્પષ્ટ વાણીને બોલનારા.

૪. રાગ દ્વેષથી મુક્ત અકલુષિત વચનવાળા.

૫. વાચના સંપદ ૪ પ્રકારે.

૧. યોગ્ય શિષ્યને યોગ્ય સૂત્રને ભણાવનારા

૨. શિષ્યને પૂર્વે આપેલી વાચના શિષ્યે બરાબર તૈયાર કર્યા પછી જ બીજી વાચના આપનારા

૩. શિષ્યને ઉત્સાહપૂર્વક ગ્રંથની વાચના પૂરી કરાવનારા. વાચના થોડી આપીને વચ્ચે અધૂરી મૂકનાર નહિ.

૪. નિર્વાહક–પૂર્વાપર સંગતતાથી પોતાના જ્ઞાનથી અથવા બીજાના કથનથી સમ્યગ્ અર્થને કહેનારા.

૬. મતિ સંપદ ૪ પ્રકારે.

૧. અવગ્રહ, ૨. ઈહા, ૩. અપાય, ૪. ધારણા. આ ચાર પ્રકારની મતિવાળા.

૭. પ્રયોગ મતિ ૪ પ્રકારે.

૧. શક્તિ જોઇને વાદ કરનારા.

૨. વાદ કરનાર પુરુષ કોણ છે? બૌદ્ધ છે? સાંખ્ય છે? વૈશેષિક છે અથવા તેની પ્રતિભા વગેરે કેવું છે તે જોઇ વિચારીને વાદ કરનારા. વર્તમાનમાં સોનગઢના કાનજીભાઇ છે? કે આચાર્ય રજનીશ છે? વગેરે જોઇને વાત કરે.

૩. ક્ષેત્ર–આ ક્ષેત્ર સાધુથી ભાવિત છે કે અન્યધર્મીથી ભાવિત છે તેનો વિચાર કરી પછી વાદ કરે.

૪. વસ્તુ–રાજા મંત્રી વગેરે ભદ્રિક છે કે ભયંકર (અનાડી) છે? વગેરેનો વિચાર કરી વાદ કરે.

૮. સંગ્રહ પરિજ્ઞા (સંપદ) ૪ પ્રકારે.

૧. ગણ–બાલ વૃદ્ધ તપસ્વી વગેરેનો નિર્વાહ થાય એવું ક્ષેત્ર પસંદ કરે.

૨. સંસક્ત–જેવો પુરુષ તેવી દેશના (ઉપદેશ) આપે.

૩. સ્વાધ્યાય–યોગ્યકાળે સ્વાધ્યાય, પડિલેહણ, પ્રતિક્રમણ, ગોચરી વગેરે ગચ્છ પાસે કરાવે

૪ શિક્ષા–ગ્લાન, વૃદ્ધ રત્નાધિકની સેવા–વિનય માટે ગચ્છને હિતશિક્ષા આપે

૯. વિનય પ્રવૃત્તિ ૪.

(૧) આચાર, (૨) શ્રુત, (૩) વિક્ષેપણ, (૪) દોષ પરિઘાત. તેનું સમ્યગ્ પાલન કરનારા હોય છે.

આ રીતે આચાર્યપદ ઉપર આરુઢ આચાર્ય ભગવંતમાં આવા ૩૬ ગુણો હોય છે.

* સ્વયં પૂર્ણ આચાર પાળનારા અને શિષ્યોને પ્રેરણા આપી પળાવનારા અને જગતમાં ઉપદેશ દ્વારા તેનું પ્રકાશન કરનારા.

* સારા બહુશ્રુત જ્ઞાની. (સ્વ–પર આગમના જ્ઞાતા).

* દેશનો દક્ષ

* ભગવાને શાસનરૂપી પેઢીનું અને સંઘરૂપી સાધક મંડળનું સંચાલન સોંપ્યુ છે તેની બરાબર રક્ષા કરી અને ગૌરવ વધારનારા.

* શાસન ઉપર સઘ ઉપર આવતાં આક્રમણોને સર્વ શક્તિથી મારી હઠાવનારા.

* સુવિહિત સંયમી સાધુ સમુદાયથી સેવાતા (સેવા કરાતા).

* જૈનશાસનના રાજા સમાન.
* ભવસમુદ્ર તરવા જહાજ સમાન.
* પવિત્ર ૩૬ આચારોનું અપ્રમત્તભાવે પાલન કરનારા.
* શિષ્યોને સૂત્રના અર્થની વિસ્તૃત મર્મસ્પર્શી વાચના આપનારા.
* શાસનને સંપૂર્ણ સમર્પિત થઈ ચૂકેલા.
* સ્વ–પર હિતમાં સદા તત્પર.
* જૈનધર્મનો પ્રભાવ ફેલાવનારા.
* શાસનરક્ષા અને પ્રભાવનામાં એક દત્તચિત્તવાળા.
* ગચ્છને સારણા વારણાદિ કરવામાં સદા અપ્રમત્ત.
* સંઘને ઉપદ્રવોથી બચાવનારા.

આવા સેંકડો ગુણગણથી શોભતા આચાર્ય ભગવંતોના પવિત્ર ચરણકમળમાં અમારી કોટિશઃ વંદના હો !



# પદ ૪ થું : ઉપાધ્યાય પદ

ઉપાધ્યાય એટલે શું ?

* જેની સમીપમાં ( પાસે ) જઈને શિષ્યો આગમનું અધ્યયન કરે જ્ઞાન પ્રાપ્ત કરે તેને ઉપાધ્યાય કહેવાય છે.
* ઉપયોગપૂર્વક શિષ્યોને જિનાગમોનું સમ્યગ્જ્ઞાન દાન દઈને ઉપકાર કરનારા તેનું નામ ઉપાધ્યાય.
* ઉપધાનપૂર્વક ( તપ–જોગપૂર્વક ) સ્વયં જિનાગમો ભણે અને બીજાને ભણાવે તેને ઉપાધ્યાય કહે છે
* સ્વ–પર હિતના ઉપાયોનું ચિંતન કરે તે ઉપાધ્યાય.
* જેમની પાસેથી સારૂં અધ્યયન પ્રાપ્ત થાય તેને ઉપાધ્યાય કહેવાય છે.

આ ઉપાધ્યાય ભગવંતો આચાર્ય ભગવતોની તારક આજ્ઞા નીચે રહીને મુનિમંડળને સિદ્ધાંતો ભણાવે છે

ઉપાધ્યાય ભગવંત એટલે ગારુડિક.

જેમ ગારુડિક સર્પના ચઢેલા ઝેરને ગારુડીમંત્રવડે ઉતારી નાંખે છે તેમ આ ઉપાધ્યાયરૂપી ગારુડી શિષ્યોને ચઢેલું મોહરૂપી સર્પનું ઝેર તે સિદ્ધાંતરૂપી મંત્ર દ્વારા ઉતારી નાંખે છે. અંધને આંખ આપનારા ઉપાધ્યાય મહારાજ

અનાદિકાળથી જ્ઞાનરૂપી લોચન વગરના અંધ જીવોને જ્ઞાનરૂપી લોચનનું શ્રેષ્ઠ દાન કરીને દેખતા કરે છે.

જ્ઞાનરૂપી આંખ મળવાથી હવે શિષ્યો પોતાના આત્માનાં સ્વરૂપને, આત્માની અનંત જ્ઞાનાદિ લક્ષ્મીને, સ્વર્ગ-નરકને, પુણ્ય-પાપને, આશ્રવ-સંવરને, સંયમ-અસંયમને, બંધ-મોક્ષને અને નિર્જરાને જોઈ શકે છે.

જ્ઞાનરૂપી ચક્ષુનું દાન દેનારા આ ઉપાધ્યાય જગતમાં સર્વશ્રેષ્ઠ ઉપકારી છે. અરે! ભગવાન તુલ્ય છે.

જ્ઞાનરૂપી સાચી આંખ આપી તેણે તો સ્વર્ગ અને મોક્ષની સંપત્તિ આપી.

સમ્યગ્જ્ઞાનનું નિઃસ્પૃહભાવે દાન દેનારા તો વિશ્વનું શ્રેષ્ઠ ભૂષણ છે.

આ વિશ્વ સદા તેઓનું ઋણી છે. આવા નિષ્કારણ બંધુ સમ્યગ્જ્ઞાનદાતા ઉપાધ્યાયોથી તો આ વિશ્વ ગૌરવાન્વિત છે. સાચા જ્ઞાનના એકપદથી તો મોક્ષ મેળવી શકાય છે.

સામાયિક પદ માત્રથી અનંતા આત્માઓએ મોક્ષપદ પ્રાપ્ત કરેલું છે.

માટે પવિત્ર ચરણકરણનું સાધક, પવિત્ર કાર્યોની પ્રેરણા આપનારૂં, દુષ્કૃત્યોથી નિવૃત્ત કરનારૂં જ્ઞાનદાન કરનારા ઉપાધ્યાય ભગવંતોને શ્રેષ્ઠ ઉપકારી માની ખૂબ જ તેમનો વિનય સેવા બહુમાન કરવું જોઇએ.

આવા જ્ઞાન દાતા પુરુષોની અખંડ સેવા ઉઠાવવી જોઇએ.

જ્ઞાનદાન એ શ્રેષ્ઠ દાન છે.

આ દાન લઈને જીવ સકલ જીવરાશીને અભયદાન આપી શકે છે, મહાવ્રતધારી મુનિઓને સુપાત્રદાન આપી શકે છે, દીન દુઃખીઓને અનુકંપાદાન આપી શકે છે. તે ઉપરાંત શીલ ધર્મ, તપ ધર્મ અને ભાવ ધર્મનું આરાધન કરવા માટે સમર્થ બની શકે છે, ઠેઠ સંયમ લેવા અને પાળવા સમર્થ બની શકે છે. સમ્યગ્જ્ઞાનદાન લેનાર આશ્રવોનો ત્યાગ અને ૫૭ પ્રકારે સંવરધર્મને આરાધવા તત્પર બને છે. આરાધતાં આરાધતાં નવનવા જ્ઞાનથી ઠેઠ સર્વ આશ્રવત્યાગ અને સર્વ સંવરપ્રાપ્ત કરે છે ચારિત્રને જન્મ આપનાર જનેતા શ્રુત છે. શ્રુતથી ચારિત્રનો મહિમા સમજાય, તપનો પ્રભાવ જણાય, શીલની શ્રેષ્ઠતાનો પરિચય થાય; દેવ ગુરુ અને ધર્મનું સ્વરૂપ, અને તેઓની અચિન્ત્ય શક્તિની સમજ મળે. વિષયોની વિષમયતા, ભવની ભયંકરતા, ભોગની ભીષણુતા, અર્થની અનર્થકારિતાનું ભાન થાય છે.

શ્રુતથી માનવ શ્રાવક અને સાધુ બને છે.

શ્રુતથી ધર્મનું નાવ ચાલે.

શ્રુતથી શુભની પ્રવૃત્તિ થાય.

શ્રુતથી પાપ ભાગે.

શ્રુતથી સ્વ–પરનો વિવેક જાગે.

શ્રુતથી જડ-ચેતનનું ભાન આવે.

શ્રુતથી શાસન ચાલે.

શ્રુત એટલે સકલ સંઘનો આધાર.
શ્રુત એ જ તરવાનું તીર્થ.
શ્રુતથી જીવન નિર્મળ બને.
શ્રુતથી દાનની ભાવના જાગે.
શ્રુતથી શીલના સંસ્કાર જાગે.
શ્રુતથી તપનો ભાવ પ્રગટે.
શ્રુતથી ઉત્તમ વિચારો આવે.
શ્રુતથી વૈરાગ્ય જાગે.
શ્રુતથી સંવેગ–મોક્ષની ઇચ્છા પ્રગટે.
શ્રુતથી આત્માની ઓળખાણ થાય.
શ્રુતથી નિત્ય–અનિત્યનો વિવેક આવે.
શ્રુતથી અહિંસાનું સાચું સ્વરૂપ જણાય.
શ્રુત એટલે આત્મામાં પ્રકાશ કરનારો દીવો.
શ્રુત એટલે ભવસાગર તરી જવાની સ્ટીમર.
શ્રુત એટલે સર્વ સુખની યોનિ.
શ્રુત એટલે કર્મરોગનો વૈદ્ય.
શ્રુત એટલે લોકાલોકના ભાવોને જણાવનાર સૂર્ય.
શ્રુત એટલે અમૃતનું ભોજન.
શ્રુત એટલે મલીન મનને ધોવાનો સ્પેશ્યલ સાબુ.
શ્રુત એટલે પરમ મિત્ર.
શ્રુત એટલે દિવ્ય ઔષધિ.
શ્રુત એટલે જીવનશીલ્પી.

શ્રુત એટલે સંસ્કારદાતા માતા.
શ્રુતથી સમતા આવે, મમતા મરે.
શ્રુતથી શાતા મળે, અશાતા જાય.
શ્રુતથી શીવલક્ષ્મી મળે.
શ્રુતથી સુખનો સાગર મળે.
શ્રાવકધર્મનો આધાર શ્રુત.
સાધુધર્મનો આધાર પણ શ્રુત.
અરે મોક્ષમાર્ગ બતાવનાર જ શ્રુત છે.

આવા શ્રુતરૂપી શ્રેષ્ઠ રત્નનું નિઃસ્પૃહભાવે દાન દેનારા ઉપાધ્યાય ભગવંતો કેટલા બધા ઉપકારી ગણાય !

આ જિનાગમોનું શ્રેષ્ઠ દાન આપે છે માટે જ જૈનશાસનમાં તેઓનું એક આગવું સ્થાન છે.

આચાર્યરાજાના સામ્રાજ્યમાં યોગ્ય શિષ્યોને જ્ઞાનદાન કરવાનુ શ્રેષ્ઠ કર્તવ્ય પ્રસન્નતાથી બજાવે છે; માટે જ જૈન સંઘમાં તેઓનું યુવરાજ તરીકે સ્થાન છે.

સુયોગ્ય શિષ્યોને શ્રુતનાં દાન આપી આપીને ગીતાર્થ-બહુશ્રુત બનાવી બનાવીને આ શાસનની અવિચ્છિન્ન પરંપરાને ટકાવી રાખે છે.

શ્રુતરૂપી ગંગાને સદા વહેતી રાખે છે. યોગ્ય જીવો તે શ્રુતરૂપી ગંગામાં ડૂબકી મારીને પવિત્ર–મહાપવિત્ર બને છે. જૈન શાસનના રાજા તુલ્ય આચાર્ય મહારાજને શાસન–સંઘના

કાર્યોમાં સલાહકાર તરીકે પણ કામ કરે છે. ગચ્છની ચિંતા પણ કરે છે, માટે એ મંત્રીતુલ્ય છે.

સ્વયં પણ સ્વ-પર આગમોના અધ્યયન ચિંતન મનનમાં સદા ઓતપ્રોત રહે છે.

ઉપાધ્યાય એટલે સાક્ષાત જ્ઞાનમૂર્તિ.

ઉપાધ્યાય એટલે સરસ્વતીનો લાડીલો.

ઉપાધ્યાય એટલે જૈન શાસનનો સ્તંભ.

ઉપાધ્યાય એટલે જંગમ જ્ઞાન ભંડાર.

ઉપાધ્યાય એટલે બાર અંગ અને ૧૧ ઉપાંગને ધારણ કરનારા.

ઉપાધ્યાય એટલે ચરણસિત્તરી અને કરણસિત્તરીના શિક્ષક પ્રોફેસર.

આ ઉપાધ્યાય સંસારપોષક જ્ઞાન આપનારા નહિ સમજતા, અર્થકામનું સાધક જ્ઞાન આપનારા ન સમજતા. ભૌતિકતા તરફ લઇ જનારૂં જ્ઞાન આ જૈનધર્મના ઉપાધ્યાય પાસેથી ન મળે હો!

ચરણકરણનું સાધક-મોક્ષસાધક પવિત્ર જ્ઞાન જ આ ઉપાધ્યાય પાસેથી મળે.

પોતે મંત્રતંત્રના જાણકાર હોય, જ્યોતિષ વિદ્યામાં પારંગત હોય, અનેક ભાષાઓના જ્ઞાનવાળા હોય છતાં કદીયે તેનો લોકરંજન ખાતર દુરુપયોગ ન કરે.

જેના હૈયામાં આ સર્વજ્ઞ શાસન વસી ગયું છે, આત્મસાત્ થઈ ગયું છે તેને સંસારવર્ધક પ્રવૃત્તિ, લોકહેરીમાં પડવું વગેરે હોય જ નહિ.

જીવોના પારલૌકિક હિતની જ ચિંતા, તેઓના હૈયે હોય.

દુનિયાના પદાર્થોના સંયોગ અનિત્ય છે, આત્મગુણો અને ધર્મ નિત્ય છે.

નિત્યની સાધના માટે નીકળેલા બીજાને પણ નિત્યની સાધના કરવાનું જ શિખવે.

અનિત્યની પાછળ તો અનાદિ કાળથી જગતના અજ્ઞાન જીવો બિચારા લાલચથી દોડધામ કરીને દુઃખી થઇ રહ્યા છે.

એમાં વળી તેઓને અનિત્ય સાધવાનું બતાવવું એટલે તેઓના દુઃખમાં વધારો કરવા બરાબર છે.

જીવોને વિષયમૂઢ બનાવે, જડલક્ષી બનાવે, પૈસા પત્નીનો પાગલ પ્રેમી બનાવે. પરલોક ચિંતા ભૂલાવે, દેવ, ગુરુ, ધર્મ પ્રત્યેની ફરજ ભૂલાવે તેવું જ્ઞાન જૈન ધર્મને અભિપ્રેત (ઇચ્છ-નીય) છે જ નહિ.

આજની સ્કૂલો અને કોલેજોમાં કેવું શિક્ષણ આપવામાં આવે છે તેનાથી કોણ અપરિચિત છે? તેનું પરિણામ શું આવ્યુ છે તેનાથી પણ કોણ અજાણ્યું છે? આજની વર્તમાન કેળવણી લીધેલાઓએ શું દેશનું, સમાજનું કે પોતાનું કલ્યાણ કર્યું તે તો જરા બતાવો?

માંસાહાર અને શરાબ, પરસ્ત્રીગમન, વેશ્યાગમન, દાણ-ચોરીઓ, કાવાદાવા, ઠંડા ખૂનો, બનાવટો, દેશ વિરૂદ્ધ પ્રવૃત્તિઓ, ધર્મ વિરૂદ્ધ પ્રવૃત્તિઓ વધારે કોણ કરે છે તેની તો જરા ઊંડી તપાસ કરો.

આજના શિક્ષણે દેશને, સમાજને જેટલો લાભ કર્યો છે તેનાથી સેંકડોગણું નુકશાન કર્યું છે.

આજના શિક્ષણના વ્યામોહે ભારતની ભવ્ય સંસ્કૃતિનું લગભગ સત્યાનાશ કાઢી નાંખ્યું છે.

ધર્મશાસ્ત્રો ભણેલા પંડિત કે વિદ્વાનનું જેટલું આજના સમાજમાં સ્થાન નથી તેથી ઘણું વધુ સ્થાન ઇંગ્લીશ ડીગ્રી-ધારીઓનું છે તે શું સૂચવે છે?

ધર્મશાસ્ત્રો ભણેલા સમાજ માટે નકામા! અને ભૌતિક-શાસ્ત્રો ભણેલા સમાજને કામના કેમ?

ભૌતિકશાસ્ત્રો ભણેલા ડીગ્રીધારીઓના જીવનમાં જરા ડોકિયું કરો તો ખબર પડે કે તેમનામાં ભોગની કારમી ભૂખ કેટલી બધી છે? ત્યાગની સુગ કેટલી છે? તેની ખબર પડે.

આજના ડીગ્રીધારીઓના જીવનમાં સત્સંગ કેટલો? નમ્રતા કેટલી? સરળતા અને સંતોષ કેટલો? ધર્મસ્થાન સાથે સંબંધ કેટલો? અને સિનેમા નાટક, કલબ, હોટેલ-રેસ્ટોરાં સાથે સંબંધ કેટલો?

તેઓના હાથમાં ધાર્મિક સાહિત્ય જોવા મળે કે છાપાં ને નોવેલ-નવલિકા?

તેઓના મોઢે સતીની વાત સાભળવા મળે કે રૂપસુદરીની ?

ધર્મકથા અને ધર્મક્રિયાની વાત આવતાં તો કેવું તેઓનું મોઢું બગડી જાય છે ?

શીલ સદાચારનાં વધુ અપમાન ( ઠેકડી ) કોણ કરે છે ?

જે કેળવણી શીલ સદાચારનાં મૂલ્યોનું ઉન્મૂલન કરે તેને કેળવણી કહેવાય કે ક્રૂરતા ?

આજથી વર્ષો પૂર્વે જે પ્રજામાં શીલ સદાચાર પ્રત્યેનો સ્નેહ હતો, જે સેવા પરોપકાર હતો, ખવરાવીને ખાવામાં સમજતો હતો, જે માનવતા હતી તે આજે શિક્ષણ વધવાથી વધી કે ઘટી ? તેનો જરા વિચાર તો કરો.

ગાડરીયા પ્રવાહમાં તણાયા વગર આજની કેળવણીનું પરિણામ તો જરા જુવો.

કોલેજોમાં ભણનારા વિદ્યાર્થીઓ જ તોફાન કરે, કોલેજનું ફરનિચર તોડીફોડી નાંખે, કોલેજના આચાર્યને, પ્રોફેસર, પ્રીન્સીપાલને કલાકો સુધી કોલેજના મકાનમાં ગોંધી રાખે, ખૂનની ધમકીઓ આપે, મારે, હડતાળ પાડે, છેવટે કોલેજો, યુનિવર્સીટીઓ અચોક્કસ મુદત સુધી સત્તાવાળાઓને બંધ કરી દેવી પડે; આ બધું શું પેપરોમાં કદી વાંચ્યું નહિ હોય કેમ ? આનાથી વધુ કેળવણીની કરુણતા બીજી કઈ હોઇ શકે?

જે પ્રોફેસરો, પ્રીન્સીપાલો વિદ્યાર્થીઓને ભણાવે, અને એ જ વિદ્યાર્થીઓ તેઓની સામે તોફાન કરે, વિરોધ કરે,

ખૂનની ધમકીઓ આપે એ બધું કેટલું બધું શોચનીય શરમ-જનક છે?

છતાં કેટલાક આધુનિકતામાં અંધ બનેલાઓને બસ એક જ મોહ લાગ્યો છે કે કેળવણી લો, પરદેશમાં જઈને પણ કેળવણી લો, આ એક પ્રકારની ઘેલછા નથી તો શું છે? આ એક પ્રકારની અંધશ્રદ્ધા નથી તો શું છે?

શું ભણવાનુ છે તે કેવળ પેટ માટે જ? પેટ ભરતાં તો કુતરાને અને પશુઓને પણ આવડે છે.

કેવળ કેળવણીને પેટ ભરવાનું સાધન ન બનાવતાં આત્માને પુણ્યથી ભરવાનું, જીવનને ગુણોથી ભરવાનું સાધન પણ બના-વવું જોઇએ

પહેલાંના કાળમાં પણ વ્યવહારિક કેળવણી અપાતી પણ તે કેળવણીનું ઝેર ન ચઢી જાય માટે તે ઝેરના મારણ માટે નૈતિક અને ધાર્મિક કેળવણી પણ સાથે અપાતી; એટલે એ કેળવણી આપેલો વિદ્યાર્થી ભવિષ્યમાં સાચો નાગરિક બનતો. તેનું જીવન પછી બીજા નાગરિકોને નુકશાનકારી બનતું નહિ. પોતાની ફરજો બજાવવામાં હંમેશાં તત્પર રહેતો.

ક્યાં આજનો બેજવાબદાર વિદ્યાર્થી અને ક્યાં પૂર્વનો પિતૃભક્ત શ્રવણ વિદ્યાર્થી?

પૂર્વના વિદ્યાર્થીઓ જે પંડિત પાસે ભણતા તેની પૂરી મન દઈને સેવા વિનય કરતા. ભણ્યા પછી પણ તેનો ઉપકાર

જીંદગી સુધી ભૂલતા નહિ. જ્યારે મળે ત્યારે હાથ જોડી પગે લાગતા, સન્માન કરતા. ગુરુ પ્રત્યે કૃતજ્ઞભાવ રાખતા. તેમની આપત્તિ મુશ્કેલીમાં મદદ કરવા માટે બોલાવ્યા વગર દોડી જતા. તે ઘરે આવતા તો ઊભા થઈ સ્વાગત કરતા, ઉચિત ભોજન પાન દક્ષિણાથી ભક્તિ કરતા.

આજે તો દક્ષિણામાં વિદ્યાગુરુને દંડા પણ મળે છે ને !

આ તો ઉપાધ્યાય જ્ઞાનનુ દાન કરે તો કેવા જ્ઞાનનું દાન કરે છે એ વાત ઉપરથી આપણે પ્રાસંગિક જ્ઞાનની ગુણવત્તાનો થોડોક વિચાર કર્યો अधुना अल विस्तरेण ।

સાધુવેશમાં રહેલા જૈન શાસનના ઉપાધ્યાય તો એવા જ્ઞાનનુ દાન શિષ્યોને કરે છે જે જ્ઞાનદાન લઈને શિષ્યો મુક્તિ-દાનના સાચા અધિકારી બને.

મોહરાજા સાથેના સંગ્રામમાં તે આપેલું જ્ઞાન શિષ્યોને વિજયી બનાવે.

મોહરૂપી ચોરને ભગાડવા માટે જ્ઞાન તો રીવોલ્વર છે.

જ્ઞાન એ તો અજ્ઞાનરૂપી અંધકાર માટે સર્ચલાઈટ છે.

આત્માની ચીજ અંધારામાં ન જડે, પણ જ્ઞાનરૂપી પ્રકાશમા જડે.

ઉપાધ્યાય ભગવંત એ તો જ્ઞાનરૂપી પ્રકાશ આપનારૂં પાવર હાઉસ છે.

સેવાની સ્વીચ દબાવો એટલે એ ( ઉપાધ્યાયરૂપી ) પાવર-હાઉસ તેમને ફુલ જ્ઞાનપ્રકાશ પૂરો પાડવા સદૈવ તૈયાર છે.

પત્થર જેવા જડમતિ શિષ્યોને પણ પ્રેમથી અને ઉત્સાહથી ભણાવીને મહાજ્ઞાની બનાવી જગત્પૂજ્ય બનાવે છે. યોગ્ય શિષ્યોને ભણાવવામાં જરાયે આળસ કરતા નથી.

સમ્યગ્ જ્ઞાનદાન કરવું એ જ તેઓનું મુખ્ય જીવનક્ષેત્ર છે.

મારા–તારાના ભેદભાવ વગર કોઈપણ સુયોગ્ય જ્ઞાનપિપાસુ પોતાની પાસે આવે છે તેને તે જ્ઞાનરૂપી અમૃત પાઈ તૃપ્ત કરી લે છે.

સદા પવિત્ર જિનાગમોના સ્વાધ્યાયમાં રત રહેતા અને બીજા યોગ્ય શિષ્યોને સ્વાધ્યાયમાં રત બનાવનારા પરમોપકારી ઉપાધ્યાય ભગવંતોના પાવન ચરણોમાં કોટિશઃ વંદના હો !



## પદ ૫મું : સાધુપદ

### સાધુ

૧. મોક્ષસાધક યોગોને સાધે તેનું નામ સાધુ.

૨ મોક્ષના પ્રવાસીઓને સહાય કરે તેનું નામ સાધુ.

૩. મોક્ષના સાધનભૂત રત્નત્રયીને આરાધે તે સાધુ.

૪. સ્થાવર અને ત્રસ જીવો ઉપર સમભાવ રાખે તે સાધુ.

૫ જગતના જીવ માત્રને અભયદાન આપનારો તે સાધુ.

૬ સમસ્ત પાપોનો ત્યાગી તે સાધુ.

૭. કંચન કામિનીને સ્પર્શ પણ ન કરે તે સાધુ.

૮ સંયમ-સ્વાધ્યાયમાં સદા સાવધ રહે તે સાધુ.

૯ દુનિયાના પ્રપંચોમાં ન પડે તે સાધુ.

૧૦. જગતને સર્વશ્રેષ્ઠ ત્યાગનો આદર્શ પૂરો પાડે તે સાધુ.

૧૧. ઉપસર્ગો અને પરીસહોને સમતાભાવે સહન કરે તે સાધુ.

૧૨. 'હું અને મારૂં' જેણે છોડી દીધું તે સાધુ.

૧૩ રાગ દ્વેષ મોહને જીતવા નીકળેલો તે સાધુ.

૧૪. બાર પ્રકારનો તપ તપે તે સાધુ.

૧૫ ઈન્દ્રિયો ઉપર પૂર્ણ કાબુ રાખે તે સાધુ.

૧૬. સુખ-દુઃખમાં, માન-અપમાનમાં, લાભ-અલાભમાં, સગવડ-અગવડમાં, શત્રુ-મિત્રમાં સમચિત્ત રાખે તે સાધુ.

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય આ ચારે પદોનું મૂળ સાધુપદ છે.

સાધુમાંથી અરિહંત બને, સાધુમાંથી સિદ્ધ બને, સાધુમાંથી આચાર્ય બને અને સાધુમાંથી ઉપાધ્યાય બને.

પ્રથમ તે ચારને સાધુપદ સ્વીકારવું પડે છે.

સાધુ એટલે જૈન શાસનની રક્ષા કરનારા શૂરા સુભટો

રાજ્ય, રાજા, પ્રજાનું રક્ષણ કરવા સૈન્ય પણ જોઇએને? એમ જૈન શાસનરૂપી રાજ્ય, આચાર્યરૂપી રાજા, ઉપાધ્યાયરૂપી મંત્રી હોવા છતાં ચતુર્વિધરૂપી પ્રજાનું રક્ષણ કરવા જોઇએ શૂરા વફાદાર સૈનિકો. એ સૈનિકો એટલે જ સાધુઓ. સ્વયં સત્તાવીશ ગુણોના ધારક હોય છે :—

૫ મહાવ્રતનું પાલન કરે છે

૧ રાત્રે કદીયે ખાતા-પીતા નથી.

૬ ષટ્કાયની રક્ષા કરે છે.

૫ ઇન્દ્રિયોને કાબુમાં રાખે છે.

૧ મનનો ભાવ પવિત્ર રાખે છે.

૪ ક્રોધ, માન, માયા અને લોભને વશ કરે છે.

૩ મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિના ધારક છે.

૧ ઉપસર્ગોને અદીન મનથી સહન કરે છે.

૧ પરીસહોને ધીરજથી સહન કરે છે.

---

૨૭ ગુણો સાધુમાં હોય છે.

* સદા ગુરુની આજ્ઞામાં રહીને પોતાનું સંયમ જીવન જીવનારા હોય છે.
* ઉત્સર્ગના સ્થાને ઉત્સર્ગ અને અપવાદના સ્થાને અપવાદને આચરનારા હોય છે, અર્થાત્ પરિણત હોય છે.
* સર્વત્ર ગુરુ લાઘવનો વિચાર કરીને પ્રવૃત્તિ કરનારા હોય છે.
* સારાસારના વિચારવાળા હોય છે.
* શાસ્ત્રાનુસારી પ્રવૃત્તિ કરનારા હોય છે.
* જિનાગમો ઉપર અત્યંત બહુમાનને ધારણ કરનારા હોય છે.
* ૪૨ દોષ રહિત ભિક્ષાને લેનારા અને પાંચ દોષ માંડલીના ટાળીને લાવેલી ભિક્ષા ( ભોજન–પાણી વગેરે ) ને વાપરનારા હોય છે. ખાવા–પીવાની લાલસા વગરના હોય છે.
* ચોવીસે કલાક ધર્મપરાયણ જીવન જીવનારા હોય છે.
* બીડી તમાકુ ગાંજો ભાંગ દારૂ વગેરે વ્યસનોથી સર્વથા મુક્ત હોય છે.
* એક ગામથી બીજા ગામ પગપાળા વિહાર કરે છે. કદીયે બસ ગાડી સાયકલ પ્લેન વગેરે વાહનમાં બેસતા નથી.
* પલંગ ગાદી ગાદલાં તકીયા આરામખુરશી સોફાબેડ વગેરેનો ઉપયોગ કરતા નથી. હંમેશાં ઉનના સંથારા ઉપર શયન કરે છે.
* શરીરને કદીયે શણગારતા નથી. અરે! દર્પણમાં મોઢું પણ જોતા નથી.

* કદીયે હજામત કરાવતા નથી. પણ વર્ષમાં બે વાર લોચ કરાવે છે. (સ્વયં કે બીજા સાધુઓ પાસે પોતાના માથાના દાઢી, મૂછના વાળ પકડીને ખેંચી કઢાવે છે.)

આ કષ્ટ પાછળ મહાન પવિત્ર હેતુ તેઓનો રહેલો છે.

* શાસ્ત્ર સ્વાધ્યાય એ તેઓનો મુખ્ય વ્યવસાય હોય છે. શાસ્ત્રો સ્વયં ભણે–બીજાને ભણાવે છે.

* લોકોને શુદ્ધ ધર્મનો ઉપદેશ આપી લોકોમાં નૈતિક અને ધાર્મિક ઉત્થાન કરે છે. જેથી સમાજમાં ગુનાઓનું પ્રમાણ ઘટે છે તેથી સમાજમાં સુખ શાંતિ આબાદી પવિત્રતા વધે છે.

* સાધુઓના પવિત્ર ઉપદેશથી લોકો માંસાહાર, દારૂ, ચોરી, જુગાર, શિકાર, પરસ્ત્રીગમન, વેશ્યાગમન, જીવહિંસાનો ત્યાગ કરે છે. તેથી તેઓનું જીવન પવિત્ર બને છે. સમાજ એવા જીવોથી નિર્ભય બને છે. તેઓનો આ લોક અને પરલોક પણ સુધરે છે.

* શુદ્ધ પવિત્ર સંપૂર્ણ આચાર પોતે જાતે જીવીને લોકોને ઉપદેશ સાધુઓ આપે છે તેથી લોકો ઉપર તેની તત્કાળ અને ઊંડી અસર પડે છે.

* જૈન સાધુઓ લોકોને જીંદગી સુધી ધર્મનો ઉપદેશ આપે ધર્મકથાઓ કરે પણ લોકો પાસેથી કદી એક પૈસો પણ લેતા નથી. નિઃસ્પૃહભાવે ગામોગામ પગે ચાલીને, પગમાં જોડા પણ પહેર્યા વગર લોકોને ધર્મનો ઉપદેશ આપે છે.

* લોકોને માનવ જીવનનું મહત્ત્વ સમજાવે છે.

* લોકોને માનવ જીવનનું શ્રેષ્ઠ કર્તવ્ય સમજાવે છે.

* સ્વયં સંપૂર્ણ જીવદયાનું પાલન કરીને લોકોને જીવદયાનો ઉપદેશ આપે છે.

* સ્વયં જુઠના ત્યાગનું વ્રત લઇને લોકોને જુઠ-અસત્યના ત્યાગનો ઉપદેશ આપે છે.

* સ્વયં જીંદગી પર્યંત નાની-મોટી સર્વપ્રકારની ચોરીનો ત્યાગ કરીને લોકોને ચોરી ન કરવાનો, અનીતિ અન્યાય દાણચોરી, કાળા બજાર વગેરે ન કરવાનો ભારપૂર્વક ઉપદેશ આપે છે.

* સ્વયં પૂર્ણ બ્રહ્મચર્ય પાળીને લોકોને બ્રહ્મચર્ય પાળવાનો-સદાચાર પાળવાનો ઉપદેશ આપે છે.

* સ્વયં સંપૂર્ણ પૈસા સોનું રૂપું ઝવેરાત જમીન મકાન દુકાન વગેરે પરિગ્રહનો જીંદગી પર્યંત ત્યાગ કરીને લોકોને અપરિગ્રહનો-સંતોષથી જીવવાનો ઉપદેશ આપે છે. ઘણા માનવોને પરિગ્રહ પરિમાણવ્રત આપે છે.

* સ્વયં સૂર્યાસ્ત પછી ખાવા-પીવાનો જીંદગી પર્યંત ત્યાગ કરીને લોકોને પણ સૂર્યાસ્ત પછી ન જમવાનો ઉપદેશ આપે છે.

પુરાણ વગેરેમાં પણ રાત્રે ખાવા-પીવાનો નિષેધ કરેલો છે.

* જૈન સાધુઓ કદીયે કાચું પાણી પીતા નથી, દિવસે ઉકાળેલું પાણી જ પીવે છે.

* કપડાં ધોવા ( કાપ કાઢવા ) કે કારણે હાથ પગ ધોવા પણ ઉકાળેલા પાણીનો જ ઉપયોગ કરે છે.

* ઝાડ ઉપર ચઢવું, પાંદડાં ફુલ ફળ તોડવાનું કદીયે કરતા નથી. લીલી વનસ્પતિને કદીયે અડતા નથી કાચાં ફળ વગેરે લેતા નથી કે ખાતા નથી.

* સ્વયં ચુલો અગ્નિ સળગાવતા નથી. બીજા પાસે સળગાવતા નથી. કોઇએ ચુલો અગ્નિ સળગાવ્યો હોય તો તેનો ઉપયોગ કરતા નથી.

* ગમે તેવી ગરમીમાં પણ પંખો નાંખતા નથી. ઇલેકટ્રીક પંખા ચાલુ હોય તો તેની નીચે બેસતા નથી. અરે કાગળના પૂંઠાથી કે વસ્ત્રથી પણ પવન નાંખતા નથી.

* દીવો જાતે કરતા નથી, દીવો કરેલા પ્રકાશવાળા મકાનમાં રહેતા નથી.

ઇલેકટ્રીક લાઈટનું બટન ( સ્વીચ ) દબાવી લાઈટ કરતા નથી.

* ધોબી પાસે કે બીજા ( ગૃહસ્થો ) પાસે પોતાનાં કપડાં ધોવરાવતા નથી. કપડાંને ઈસ્ત્રી કરાવતા નથી. સીવેલાં કપડાં પહેરતા નથી. કદીયે વીંટી, ઘડિયાળ સરખી પણ હાથ ઉપર બાંધતા નથી.

* સ્ત્રીનો પરિચય રાખતા નથી. રાતના તો જૈન સાધુના ઉપાશ્રયમાં સ્ત્રી કે સાધ્વીને આવવાની સખ્ત મનાઈ હોય છે.

* ધાતુના વાસણો, કાચના વાસણોનો ઉપયોગ કરતા નથી.

પોતાના માટે લાકડાના પાત્રાં તથા પાણી ભરવા માટે માટીના ઘડા રાખે છે.

* જૈન સાધુને પોતાની માલિકીનું કોઈ મકાન, મઠ, જમીન, જાગીર વગેરે હોતું નથી.

* જૈન સાધુઓ વૃદ્ધાવસ્થા કે બિમારી સિવાય એક જગ્યાએ વધુ વખત રહેતા નથી.

* ૪ મહિના ચોમાસા સિવાય આઠ મહિના એક ગામથી બીજે ગામ જ્ઞાન, ધ્યાન, તપ, સંયમનું પાલન કરતા અને લોકોને ધર્મનો ઉપદેશ આપતા વિચરે ( ફરે ) છે.

* જૈન સાધુઓની રાત-દિવસની જીવનચર્યા સંપૂર્ણ પવિત્ર હોય છે. બિલકુલ નિષ્પાપ હોય છે.

તેઓની દિનચર્યામાં આત્મસાધના સિવાય બીજું કોઈ જ અપવિત્ર તત્ત્વ હોતું નથી.

* જૈનસાધુઓ દીર્ઘકાળ સુધી ઉપવાસ આયંબિલ એકાસણા વગેરેનો તપ કરે છે.

તદુપરાંત વારંવાર ખાવું, ગમે તે ખાવું, હાલતા-ચાલતા ઊભા ઊભા ખાવા-પીવાનું જૈનસાધુઓને હોતું નથી.

પાણી પીશે તો પણ આસન ઉપર બેસીને. ખાશે તો પણ આસન ઉપર બેસીને.

ખાવા-પીવા અંગેના કડક નિયમો જૈનસાધુઓને હોય છે.

બરફ, સરબત, આઇસ્ક્રીમ, કુલફી, સોડા-લેમન વગેરેનો જૈનસાધુઓ સર્વથા ઉપયોગ કરતા નથી.

* સિનેમા નાટક જોવા જવું, ક્રીકેટ મેચ જોવા જવું, ગામમાં કે શહેરમાં ગમે ત્યાં ફરવા કે જોવા જતા નથી.

સંયમ સ્વાધ્યાયના નિમિત્ત વગર જૈનસાધુઓ પ્રાયઃ પોતાના મકાનમાંથી બહાર જતા નથી.

* રાતના તો તેઓ પોતાના મકાનમાંથી ક્યાંયે બહાર જતા નથી.

* જૈનસાધુઓ જંતરમંતરમાં પડતા નથી, કોઈને શાપ વગેરે આપતા નથી.

* ભિક્ષા લેવા ગૃહસ્થોના ઘરે જાય ત્યારે ઘરમાં પેસતાં દૂરથી 'ધર્મલાભ' બોલે છે ગૃહસ્થ પધારો, કહે અને ઘરનું બારણું ખોલે ત્યારે ગૃહસ્થના ઘરમાં મર્યાદાપૂર્વક નીચી દ્રષ્ટિ રાખીને ઊભા રહીને ભિક્ષા લે છે. ભિક્ષા લેતાં કોઈ વસ્તુ માગીને લેતા નથી. જે ગૃહસ્થ આપે તે પોતાના વ્રતને બાધક ન હોય તો તેમાંથી થોડુંક લે છે.

જૈનસાધુની ભિક્ષાને ગોચરી કહેવાય છે. એ મધુકર-વૃત્તિ છે. ગાય જેમ ખેતરમાં ચરે તો દરેક જગ્યાએથી

થોડુંક થોડુંક ઘાસ ચરે પણ બધું સાફ કરી નાંખે નહિ અથવા મધુકર–ભમરો ફૂલમાંથી થોડો થોડો રસ લે પણ એને સાફ ન કરી નાખે તેમ જૈનસાધુઓ પણ ગૃહસ્થને ત્યાં ભિક્ષા લેવા જાય ત્યાં ગૃહસ્થના ઘરમાંથી થોડુંક તેની ભાવના મુજબ લે છે પણ બધું જ લેતા નથી. ગૃહસ્થને ફરીથી રાંધવું પડે, તેની દાન ભાવના તૂટી જાય, સાધુ ઉપર અભાવ થાય એવી રીતે ભિક્ષા લેતા નથી. એક જ ઘેરથી બધી આવશ્યકતા પૂરી કરવાની જૈનસાધુઓને હોતી નથી. ગૃહસ્થના ઘરે પાટલા ઉપર બેસીને જૈનસાધુઓને જમવાનું કદીયે હોતું નથી. ગૃહસ્થોના દેખતાં જૈનસાધુઓ ભોજન ( ગોચરી ) કરતા નથી.

* ગૃહસ્થોએ સાધુ નિમિત્તે બનાવેલું ભોજન ખાસ અપવાદ સિવાય જૈનસાધુઓ લેતા નથી.

* ઘરમાં અંધારૂં હોય અને ગૃહસ્થ લાઇટ કે દીવો કરીને ભિક્ષા આપે તો જૈન સાધુઓ લેતા નથી. લાઇટ ચાલુ હોય અને સાધુઓ લાઈટના પ્રકાશમાં લેશે નહિ એટલે લાઈટ બંધ કરે અને પછી ભિક્ષા વહોરાવે તો પણ સાધુઓ લેતા નથી.

* ગૃહસ્થ ભિક્ષા આપતાં ઘી, દૂધ, દાળ, શાક વગેરે ચિકાશ મિઠાશના છાંટા પાડતાં વહોરાવે તો પણ જૈન સાધુઓ ભિક્ષા લીધા વગર પાછા ફરી જાય છે.

* સાધુ નિમિત્તે બજારમાંથી કે કોઇને ત્યાંથી ઉછીની કે ખરીદી લાવેલી ચીજ જૈન સાધુ ભિક્ષામાં વહોરતા નથી.

* સચિત્ત વસ્તુ ( સજીવ વસ્તુ ) ભિક્ષામાં વહોરતા નથી

* વાસી વસ્તુ, કંદમૂળ, અભક્ષ્ય વસ્તુ ભિક્ષામાં લેતા નથી.

* ગૃહસ્થ સાધુના ઉપાશ્રયમાં સામે આવીને વહોરાવે તો જૈન સાધુઓ તે વસ્તુ લેતા નથી.

* શ્રીમંત ગરીબના ભેદભાવ વગર દરેકના ઘરે આવશ્યકતા મુજબ ભિક્ષા લેવા જાય છે.

* જૈનોના ઘરોમાં જ ભિક્ષા લેવા જવું એવું જૈન સાધુઓને હોતું નથી. જે કુળો હલકા ઢેઢ, ભંગી, ચમાર વગેરેના ન હોય તેવા સારા કુળોમાં ભિક્ષા માટે જઈ શકે છે.

* ભિક્ષા લેવા કોઇના ઘરમાં જૈન સાધુ જાય, તે આપે તોયે ધર્મલાભ, ન આપે તો યે ધર્મલાભ, વધુ આપે તો યે ધર્મલાભ, ઓછુ આપે તો યે ધર્મલાભ, સારૂં આપે તો યે ધર્મલાભ, સાદું આપે તો યે ધર્મલાભ, આવા સમવૃત્તિવાળા જૈન સાધુઓ હોય છે. ગૃહસ્થ ન આપે, અપમાન કરે તો પણ ધર્મલાભ, તેના ઉપર જૈન સાધુઓ ગુસ્સો કરતા નથી, કે નિંદા કરતા નથી. ભિક્ષા લાવ્યા બાદ વાપરતાં સારી સ્વાદિષ્ટ વસ્તુની નથી કરતા પ્રશંસા કે ખરાબ નિઃસ્વાદ વસ્તુની નથી કરતા નિંદા. સારી, નરસી–સ્વાદ કે નિઃસ્વાદ વસ્તુને સમભાવ રાખી વાપરી લે છે.

* ખાતાં એઠું મૂકતા નથી. વાપરી પોતાનું પાત્રુ પાણીથી ધોઇને પીઇ જાય છે.

* ભૂખના પ્રમાણમાં જ ભિક્ષા લાવે છે. વધુ લાવીને બીજા દિવસ માટે રાખી મૂકતા નથી. ભલે પછી મિઠાઈ, ચવાણું, ચેવડો, ફડક પૂરી જેવી ચીજ હોય તો પણ રાખી મૂકતા નથી.

જૈન સાધુ કુક્ષી સંબલ હોય છે. અર્થાત્ પેટમાં હોય એ જ એમની પાસેનું સંબલ યાને ભાતું.

* ગોચરી કરીને જ્ઞાન, ધ્યાન, ઇષ્ટદેવનો જાપ, ગુરુ સેવા, પડિલેહણ વગેરે ક્રિયાઓ કરે છે.

* ખાસ કારણ વગર દિવસના સુતા નથી.

* રાતના લગભગ છ કલાકથી વધુ ઊંઘ લેતા નથી. સવારમાં ચાર વાગે પ્રાયઃ જાગી જાય છે. વહેલા જાગીને સ્વાધ્યાય, ધ્યાન, પ્રતિક્રમણ અને પડિલેહણની ધર્મક્રિયાઓ કરે છે

* જૈન સાધુઓ નિઃસ્વાર્થભાવે લોકોને ધર્મનો ઉપદેશ આપીને સમાજમાંથી હિંસા, જુઠ, ચોરી, દુરાચાર, દાણ-ચોરી, લાંચરૂશ્વત, કાળાબજાર, ખૂન, છેતરપીંડી, વિશ્વાસ ઘાત, ઠગાઇ, માંસાહાર, દારૂ, શિકાર, જુગારના અડ્ડા વગેરે દૂર કરીને સમાજની હવા સ્વચ્છ રાખવાનું કહે છે હૃદયનું પરિવર્તન કરાવીને પાપીને કાયમ માટે પવિત્ર બનાવે છે.

* જૈન સાધુઓ ઉપદેશ આપીને લોકોના વિચારો સુધારે છે, વાણી અને વર્તન સુધારે છે.

* સ્વયં ત્યાગવૃત્તિવાળા હોય છે.

* સમાજ પાસેથી લે છે બહુ જ અલ્પ, તે પણ (જીવન નિર્વાહ પૂરતું જ) સમાજ પાસેથી બળજબરીથી કે હક્ક

રાખીને નહિ, જ્યારે સમાજને આપે છે પોતાનું ઉત્તમ જ્ઞાન, ઉત્તમ વિચારો અને ત્યાગ જીવનનો આદર્શ દેવા દ્વારા અધ્યાત્મભાવ, પવિત્રતા, સદાચારો, સંપ, શાન્તિ, સમાધિ જીવોને આપે છે.

* આવા ત્યાગી વૈરાગી સાધુઓ એ તો વિશ્વનો શણગાર છે.

* વિશ્વનો આધાર છે.

* વિશ્વનો સાચો પ્રાણ છે.

* વિશ્વના સાચા ઉપકારી છે.

* વિશ્વના સાચા હિતકારી છે.

વિશ્વના માનવો માટે પૂજનીય વંદનીય છે. અરે! સ્વર્ગના દેવો અને ઈન્દ્રો માટે પણ પૂજનીય-વંદનીય છે.

* અનેક માનવોની ડૂબતી જીવન નૌકાઓને આ અવનિ ઉપર ઉગારી લેનારા આ પવિત્ર સાધુઓ છે.

* પાપીઓને પાવન કરનારૂં પવિત્ર સાચું ગંગાનું નીર હોય તો આવા પવિત્ર ત્યાગી સાધુઓ છે અને વિશ્વ સદા માટે આવા પૂર્ણ ત્યાગી વૈરાગી પવિત્ર સાધુઓનું ઋણી છે.

* જીંદગીપર્યંત સંસારના સમસ્ત સંબંધો ત્યાગીને પૂર્ણ અહિંસક બ્રહ્મચારી અને અપરિગ્રહી જીવન જીવવું તે કાંઇ નાની સુની વાત નથી. પરંતુ જે લોકોને મિથ્યાત્વનો અંધાપો હોય છે તેઓને આવા સાચા સંતો ભારરૂપ લાગે

છે પણ જો આવા-પવિત્ર ત્યાગી સાધુસંતો ન હોત તો આજની દુનિયામાં ઘણુાયે ભયંકર ઉલ્કાપાતો મચી ગયા હોત.

દુનિયા શાંતિનો શ્વાસ લઈ શકત નહિ, સુખે નિર્ભય-તાથી જીવી શકત નહિ અને સર્વત્ર ખુના મરકી, દુરાચાર ભ્રષ્ટાચાર, ચોરી, તોફાનો, ધાંધલ, કુદરતી પ્રકોપો, હિંસા, જુઠ, લોભ, કામુકતાના ઠેર ઠેર ગંદા ઢગલા પડેલા દુનિયાને જોવા મળત. પાપોનાં ઠેર ઠેર કચરાઓના ઢગથી દુનિયા ત્રાહી ત્રાહી પોકારી ગઈ હોત.

થોડીક પણ સમાજમાં, દેશમાં પવિત્રતા, સુખ શાંતિ કે આબાદી, ધર્મ, નીતિ, દયા, દાન, વગેરે પવિત્ર તત્ત્વો દેખાય છે તેના મૂળમાં પવિત્ર સાધુ સંતો છે તે વાત વિશ્વ કદીયે ભૂલે નહિ.

સાધુઓને નિરુપયોગી કહેવાનું પાપ કોઇ પણ સુજ્ઞ માણસ વિચારશીલ માણસ કદીયે ન કરે. વિશ્વ સાધુઓને સન્માનની દૃષ્ટિથી જોતું થાય એ વિશ્વના માનવોના હિતમાં છે.

* જૈનસાધુઓ સ્વયં સુખ–સગવડને સ્વેચ્છાએ લાત મારીને કષ્ટમય જીવન જીવીને આત્મસાધના કરે છે અને બીજાઓની આત્મસાધનામાં સહાયક બને છે, પ્રેરક બને છે.

* સાધુઓ તો આધિ વ્યાધિ ઉપાધિરૂપ સંસારના ત્રિવિધ તાપથી સંતપ્ત જીવો માટે વિસામાનો ઘટાદાર વડલો છે.

* જગત આવા સાધુઓથી સદા માટે નિર્ભય છે.

* કર્મભૂમિને પણ મોક્ષ માટે કર્મથી છોડાવનારી ભૂમિ બનાવનારા આવા સાધુઓ છે.

* સાધુઓ એટલે મોક્ષનો સથવારો.

* સાધુઓ એટલે મોક્ષ ઉપર ચઢવાની સીડી.

* સાધુઓ એટલે ભવસાગર તરવાની નૌકા.

* સાધુઓ એટલે ત્યાગધર્મની પ્રેરણા માટેની પરબ.

* સાધુઓ એટલે પ્રાણીઓના ધર્મની રક્ષા કરનારા શૂરા સુભટો.

* સાધુઓ એટલે વિશ્વનું મહામૂલું ધન.

* સાધુઓ એટલે વિશ્વના જીવોનું પાલન કરનારી માતા.

* સાધુઓ એટલે ષટ્કાયના પાલક.

* સાધુઓ એટલે પતિતોના ઉદ્ધારક.

* સાધુઓ એટલે જન્મ મરણના દુઃખોથી પીડિત જગતનું શરણ.

* સાધુઓ અનાથ એવા જગતના નાથ છે.

* આ જૈન સાધુઓ—

  કદીયે કોઇ જીવને મારતા નથી, મરાવતા નથી. કદીયે અસત્ય બોલતા નથી, બોલાવતા નથી. કદીયે નાની મોટી ચોરી કરતા નથી, કરાવતા નથી. કોઈ સ્ત્રીને અડતા પણ નથી. પૂર્ણ બ્રહ્મચર્ય પાળે છે. પાસે પૈસો વગેરે પરિગ્રહ રાખતા નથી–રખાવતા નથી. હિંસા–જૂઠ વગેરે પાપ કરનારની અનુમોદના પણ નથી કરતા.

* મોજશોખ કરતા નથી.

* દુનિયાની મોહમાયાના ત્યાગી છે.

* શુદ્ધ આચાર પાળે છે.
* તપશ્ચર્યા કરે છે.
* વૈરાગ્ય ધારણ કરે છે.
* મોક્ષ માટે સંસારનો ત્યાગ કરે છે.
* દીક્ષા લઇને સંવર નિર્જરાની નિરંતર આરાધના કરે છે.
* જિનાજ્ઞાનુ પાલન કરે છે.
* કોઇને કામ બતાવતાં સામાની ઇચ્છા પૂછે છે. બળાત્કારે કે હુકમ કરીને કોઈ પાસે કામ કરાવતા નથી.
* કોઈ જીવનમાં, ક્રિયામાં ભૂલ થતાં તુરત મિચ્છામિ દુક્કડં દે છે.
* ગુરુમહારાજ કાંઈ આજ્ઞા કરે તો તુરત તથાસ્તુ કહી શિરસાવંદ્ય કરે છે.
* ઉપાશ્રયની બહાર જવું હોય તો આવશ્યક યાદ કરી 'આવસ્સહિ' બોલે છે.
* બહારથી ઉપાશ્રયમાં પેસતાં બહારનાં કાર્ય નિષેધ કરવા નિસિહી બોલે છે.
* બધું કામ ગુરુમહારાજને પૂછીને કરે છે.
* કામ કરવાના અવસરે પુનઃ પૂછે છે.
* ભિક્ષા લેવા જતાં ગુરુમહારાજને તથા બીજા સહવર્તી સાધુઓને વિનંતિ કરે છે કે, આપના માટે ભિક્ષામાં શું લાવું ? કેટલું લાવું ?

* ભિક્ષા લાવીને ગુરુમહારાજને બતાવે છે પછી તેમાંથી લાભ આપવા ગુરુમહારાજ તથા સહવર્તી મુનિઓને વિનંતિ કરે છે.

* વિશિષ્ટ અભ્યાસ માટે, તપ માટે, અનશન માટે, અન્ય ગચ્છમાં જવું હોય તો ગુરુમહારાજને પૂછીને પછી જાય છે.

* ગુરુમહારાજ તથા અન્ય વડિલ સાધુઓનો વિનય સેવા-ભક્તિ કરે છે.

* બિમાર વૃદ્ધ સાધુઓની પણ સેવા કરે છે.

* હરેક સાધુજીવનની ક્રિયાઓ તેના યોગ્ય કાળે કરે છે.

* નિઃશલ્ય હૃદયવાળા હોય છે.

* ક્ષમા નમ્રતા, સરળતા સંતોષ, તપ, સંયમ, સત્ય, શૌચ આકિંચન્ય અને બ્રહ્મચર્ય; આ દશ પ્રકારના સાધુધર્મનું પાલન કરે છે.

* કોઇ નાની કીડી પણ ન મરી જાય એવી કાળજીપૂર્વક નીચું જોઇને ચાલે છે.

* મોંઢામાં બોલતાં મચ્છર માખી પેસીને મરી ન જાય અગર ઝીણા ઉડતા જીવજંતુઓને પેસીને કિલામણ ન થાય તે માટે મોઢે મુહપત્તિ રાખીને પછી બોલે છે.

* બેસતાં, ઉઠતાં, આસન પાથરતાં, સંથારો કરતાં, કોઈ વસ્તુ લેતાં મૂકતાં પૂંજવા (જીવદયા) માટે 'રજોહરણ' (ઓઘો) પાસે ઉનનો રાખે છે.

રજોહરણ અને મુહપત્તિ, એ જૈનસાધુને ઓળખવાનું પ્રથમ ચિહ્ન છે.

* પરિમિત ખપ પૂરતાં જ શરીર ઢાંકવા અલ્પ મૂલ્યવાળાં કપડાં જૈન સાધુઓ રાખે છે.

* વિચાર, વાણી અને વર્તન પવિત્ર રાખીને બાર પ્રકારનો તપ યથાશક્તિ કરે છે.

* નિત્ય શાન્ત રસમાં ઝીલે છે.

* પંચ મહાવ્રત અને પંચાચારના પાલનમાં નિત્ય તત્પર રહે છે.

* સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ ચારિત્રનો ત્રિવેણી સંગમ મુનિ રૂપી ગંગામાં થયેલો હોય છે.

* નિત્ય સંવેગની સરિતામાં ઝીલે છે.

* સયમ સામ્રાજ્યની ખડેપગે સંભાળ રાખે છે.

* જ્ઞાન ધ્યાન રૂપી નિર્મળ જળમાં નિત્ય સ્નાન કરીને કર્મ-મલ ધોતા અઢાર હજાર શિલાંગ રથ રૂપી ભાવવસ્ત્રને ધારણ કરતા અને ત્યાગ અને તપ રૂપી અલંકારોથી સંયમ દેહને નિત્ય શણગારતા એવા સાધુ ભગવંતોનું અમે ભાવ-પૂર્વક શરણ સ્વીકારીએ છીએ.

साहू सरणं पवज्जामि ।

## પદ ૬ ઠું. સમ્યગ્દર્શન પદ

### સમ્યગ્દર્શન

સમ્યગ્ દર્શન એટલે સત્ય દર્શન—યથાર્થ દર્શન.

વીતરાગ સર્વજ્ઞ જિનેશ્વર ભગવંતોએ કેવળજ્ઞાનથી સ્વયં પ્રત્યક્ષ જોઈ જેવું ભાખ્યું તેવું જ દર્શન યાને તે પ્રમાણે જ. પણ કોનું સત્ય દર્શન ?

જ. દેવ, ગુરુ, ધર્મનું.

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વનું

સંસારનું

વિષયોનું

તત્ત્વ ( સાર )નું

કષાયોનું

પૈસા અને સ્ત્રીનું

ભોગો અને વૈભવોનું

શરીર, ઈન્દ્રિયો અને મનનું

બળ, રૂપ, જાતિ, કુલનું

સંસાર પરિભ્રમણનું

વિશ્વનું

વિશ્વના પદાર્થોનું
અહિંસા, સંયમ અને તપનું
ત્યાગ અને ત્યાગીનું
વૈરાગ અને વૈરાગીનું
રાગ અને દ્વેષનું
કર્મના સિદ્ધાંતનું
વસ્તુના અનેકાન્ત સ્વરૂપનું
કાર્યકારણભાવનું
યોગ અને ધ્યાનનું
સંસારી અને સિદ્ધોનું
આત્મા અને પરમાત્માનું
માનવ અને મહાત્માનુ
નરક અને સ્વર્ગનું
રૂપી અને અરૂપીનું
જડ અને ચેતનનું
સુખ અને દુઃખનું
યશ અને અયશનું
માન અને અપમાનનું
ચડતી અને પડતીનું
કર્મબંધના કારણોનું અને મોક્ષના કારણોનું
સત્ અને અસત્નું
'સુ' અને 'કુ'નું

ઉપરોક્ત પદાર્થો જેવા સ્વરૂપે, જેવા સ્વભાવે સર્વજ્ઞ ભગવાને પોતાના જ્ઞાનમાં સાક્ષાત્ જોયા અને તેનો ઉપદેશ કર્યો તે પદાર્થોને આપણે પણ શાસ્ત્રચક્ષુથી તેવા જ સ્વરૂપે જોવા અને માનવા સ્વીકારવા તેનું નામ સમ્યગ્દર્શન. તે પદાર્થોને જ્ઞાનીઓએ જેવા સ્વરૂપે જોયા તેવા જ સ્વરૂપે છે એવી દૃઢ શ્રદ્ધા ધારણ કરવી તેને સમ્યગ્દર્શન કહેવાય છે.

૧. વીતરાગ સર્વજ્ઞ મોક્ષમાર્ગદર્શક પરમ પુરુષને સાચા દેવ તરીકે જોવા તેનું નામ સમ્યગ્દર્શન.

૨. પૈસા, સ્ત્રીના અને પાપ માત્રના સંપૂર્ણ ત્યાગી પંચમહાવ્રતધારી સાધુઓને જ સાચા ગુરુ તરીકે જોવા તેનું નામ સમ્યગ્દર્શન.

૩. સર્વજ્ઞ પરમાત્માએ જન્મ મરણના નાશ માટે બતાવેલો જે શુદ્ધ ધર્મ તેને સાચા ધર્મ તરીકે જોવો તેનુ નામ સમ્યગ્દર્શન.

૪. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ આ નવ તત્ત્વો (પદાર્થો) જેવા સ્વરૂપે સર્વજ્ઞ કેવલી ભગવાને બતાવેલા છે તેવા સ્વરૂપે સત્ય છે; માટે તેમાં જરાયે શંકા નથી. આવો હૈયાનો વિશ્વાસ સ્થાપિત કરવો તેનું નામ સમ્યગ્દર્શન.

૫. સંસાર અનાદિકાળથી છે,
સંસાર અનાદિ કર્મસંબંધના યોગે છે.
સંસાર કર્તા ઇશ્વર નથી.

સંસાર દુઃખપૂર્ણ છે.

સંસાર અસાર છે.

સંસાર નિર્ગુણ છે.

સંસાર ચાર ગતિમય છે.

સંસાર જન્મ જરા મરણ રોગ શોક સંતાપ અને ભયોથી ભરેલો છે.

સંસારના સંબંધો વિયોગશીલ છે.

ચક્રવર્તી અને ઇન્દ્રનો સંસાર પણ સારો નથી.

સંસાર છોડવા લાયક છે.

સંસારમાં રહેવા જેવું નથી.

સંસાર પાપબહુલ, દોષબહુલ છે.

સંસાર શેતાન જેવો છે.

સાંસારિક સુખ ઠગારૂં છે.

આવા પ્રકારનું સંસાર સ્વરૂપનું સત્યદર્શન કરવું તેનું નામ સમ્યગ્દર્શન.

૬. ઇંદ્રિયના વિષયોનું સમ્યગ્દર્શન :–

* વિષયો અનંત દુઃખદાયી છે.
* વિષયો વિષ તુલ્ય છે.
* વિષયો શીવસુખના શત્રુ છે.
* વિષયો અનર્થની ખાણ છે.
* વિષયો ધર્મના વિરોધી છે.
* વિષયો અસ્થિરતાનું કારણ છે.

* વિષયો ભયોનું નિમિત્ત છે.
* વિષયો ચિંતાઓની જનેતા છે.
* વિષયો મોહને ઉત્પન્ન કરે છે.
* વિષયો ઉપાધિનું જન્મસ્થાન છે.
* વિષયો અનિત્ય છે.
* વિષયો ઉચ્છિષ્ઠ ભોજન જેવા છે.
* વિષયો પરાધીનતાની બેડી છે.
* વિષયો દુર્ગતિના દૂતો છે.
* વિષયો સદ્‌ગતિના દુશ્મન છે.
* વિષયો કષાયોનું મૂળ છે.
* વિષયો સંસારવર્ધક છે.
* વિષયોમાં સાચું સુખ નથી.

આવા પ્રકારનુ હૈયાનું વલણ (ભાવ) વિષયો તરફ રાખવું તેનું નામ સમ્યગ્‌દર્શન.

૭ તત્ત્વની બાબતમાં સમ્યગ્‌દર્શન :-

અહિંસા એજ તત્ત્વ.

સંયમ એજ તત્ત્વ.

તપ એજ તત્ત્વ.

ત્યાગ એજ તત્ત્વ.

યોગ એજ તત્ત્વ.

શુભ ધ્યાન એજ તત્ત્વ.

સંવર એજ તત્ત્વ.

પંચ પરમેષ્ઠિ એજ તત્ત્વ.

વ્રત એજ તત્ત્વ.

નિયમ એજ તત્ત્વ.

વિરતિ એજ તત્ત્વ.

વૈરાગ્ય એજ તત્ત્વ.

મુમુક્ષુભાવ-સંવેગ એજ તત્ત્વ.

વિશ્વમૈત્રી એજ તત્ત્વ.

પ્રાણીદયા એજ તત્ત્વ.

સત્ય એજ તત્ત્વ.

ન્યાય-નિતિ એજ તત્ત્વ.

અપરિગ્રહ એજ તત્ત્વ.

તત્ત્વજિજ્ઞાસા એજ તત્ત્વ.

સદ્ગુરુ સેવા એજ તત્ત્વ.

જિનમંદિર એજ તત્ત્વ.

જિનમૂર્તિ એજ તત્ત્વ.

જિનાગમો એજ તત્ત્વ.

પંચાચાર એજ તત્ત્વ.

શીલ એજ તત્ત્વ.

ક્ષમા એજ તત્ત્વ.

સમભાવ એજ તત્ત્વ.

આત્મા એજ તત્ત્વ.

આવા પ્રકારનો હૈયાનો એકરાર તેનું નામ સમ્યગ્દર્શન.

૮. કષાયોમાં સમ્યગ્દર્શનઃ-

કષાયો એટલે આત્માના પુણ્યની કતલ.

કષાયો એટલે મોક્ષનગરમાં જતા મુસાફરોને લૂંટનારા લૂંટારા.

કષાયો એટલે ધર્મને કાપનારી કરવત.

કષાયો એટલે ભવવૃક્ષનું મૂળ.

કષાયો એટલે સુખ-શાંતિના શત્રુઓ.

કષાયો એટલે સમતા સમાધિને ચોરનારા ચોરો.

કષાયો એટલે મોહરાજાની સેનાના સેનાપતિઓ.

કષાયો એટલે વીતરાગતાને અટકાવનારા.

કષાયો એટલે સંસારના સર્જક-વર્ધક.

કષાયો એટલે સંયમ ધ્યાનમાં દખલગીરી કરનારા તોફાનીઓ.

કષાયો એટલે ચિત્તને ઉકાળનાર અગ્નિ.

કષાયો એટલે કર્મોને ઉત્પન્ન કરનારી ફૅક્ટરી.

કષાયો એટલે સંયમધનનો નાશક.

કષાયો એટલે દુર્ગતિ દાતાર.

કષાયો એટલે સદ્ગતિને છીનવી લેનારા.

કષાયો એટલે દુઃખના સાથી.

કષાયો એટલે આંતરશત્રુઓ.

કષાયો પ્રત્યે આવા પ્રકારનો ભાવ રાખવો તેનું નામ સમ્યગ્દર્શન.

૯. પૈસામાં સમ્યગ્દર્શન :—

* પૈસા એટલે પાપનું નિમિત્ત.
* પૈસા એટલે ઝગડાઓનું મૂળ
* પૈસા એટલે પરાધીનતા.
* પૈસા એટલે આર્ત્તધ્યાનનો ઉત્પાદક.
* પૈસા એટલે રૌદ્રધ્યાનની જડ.
* પૈસા એટલે આરંભ-સમારંભનો જનક.
* પૈસા ખૂન હિંસા કરાવે, જૂઠ બોલાવે
* પૈસા સારા સંબંધ બગાડે.
* પૈસા વિશ્વાસઘાત કરાવે.
* પૈસા દગો દેવરાવે.
* પૈસા ક્રોધ કરાવે.
* પૈસા અભિમાન કરાવે.
* પૈસા માયા-કપટ કરાવે.
* પૈસાથી લોભ પરિગ્રહ વધે.
* પૈસાથી મમતા વધે.
* પૈસાથી વ્યસનો વધે.
* પૈસાથી દુર્ગતિનો ભય વધે.
* પૈસાથી ભય વધે.
* પૈસા ચિંતા કરાવે.

આવા પ્રકારનો હૈયાનો ભાવ પૈસા તરફ રાખવો તેનું નામ સમ્યગ્દર્શન.

૧૦. સુખ–દુઃખમાં સમ્યગ્દર્શન :—

સ્વાધીનતા એટલું સુખ.

પરાધીનતા એટલું દુઃખ.

પરથી વિરક્તભાવ એટલું સુખ.

પર પ્રીતિ એટલું દુઃખ.

દુન્યવી સંયોગના ત્યાગથી સુખ.

દુન્યવી સંયોગના સાથથી દુઃખ.

સંયોગી સુખ એજ દુઃખની જનેતા છે.

સાચું સુખ વિષયના ત્યાગમાં અને અસંયોગ મોક્ષમાં છે.

નઃસ્પૃહતા એ સુખ.

સ્પૃહા એ દુઃખ.

શાતા વેદનીયના ઉદયે મળતું સુખ અને અશાતા વેદનીયના ઉદયે મળતું દુઃખ આ બંનેમાં હર્ષ–શોક કરવા જેવો નથી.

ત્યાગથી સુખ.

ભોગથી દુઃખ.

ઉપર મુજબ વિચારસરણી રાખવી તે સમ્યગ્દર્શન.

૧૧. શરીરમાં સમ્યગ્દર્શન કરો :—

+ શરીર એટલે નદીના કિનારા ઉપરનું ઝુંપડું.

* શરીર એટલે અશુચિનું મંદિર.

* શરીર એટલે પવિત્ર વસ્તુઓને પણ ક્ષણમાં અપવિત્ર બનાવનાર સદા વહેતી ગંદી ગટર.

* શરીર એટલે હાડ, માંસ, લોહી, વિષ્ઠા, મુત્રની ચામડે મઢેલી કોથળી.

* શરીર એટલે દરદનું થાણું.

* શરીર એટલે વારંવાર ધોવા છતાં ગંદી બની જવાના સ્વભાવવાળી ચીજ.

* શરીર એટલે આત્માની કેદ.

* શરીર અશાશ્વત છે.

* શરીરનું રૂપ અશાશ્વત છે.

* શરીરનું બળ અશાશ્વત છે.

* શરીરનું તેજ અશાશ્વત છે.

* આવા શરીર ઉપર મોહ કરવો એ એક પ્રકારની અજ્ઞાનતા છે.

* માનવ દેહથી ફક્ત મોક્ષમાર્ગની સાધના કરી લેવા જેવી છે.

આવા પ્રકારના વિચારો શરીર અંગે કરવા તેનું નામ સમ્યગ્દર્શન.

૧૨ વસ્તુ માત્રના અનેકાન્ત સ્વરૂપનું સમ્યગ્દર્શન :—

જગતના દરેક પદાર્થો અનેકાન્તાત્મક છે.

એકે પદાર્થ એકાન્તવાદના ઝેરથી વ્યાપ્ત નથી.

વસ્તુ એક પણ છે અને અનેક પણ છે.

દ્રવ્યથી એક છે, પર્યાયથી અનેકરૂપ છે.

વસ્તુ ભિન્ન પણ છે, વસ્તુ અભિન્ન પણ છે.

વસ્તુ નિત્ય પણ છે, વસ્તુ અનિત્ય પણ છે.

વસ્તુ સત્ પણ છે, વસ્તુ અસત્ પણ છે.

જીવ એક પણ છે, જીવ અનેક પણ છે.

બંધ એક પણ છે, બંધ અનેક પણ છે.

જીવ કર્મથી બદ્ધ પણ છે, જીવ કર્મથી મુક્ત પણ છે.

મેરૂ પર્વત શાશ્વત પણ છે, અશાશ્વત પણ છે.

આકૃતિથી શાશ્વત છે, અવયવથી અશાશ્વત છે.

ઘડો નિત્ય પણ છે, અનિત્ય પણ છે.

અવયવ–અણુની અપેક્ષાએ નિત્ય છે, આકૃતિની અપેક્ષાએ અનિત્ય છે.

માટીના પિંડામાં ઘટ સત્ પણ છે, અસત્ પણ છે.

તંતુઓમાં પટ સત્ પણ છે, અસત્ પણ છે.

મતિ એ શ્રુતનું કારણ પણ છે અને કાર્ય પણ છે.

આવી રીતે જગતના પ્રત્યેક પદાર્થને અનેકાન્તવાદની આંખથી જોવાથી વસ્તુનું સમ્યગ્દર્શન થાય છે.

૧૩. કર્મબંધના કારણો અને મોક્ષનાં કારણોમાં સમ્યગ્દર્શન :–

મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ, પ્રમાદ (હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહની અવિરતિ અને અશુભ પ્રવૃત્તિ યોગ) આ કર્મબંધનાં મુખ્ય કારણો છે.

જ્યારે

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર, અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, દાન, શીલ, તપ, ભાવ; એ બધાં મોક્ષનાં કારણો છે.

કર્મબંધના કારણોના સેવનથી સંસાર વધે, જ્યારે મોક્ષના કારણોના સેવનથી સંસારનો નાશ થાય છે.

આ પ્રમાણે હૈયાથી આ સત્યનો સ્વીકાર કરવો તેનું નામ સમ્યગ્દર્શન.

સમ્યગ્દર્શનનો અપૂર્વ મહિમા :—

૧. સમ્યગ્દર્શન વગરનું એકે પદ ન હોય.

અરિહંત પદ સમ્યગ્દર્શન યુક્ત જ હોય.

સિદ્ધપદ સમ્યગ્દર્શન યુક્ત જ હોય.

આચાર્યપદ સમ્યગ્દર્શન યુક્ત જ હોય.

ઉપાધ્યાય પદ સમ્યગ્દર્શન યુક્ત જ હોય.

સાધુપદ સમ્યગ્દર્શન યુક્ત જ હોય.

જ્ઞાનપદ, ચારિત્ર પદ, તપ પદ સમ્યગ્દર્શન યુક્ત જ હોય.

૨. તીર્થંકર નામકર્મ બાંધવા પણ જોઈએ સમ્યગ્દર્શન.

૩ હજુ દ્રવ્ય ચારિત્ર વગર મોક્ષ થાય, પણ સમ્યગ્દર્શન વગર કોઇનો પણ કદીયે મોક્ષ થયો નથી, થતો નથી, કે થશે નહિ.

૪. મોક્ષદ્વારનું ઉદ્‌ઘાટન સમ્યગ્દર્શન મંત્રી વિના થતું નથી.

૫. એક બાજુ મોટા મોટા દાન, શીલ, તપ, પ્રભુ ભક્તિ, ગુરુ સેવા, વ્રત નિયમો વગેરે હજારો ગુણો હોય પણ સમ્યગ્દર્શન ગુણ વિનાના તેઓ મોક્ષ અપાવવા સમર્થ બની શકતા નથી.

સેનાપતિ વગર મોટું સૈન્ય પણ શું કરી શકે? એમ સમ્યગ્દર્શન રૂપી સેનાપતિ વિનાનું ગુણોનું મોટું સૈન્ય પણ કર્મ-શત્રુને જીતી શકતું નથી.

સમ્યગ્દર્શન રૂપી સેનાપતિની આગેવાનીથી ગુણોરૂપી સૈન્ય ધર્મરાજાને પૂર્ણ વફાદાર રહે છે. મોહરાજા લાખો લાલચો આપવા તૈયાર થાય છે તો પણ તે સૈન્યનો એક પણ સૈનિક બેવફાદાર નિવડતો નથી. એટલે બધો પ્રભાવ ગુણોરૂપી સૈન્ય ઉપર સમ્યગ્દર્શન રૂપી સેનાપતિનો હોય છે.

૬. કરોડો રૂપિયાનું દાન આપો, જીંદગીભરનું બ્રહ્મચર્ય પાળો, લાખો પૂર્વના તપ કરો, કરોડોવાર નવકારમંત્રનો જાપ કરો, સાડા નવ પૂર્વનું જ્ઞાન ભણો, દીક્ષા લો, ઉગ્ર વિહારો કરો, ઘોર આતાપનાઓ લો, પરીસહો સહો, તો પણ એક સમ્યગ્દર્શન વિના ભવનું પરિભ્રમણ અટકતું નથી જ્યારે સમ્યગ્દર્શન રૂપી મહારાજાની પધરામણી હૃદયમંદિરમાં થાય છે, ત્યારે જ ભવનું પરિભ્રમણ એકદમ મર્યાદિત બની જાય છે, એકદમ સંસારચક્રનું જોર અટકી પડે છે.

હવે આ સમ્યગ્દર્શનવાળા આત્માને અર્ધપુદ્ગલ પરાવર્ત્તથી અધિક સંસાર નહિ. અર્ધપુદ્ગલ પરાવર્ત્ત કાળની અંદર તો મોડામાં મોડો હવે તે નક્કી મોક્ષે જવાનો જ.

આ મોક્ષ અપાવવાની ગેરંટી બીજા ગુણો આપી નથી શકતા જ્યારે સમ્યગ્દર્શન ગુણ મોક્ષ અપાવવાની ગેરંટી

આપે છે. અને સંસારમાં વીતેલા અનંતાનંત પુદ્ગલ પરાવર્ત્તની અપેક્ષાએ ટુંક સમયમાં મોક્ષ અપાવી દે છે.

૭ મોક્ષરૂપી ફળનું બીજ સમ્યગ્દર્શન છે.

૮. સમ્યગ્દર્શન વિનાનું સાડા નવ પૂર્વનું જ્ઞાન પણ અજ્ઞાન કહેવાય છે, ચારિત્ર પણ દ્રવ્ય ચારિત્ર કહેવાય છે અને ઉગ્ર અને દીર્ઘકાલીન તપ પણ કાયકષ્ટ કહેવાય છે

૯. મોક્ષની ગાડીમાં બેસવા માટે સમ્યગ્દર્શનરૂપી ટીકીટ લેવી પડે છે.

૧૦. જ્ઞાનની, ચારિત્ર અને તપની નિર્મળતાનો આધાર સમ્યગ્દર્શન છે.

૧૧ તીર્થંકરોના ભવોની ગણુતરી પણ સમ્યગ્દર્શન ગુણ આવ્યા બાદ જ થાય છે.

૧૨. સમ્યગ્દર્શન વિનાની ક્રિયાઓ બિચારી વાંઝણી છે. મોક્ષરૂપી પુત્રને જન્મ આપી શકતી નથી.

૧૩ હાથીને જેમ અંકુશની જરૂર છે, ઘોડાને જેમ લગામની જરૂર છે, મોટરને જેમ બ્રેકની જરૂર છે, તેમ આત્માના સંસાર-પરિભ્રમણને અંકુશમાં લેવા માટે સમ્યગ્દર્શનની જરૂર છે

૧૪. સમ્યગ્દર્શન મોહરાજાની સેનામાં ઉલ્કાપાત મચાવી મૂકે છે.

૧૫ આ સમ્યગ્દર્શનની હાજરીમાં આયુષ્ય બધાય તો પણ અવશ્ય વૈમાનિક દેવલોકનું જ બંધાય. ભલે પછી એક વ્રત પણ ન હોય.

૧૬. એકવાર સમ્યગ્દર્શન પામ્યા પછી કદાચ ગુમાવી નાંખી સાતમી નરકમાં જાય તો પણ એ કર્મની કદીયે ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે નહિ.

૧૭ સમ્યગ્દર્શનવાળો આત્મા દેવગુરુધર્મને પૂર્ણ વફાદાર હોય.

૧૮. જિનેશ્વરદેવના એકે એક વચન ઉપર પૂર્ણ શ્રદ્ધા હોય.

૧૯. ધર્મની આગળ ધનને ધૂળ સમાન માને

૨૦. સુખી સંસાર પણ તેને નજરકેદ જેવો અળખામણો લાગે છે.

૨૧. સમ્યગ્દર્શનવાળાનો આ સિદ્ધાંત હોય છે કે 'સત્ય તે મારૂં' એટલે સત્યનો પાકો હિમાયતી બની જાય છે. અસત્ય પક્ષમાંથી સાવ નીકળીને સત્યના પક્ષની પાટલી ઉપર બેસી જાય છે.

૨૨. સત્યનો શોધક બને છે. સત્યનો પૂર્ણ પક્ષપાતી બને છે. હવે વીતરાગને જ પોતાના ઇષ્ટ આરાધ્યતમ દેવ માને છે ત્યાગી પંચ મહાવ્રતધારી સાધુઓને જ પોતાના ઉપાસ્ય ગુરુ માને છે. સર્વજ્ઞ વીતરાગ કથિત ધર્મને જ પોતાનો સત્યધર્મ સમજે છે.

૨૩. સમ્યગ્દર્શનના પ્રભાવથી જીવની મીટ મોક્ષ ઉપર મંડાયેલી રહે છે.

૨૪. સમ્યગ્દર્શનના પ્રભાવથી આત્મા સંસાર તરફ જરાયે બહુમાન ધરાવતો નથી.

૨૫ સમ્યગ્દર્શનની સાથે ચારિત્ર પામ્યા કરે તો આત્મા વધુમાં વધુ આઠમા ભવમાં અવશ્ય મોક્ષે જાય.

૨૬ સમ્યગ્દર્શની આત્મા વિરતિધર્મનો પ્રેમી બને છે.

૨૭. સમ્યગ્દર્શન વગર ભવની જડ ઉખડે નહિ.

૨૮. સમ્યગ્દર્શન વિના સિદ્ધિ ન થાય.

૨૯. સમ્યગ્દર્શન વગર ધર્મ નહિ.

૩૦. સમ્યગ્દર્શન વગર યોગ નહિ.

૩૧' સમ્યગ્દર્શન વિના પૂર્ણ આત્મવિકાસ ન થાય.

૩૨. સમ્યગ્દર્શન વિના મિથ્યાત્વનુ ભૂત જાય નહિ.

સમ્યગ્દર્શનની ઉત્પત્તિ :—

જ્યાં સુધી કર્મની લઘુતા થતી નથી ત્યાં સુધી તો વાસ્તવમાં કોઈ સાચો ગુણ પ્રગટ થતો નથી. સમ્યગ્દર્શન એ આત્માનો મહાન ક્રાન્તિકારી ગુણ છે. આ ગુણ આવે એટલે આત્મામાં એકદમ ક્રાન્તિ લાવી દે છે. ભૂતકાલીન આત્માના સ્વરૂપમાં, રીતભાતમાં, આદર્શમાં, વિચારશ્રેણીમાં એકદમ સુધારો લાવી દે છે. જાણે કે આખો આત્મા જ પલટાઈ ગયો એવો ભાસ થાય છે.

સમ્યગ્દર્શનના અચિન્ત્ય પ્રભાવથી અનાદીકાલીન આત્માની મલિન વૃત્તિમાં એકદમ પરિવર્તન આવી જાય છે. વૃત્તિ એકદમ નિર્મળ બની જાય છે જેમ કતકવૃક્ષના ફળના ચૂર્ણથી મેલું પાણી સ્વચ્છ બની જાય છે તેમ સમ્યગ્દર્શનના સંગથી આત્માની મલિન વૃત્તિ સ્વચ્છ બની જાય છે.

હવે તે આત્મા જગતની વિચારસરણિને બદલે જિનની માર્ગસરણિને અપનાવે છે. જગતના અસર્વજ્ઞ અવીતરાગ પુરુષોના અસત્ય-અર્ધસત્ય વિચારોને પડતા મૂકીને વીતરાગ સર્વજ્ઞના પૂર્ણ સત્ય સિદ્ધાન્તોનો સ્વીકાર કરે છે.

હવે તો વીતરાગના શાસનની ઝંડી લઇને 'જય વીતરાગ' 'જૈનશાસન ઝિન્દાબાદ'ના ગગનભેદી નારા લગાડતો ઠેર ઠેર ફરે છે. વીતરાગના વિચારોનો પ્રચાર કરવાનો ભેખ ધારણ કરે છે. સમ્યગ્દર્શનીની દુનિયામાં હવે સર્વત્ર જિન અને જિન શાસન જ દેખાય છે. હવે તે જગતનો મટીને જિનનો પૂર્ણ પક્ષપાતી બની ગયેલો હોય છે. હવે તેને જિન જ તારનારા, તેઓનું વચન જ હિતકર લાગે છે.

હવે અર્થકામ તેને ભારે અનર્થકારી ભાસે છે વિષયો વિષરૂપ દેખાય છે, ભોગો ભયંકર લાગે છે પૈસા અને સ્ત્રી બંધનરૂપ લાગે છે રાગદ્વેષ મોહ કષાયો સાચા શત્રુઓ દેખાય છે.

જન્મમરણરૂપ સંસાર હવે અસાર લાગે છે. ભોગસુખનો રસ ઓસરી જાય છે.

હવે તો આ સમ્યગ્દર્શની પુણ્યાત્મા ભવસાગર તરી જવાના વિચાર ઉપર આવી જાય છે. શિવનગરમાં પહોંચવા માટે તેના પગ હવે થનગનાટ કરે છે. સંસાર ઉપરથી હવે તેનો વિશ્વાસ ઊઠી ગયો હોય છે. મોક્ષ સિવાય બીજે ક્યાંય હવે તેને આત્માની સલામતી લાગતી નથી.

વૈષયિક સુખો હવે તેને રીઝવી શકતાં નથી ધનના ઢગલા તેને હવે દુઃખના ઢગલા દેખાય છે સ્ત્રી મોક્ષના પ્રવાસમા બંધનરૂપ લાગે છે.

હવે જગતને ચર્મચક્ષુથી ન જોતાં શાસ્ત્રચક્ષુથી જુએ છે.

હવે તેને શરીર કરતાં આત્મા વધુ વ્હાલો લાગે છે હવે ઘર દૂકાન કરતાં મંદિર ઉપાશ્રયો વધુ પ્રિય લાગે છે. હવે તેને પુત્ર-પુત્રી, સગાં-સ્નેહીઓ કરતાં સાધુ-સાધ્વીઓ, શ્રાવક-શ્રાવિકાઓ ઉપર વધુ બહુમાન થાય છે

અર્થકામનાં પોષક સાહિત્ય કરતાં હવે તેને વૈરાગ્યપોષક સાહિત્યમાં જ રસ આવે છે.

સિનેમા-નાટક કરતાં હવે તેને વીતરાગની પૂજામાં બહુ જ આનંદ આવે છે. સમ્યગ્દર્શનીનાં આનંદ-પ્રમોદનાં સાધનો હવે બદલાઇ જાય છે.

હવે તેને જિનનું સાનિધ્ય જે આનંદ આપે છે, તે જગતનું સાનિધ્ય નહિ. હવે તેને ત્યાગી ગુરુનું સાનિધ્ય જે આનંદ આપે છે તે પત્નીનું સાનિધ્ય નહિ.

પાપરુચિ તો બિચારી હવે આ સમ્યગ્દર્શનથી ગભરાઇને ક્યાંય ભાગી જાય છે કે તેનો પત્તો ય મળતો નથી.

હવે ધર્મરુચિ આ સમ્યગ્દર્શનીની જીવનસાથી બની જાય છે.

આ સમ્યગ્દર્શનીનું મન હવે સંસારની માયામાં રમવાને બદલે હવે મોક્ષની સાધનામાં રમે છે

'भवे तन, मोक्षे मन।'

સમ્યગ્દર્શનીનું શરીર સંસારમાં, મન મોક્ષમાં હોય છે.

સંસારને જેલવાસ સમજીને સંસારથી છૂટવા પ્રયત્ન કરતો રહે છે. રંગરાગને બદલે હવે વિરાગ અને વિરતિ એ જ તેના પ્રાણપ્રિય બની જાય છે.

ભોગપ્રધાન નહિ, પણ હવે ભગવાનપ્રધાન જીવન જીવે છે.

હવે તેને મકાન અને મોટરની વાતો કરતાં મોક્ષ અને મહાવીરની વાતોમાં વધુ આનંદ આવે છે.

રૂપસુંદરીઓની દીલચશ્પી કરતાં હવે તેને શિવસુંદરીની દીલચશ્પી હોય છે.

આવું ભારે ક્રાન્તિકારી આ સમ્યગ્દર્શન છે.

મોહરાજાના સૈન્યની તાકાત તોડી નાખનાર આ સમ્યગ્દર્શન ગુણ એમને એમ સહેલાઇથી મળી જતો નથી. પણ તેને લાવવા માટે કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ તોડવા જોરદાર પુરુષાર્થ કરવો પડે છે. જ્યારે મોહનીયકર્મની ૭૦ કોટાકોટી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ, જ્ઞાનાવરણીયકર્મ, દર્શનાવરણીયકર્મ, વેદનીયકર્મ અને અંતરાયકર્મની ૩૦ કોટાકોટી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ અને નામ અને ગોત્રકર્મની ૨૦ કોટાકોટી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિનો હ્રાસ (નાશ) કરીને જ્યારે આત્મા એ સાતે કર્મોની સ્થિતિને એક અંતઃકોટાકોટીની બનાવી દે ત્યારે આત્મા યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ અને

અનિવૃત્તિકરણ કરીને આ નિર્મળ સમ્યગ્દર્શન ગુણ પામે છે
( કરણ=અપૂર્વ નિર્મળ ભાવ )

આ સમ્યગ્દર્શનની અનેક કક્ષાઓ હોય છે એકજ ગુણમાં પ્રત્યેક જીવમાં તરતમતા હોઇ શકે છે. કોઈનું સમ્યગ્દર્શન નિર્મળ, કોઈનું નિર્મળતર તો કોઈનું નિર્મળતમ હોય છે. કોઈ મિથ્યાત્વકર્મના તદ્દન ઉપશાન્ત થવાથી, કોઈ એનું શુદ્ધિકરણ થવાથી, તો કોઈ એનો સર્વનાશ થવાથી ઉત્પન્ન થાય છે

જૈન દર્શનમાં મુખ્ય ત્રણ પ્રકારનાં સમ્યક્ત્વ છે.

ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિક.

ઉપશમ સમ્યગ્દર્શનમાં અનંતાનુબંધી કષાયનો વિપાકોદય સ્થગિત થવા સાથે મિથ્યાત્વ મોહનીયની પ્રકૃતિનો જ્યારે આત્મામાં વિપાકોદય કે પ્રદેશોદય એક અંતઃમુહૂર્ત્ત કાળ માટે સ્થગિત થઇ ગયો હોય ત્યારે ઉપશમ સમકિત કહેવાય છે.

ક્ષયોપશમ સમ્યગ્દર્શનમાં એ સાતે કર્મની પ્રકૃતિઓ ઉદયમાં આવે તેનો નાશ કરે છે અને ઉદયમાં ન આવતાં સત્તામાં પડેલી પ્રકૃતિઓના વિપાકોદયને રોકે, અર્થાત્ મિથ્યાત્વ મોહનીયને શોધન કરી અશુદ્ધ-અર્ધશુદ્ધને દબાવી ,શુદ્ધ પ્રકૃતિ સમ્યક્ત્વમોહનીયનો ઉદય ભોગવે છે, તેને ક્ષયોપશમ સમ્યગ્દર્શન કહે છે.

ક્ષાયિક સમ્યગ્દર્શનમાં એ સાતે કર્મની પ્રકૃતિઓનો સમૂળ નાશ કરેલો હોવાથી તેને ક્ષાયિક સમ્યગ્દર્શન કહે છે.

ઉપશમ સમ્યગ્દર્શન એક અંત.મુહૂર્ત્ત સુધી ટકે છે.
ક્ષયોપશમ સમ્યગ્દર્શન ૬૬ સાગરોપમ સુધી ટકે છે.
(વધારેમાં વધારે)

ક્ષાયિક સમ્યગ્જ્ઞાન કાયમ ટકે છે મોક્ષમાં પણ કાયમ હોય.

આમ કર્મસ્થિતિના હ્રાસથી સમ્યગ્દર્શન ગુણ પ્રગટે છે.

આ ગુણ પ્રગટવાથી હવે જીવને જિનોક્ત તત્ત્વની શુદ્ધ રુચિ-પ્રેમ, શ્રદ્ધા-વિશ્વાસ પ્રગટે છે પ્રથમ મિથ્યાત્વ ગુણસ્થાને જિનોક્ત (જિન કથિત) તત્ત્વની અરુચિ હતી, ત્રીજા બીજા ગુણઠાણે વીરની જેમ તત્ત્વરુચિને વમી નાખ્યા પછી થોડીક વાર સહેજ સ્વાદ આપે એવી રુચિ હતી. મિશ્ર ગુણઠાણે જિનોક્ત તત્ત્વની રુચિ યે નહોતી અને અરુચિ યે પણ નહોતી પણ જિનોક્ત તત્ત્વ પ્રત્યે ઉદાસીનભાવ હતો; જ્યારે હવે ચોથા ગુણઠાણે એકાતે શુદ્ધ જિનોક્ત તત્ત્વની જ રુચિ હોય છે.

હવે જિન અને જિનવચન તેના હૃદયનો કબજો લે છે.

હૃદયના સિંહાસન ઉપર હવે જિનને બિરાજમાન કરે છે. બિરાજમાન કરીને તેમનાં દર્શન કર્યા કરે છે, તેમના પવિત્ર નામનો જાપ કરે છે, તેમનું ધ્યાન ધરે છે, તેમની પૂજા-ભક્તિ કરે છે. તેમની આજ્ઞાનો પ્રધાન વિચાર રાખે છે, એમની જોડે વાતો કરે છે, વિચાર વિનિમય કરે છે. અંતે તેમને સ્વાત્મામાં તે એક રૂપ કરે છે. જિન એના હૈયામાં સમાઈ જાય છે. જિન એ જ પોતે, જિનનો મત એ જ પોતાનો મત, જિનને અને જૈનશાસનને હવે પોતાના જીવનનું સર્વસ્વ સમજે છે.

'હું કોણ અને મારૂં શું ?' તેનું ઊંડું પર્યાલોચન કરે છે.

જગત ઉપરથી આસ્થા ઊઠાવીને જિન ઉપર પોતાની આસ્થા સ્થાપિત કરે છે.

પણ આ સમ્યગ્દર્શની જીવ એમ વિચાર કરે છે કે મેં જિનને વહાલા તો કર્યા પણ જિને જે ચારિત્ર મોહનીયને ભવવર્ધક કહ્યું છે એને વહાલું કરું તો સમ્યક્ત્વ ન આવે તેમજ ચારિત્ર મોહનીયની તાકાત ન તોડું ત્યાં સુધી આંતર-શત્રુઓનો ભય, ભવભય ઊભો છે. તો ક્યારે હવે હું ચારિત્ર-મોહનીયને અકારું કરી એની તાકાત ખતમ કરવા સર્વવિરતિ રૂપી અમોઘ શસ્ત્ર ધારણ કરું ? શ્રાવકપણામાં શ્રાવકધર્મ રૂપી લાકડી તલવાર ભાલાથી તો ચારિત્રમોહનીય સામે લડ્યો પણ આ ભારે તાકાતવાળો બળવાન દુશ્મન જીતાતો નથી. તો હવે ભારે તાકાતવાન શસ્ત્ર મેળવીને તેને જીતી લઉં' એમ વિચારીને સર્વવિરતિરૂપી અમોઘ શસ્ત્ર લેવા અને ચારિત્ર-મોહનીયનું અસ્તિત્વ ખતમ કરવા માટે મેદાને પડે છે.

મોહની અસર જ રદ કરવા સમ્યગ્દર્શની કૃતનિશ્ચયી બની જાય છે.

સમ્યગ્દર્શન મોહનો અભેદ્ય કિલ્લો તોડી નાંખે છે અને વિરતિ મોહને પકડી કબજે કરી લે છે.

સમ્યગ્દર્શનીનો જીવન વ્યવહાર:-

૧. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ. આ નવ તત્ત્વોનો અર્થ જાણીને તેના ઉપર

પૂર્ણ શ્રદ્ધા ધારણ કરે છે જ્ઞેય હેય ઉપાદેય તત્ત્વોનો વિવેક કરે છે તત્ત્વપરિચય ખૂબ રાખે છે

૨. ત્યાગી વૈરાગી તત્ત્વજ્ઞાની ગુરુઓના ચરણની સેવા કરે છે.

૩. શ્રદ્ધા અને આચારભ્રષ્ટ કુસાધુનો ત્યાગ કરે છે.

૪ મિથ્યાદષ્ટિ કુગુરૂઓ બાવા જોગી આદિનો પરિચય કરતો નથી

૫. વીતરાગવાણી સાંભળવાની તીવ્ર લગનીવાળો હોય છે.

૬. ચારિત્રધર્મની ભારે ભૂખવાળો હોય છે.

૭ દેવગુરુની સેવામાં સદા સાબદો રહે છે.

૮. તીર્થંકર–વીતરાગ ભગવાનનો વિનય કરે છે.

૯. સિદ્ધ ભગવંતોનો વિનય કરે છે.

૧૦. જિન પ્રતિમા અને જિનમંદિરનો વિનય કરે છે.

૧૧. જિનાગમોનો વિનય કરે છે

૧૨. સાધુનો વિનય કરે છે–બહુમાન ધરે છે.

૧૩. આચાર્યભગવંતનો વિનય કરે છે.

૧૪. ઉપાધ્યાયનો ઉચિત વિનય કરે છે.

૧૫. ચતુર્વિધ સંઘ( પ્રવચન )નો વિનય કરે છે.

૧૬. સમ્યગ્દર્શની સમકિતી જીવોનો વિનય કરે છે.

૧૭. જિનેશ્વરદેવોએ બતાવેલું તત્ત્વ ( ધર્મ ) એ જ સાચું બાકી બીજું જુઠું, એવું મનથી માને છે.

૧૮ જિનેશ્વરદેવો જ સર્વ શક્તિમાન છે, માટે તેઓની ભક્તિથી જ મારું કાર્ય સિદ્ધ થવાનું છે, બીજા મિથ્યાત્વી

દેવ–દેવીઓથી નહિ. જિન ભકતે જે નવિ થયું તે બીજાથી નવિ થાય, આવું બોલે છે.

૧૯. તેના શરીરના કોઈ દુષ્ટ દેવ કે મનુષ્ય આવી ટુકડા કરવા તૈયાર થાય તો પણ જિન અને જૈન ધર્મની શ્રદ્ધા છોડતો નથી. બીજાને મસ્તક નમાવતો નથી.

૨૦. વીતરાગના વચનમાં શંકા કરતો નથી.

૨૧. અન્ય મિથ્યા ધર્મની ઈચ્છા કરતો નથી.

૨૨. ધર્મના ફળમાં આશંકા કરતો નથી.

૨૩. મિથ્યાત્વીઓના ગુણોની જાહેરમાં પ્રશંસા કરતો નથી. (બાળજીવો ઉન્માર્ગે દોરાઈ ન જાય માટે)

૨૪. કુલિંગી મિથ્યાત્વી ગુરુઓની સાથે પરિચય કરતો નથી.

૨૫ આગમોનો ગુરુગમથી સારો અભ્યાસ કરી આગમોનો જ્ઞાતા બની જૈન શાસનની પ્રભાવના કરે.

૨૬. પ્રવચનકાર બની જૈન શાસનની ઉન્નતિ કરે.

૨૭. ન્યાયશાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર, કાવ્ય, અલંકાર, છંદ, જ્યોતિષ, આગમ, પ્રકરણો, ઇતિહાસ વગેરેનો સારો તલસ્પર્શી અભ્યાસ કરી વાદી બની વાદમા વિજયી બનીને જૈન શાસનનો ઝંડો ફરકાવે.

૨૮. અષ્ટાંગ નિમિત્તનો અભ્યાસ કરી સચોટ ભવિષ્યવેત્તા બની રાજા, મંત્રી વગેરેને પ્રતિબોધી જૈન શાસનની શોભા વધારે.

૨૯. તપસ્વી બની વિવિધ કઠોર તપશ્ચર્યાઓ કરી જૈન શાસનનો પ્રભાવ ફેલાવે.

૩૦. મંત્રસિદ્ધ અને વિદ્યાસિદ્ધ બનીને રાજા, મંત્રી, દેશનેતાઓને અવસરે ચમત્કારો બતાવી જૈન શાસનનો વિજય ધ્વજ લહેરાવે.

૩૧. અંજનયોગથી અદૃશ્ય થવા વગેરેની ચમત્કારીક સિદ્ધિઓ પ્રાપ્ત કરી ધાર્યો શાસન ઉદ્યોત કરે.

૩૨. કવિ બની વિવિધ સુંદર કાવ્ય રચનાઓ કરી રાજસભામાં જઈને રાજા વગેરેને રીઝવી ધાર્યું ધર્મનું કામ કરાવે.

આવા પ્રકારની શક્તિ, જ્ઞાન ન હોય તો યથાશક્તિ જિનપૂજા, તપ, જપ, ક્રિયા કરીને પણ જૈનશાસનની પ્રભાવના કરે.

૩૩. વંદન વિધિ, પચ્ચક્ખાણ વિધિ, પૂજા વિધિ વગેરે ધર્મવિધાનોમા કુશળ હોય, શાસ્ત્રાનુસારી ક્રિયાઓ કરે.

૩૪ સ્થાવર તીર્થ અને જંગમ તીર્થની યાત્રા-સેવા કરે.

૩૫. દેવપૂજા દર્શન રોજ કરે, ગુરુવિનય વંદન રોજ કરે, ગુરુમહારાજને પ્રાસુક અને એષણીય આહાર–પાણી વસ્ત્ર પાત્ર ઔષધ વગેરે વહોરાવે.

૩૬. સમકિતમાં દૃઢ રહે, જૈનધર્મ ઉપરની શ્રદ્ધામાં મજબુત રહે, કોઇ મિથ્યામતિથી ભરમાય નહિ, સુલસા સતી (શ્રાવિકા) જેવું સમકિત પાળે.

૩૭ જિનશાસનની અનુમોદના કરે કે-'અહો! જૈનશાસનમા કેવી સુંદર તત્ત્વવ્યવસ્થા અને આચારવ્યવસ્થા છે! 'હું આવું જૈનશાસન પામ્યો તે બદલ મારી જાતને કૃતકૃત્ય માનું છું.' વગેરે.

૩૮. મંદ કષાયી હોય, 'દુશ્મનનું પણ બુરું થાવ' એવુ મનમાં પણ ન વિચારે, સૌના ભલામાં રાજી હોય.

૩૯. દેવલોકના ભોગો અને વૈભવો, ચક્રવર્તીની સુખસાહેબીને પણ પરમાર્થથી દુઃખના સાધન માને, કેવળ શાશ્વત મોક્ષસુખની ઝંખના કરે.

૪૦. સંસારને જેલ માની તેમાં દુઃખી હૃદયે રહેલો હોય, સુખ અને વૈભવોથી સંસાર પણ આ સમકિતિ આત્માને નજરકેદ જેવો અળખામણો લાગે છે. વૈરાગી હોય છે.

૪૧ દીન દુઃખિયારાને જોઈને કરુણાથી તેનું હૈયું આર્દ્ર બને છે, યથાશક્તિ દીનદુઃખીને મદદ કરે છે, ધર્મહીનને ધર્મમાં જોડવાની ભાવનાવાળો હોય છે, યથાશક્તિ પ્રયત્ન કરનારો દયાળુ હોય છે.

૪૨. જે જિનેશ્વરદેવોએ કહ્યું એ જ સત્ય અને શંકા વિનાનું છે.

तमेव सत्यं निःशंकं जं जिणेहिं पवेइ अं ।

આવી જિનવચન ઉપરની દૃઢ શ્રદ્ધાવાળો હોય છે.

૪૩. વીતરાગદેવ, ત્યાગી ગુરુ સિવાય બીજા મિથ્યા દેવ-દેવીઓને તથા ભોગી પરિગ્રહી કુસાધુઓને કદીયે નમતો નથી, નમસ્કાર કરતો નથી, હાથ જોડતો નથી.

૪૪. અન્ય મિથ્યાત્વી દેવો અને ગુરુઓને મસ્તક નમાવતો નથી.

૪૫. મિથ્યાત્વી દેવો આગળ ફળ નૈવેદ્ય વગેરે મૂકતો નથી.

૪૬. મિથ્યાત્વી કુગુરુઓને ભક્તિથી (ગૌરવથી) દાન આપતો નથી, તેના તરફ જરાયે ભક્તિ બતાવતો નથી.

૪૭ અન્ય મિથ્યાત્વી ત્રિદંડી વગેરે કુપાત્રને પાત્રબુદ્ધિથી દાન આપતો નથી, દાન તો સુપાત્રમાં આપેલું જ સફળ થાય છે.

૪૮ મિથ્યાત્વી સાધુઓ સાથે વગર બોલાવે બોલે નહિ.

૪૯ મિથ્યાત્વી સાધુઓ સાથે વગર બોલાવે વારંવાર બોલે નહિ, શક્તિ વગર ખોટા વાદવિવાદમાં ઉતરતો નથી.

૫૦. આણંદ કામદેવ શ્રાવકો જેવું દૃઢ સત્ત્વ ન હોય અને તેવી કસોટીમાં દુર્ધ્યાન થવાનો પ્રસંગ આવે, સમકિતની પ્રતિજ્ઞા વિરુદ્ધ કરવાનો પ્રસંગ આવે તો જ્ઞાનીની આજ્ઞા મુજબ મન વિના અપવાદને સેવી લઈને પ્રસંગ ટાળે. જેમ મિથ્યાત્વી રાજાના હુકમથી સમકિતની પ્રતિજ્ઞાથી વિરુદ્ધ (દા. ત. કોઈ જોગી તાપસોની ભક્તિનું કાર્ય) કરવુ પડે તો મન વિના કરી લે, હૃદયમાં તો અરિહંત અને તેમના વચનને સાચા માની ધારી રાખે.

૫૧. માણસોનો સમુદાય ભેગો થઈને બળજબરીથી સમકિતની પ્રતિજ્ઞાથી વિરુદ્ધ કરાવે તે મન વિના કરે.

૫૨. રાજાના સૈન્યના જુલમથી કે ચોર લૂટારા આદિના બલાત્કારથી કાંઈ સમકિતની પ્રતિજ્ઞા વિરુદ્ધ કરવું પડે તો મન વગર કરે.

૫૩. ક્ષેત્રપાલ, ગ્રહદેવતા, કુલદેવી વગેરેના ત્રાસથી જે કાંઇ સમકિત વિરુદ્ધ કરવું પડે તો મન વગર કરે.

૫૪. માતા, પિતા વગેરે વડિલોના દબાણથી જો કાંઈ સમકિત વિરુદ્ધ કરવું પડે તો મન વગર કરે.

૫૫. ભયંકર રોગચાળો ફાટચો હોય, ભયંકર દુષ્કાળ પડ્યો હોય, જે વખતે આજીવિકા ચલાવવી ઘણી જ મુશ્કેલ હોય એવા અવસરે સમકિતના આચાર વિરુદ્ધ કરવુ પડે તો મન વિના કરે.

૫૬. સમ્યગ્દર્શનને ધર્મરૂપી વૃક્ષનું મૂળ માને.

૫૭. સમ્યગ્દર્શનને ધર્મરૂપી નગરનું દ્વાર માને.

૫૮ સમ્યગ્દર્શનને ધર્મરૂપી મહેલનો પાયો માને.

૫૯. સમ્યગ્દર્શનને સમસ્ત ગુણોનુ નિધાન (ભંડાર) માને.

૬૦. સમ્યગ્દર્શનને ધર્મનો આધાર માને.

૬૧. સમ્યગ્દર્શનને ધર્મનુ ભાજન (વાસણ) માને.

સંવેગ વૈરાગ્યનો રસ અને ક્ષમાદિ ગુણો સમકિત રૂપી ભાજન મળવાથી નીચે ઢળી જતો નથી. અગ્નિશર્મા પાસે સમ્યક્ત્વ નહોતું, તેથી કસોટી થતાં ક્ષમા ગુમાવી બેઠો. સમ્યગ્દર્શન ગુણ પ્રત્યે હૈયાનો આવો શ્રેષ્ઠ ભાવ રાખવાથી સમકિત નિર્મળ થાય છે ગુણ ભાવના ભાવવાથી ગુણ વધુ સ્થિર બને છે.

૬૨. સમ્યગ્દર્શની આત્માના અલગ અસ્તિત્વમાં માને છે, જ્ઞાન સ્વરૂપ આત્માને માને.

૬૩. આત્માને નિત્ય માને છે. (પરિણામી નિત્ય માને છે.)

૬૪. આત્માને કર્મનો કર્તા માને છે

મિથ્યાત્વ અવિરતિ કષાય યોગ પ્રમાદના યોગે આત્મા કર્મ બાંધે છે. (આત્માનો કર્મ પુદ્‌ગલોની સાથે વાસ્તવિક સંબંધ થાય છે. દુધ–પાણીની જેમ.)

૬૫. આત્માને કરેલા કર્મનો ભોક્તા (ભોગવનારો) માને છે, જે કર્મ કરે તે જ ભોગવે.

૬૬ મોક્ષ છે એવું દઢપણે માને છે

સકલકર્મ અને રાગાદિ દોષોથી રહિત પૂર્ણ જ્ઞાનમય, સુખમય, અનંતવીર્યમય આત્માની શાશ્વત અવસ્થા તેનું નામ મોક્ષ

આત્માની અજર–અમર દુઃખરહિત અવસ્થા તેનું નામ મોક્ષ

૬૭. મોક્ષનો ઉપાય પણ છે એવું માને છે.

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર; આ ત્રણેની ભેગી સાધના એ જ મોક્ષનો ઉપાય છે, બીજો નહિ.

सम्यग्दर्शन ज्ञान चारित्राणि मोक्षमार्गः।

(तत्त्वार्थसूत्र)

ઉપર મુજબનો ૬૭ પ્રકારનો સમ્યગ્દર્શનીનો લોકોત્તર જીવન વ્યવહાર હોય છે. આવી રીતે જીવન જીવવાથી સમ્યગ્‌-

દર્શન નિર્મળ અને સ્થિર બને છે. જીવન ઉજ્જવળ બને છે જિન, જૈન શાસન અને સંઘ પ્રત્યેનું બહુમાન-ભક્તિ વધે છે

સમ્યગ્દર્શન ગુણનો નાશ કરનારાં કારણો :—

૧. ઉન્માર્ગનો ઉપદેશ આપવો.

૨. સન્માર્ગનો—વીતરાગમાર્ગનો નાશ થાય એવો ઉપદેશ આપવો.

૩. જિનવચન ઉપર અશ્રદ્ધા કરવાથી.

૪. જિનાગમોને અસત્ય કહેવાથી.

૫ જિનાગમો વિરુદ્ધ લખવાથી, બોલવાથી કે સંમતિ આપવાથી.

૬. દેવદ્રવ્યનું ભક્ષણ કરવાથી. (નાશ કરવાથી)

૭ જિનમંદિર અને મૂર્તિનો વિરોધ કરવાથી.

૮. જિનપૂજાનો લોપ કરવાથી.

૯. મિથ્યા દેવ-દેવીઓની માન્યતા પૂજા વગેરે કરવાથી.

૧૦. નિઃસંકોચ અત્યંત કષાય કરવાથી.

૧૧. નિઃસંકોચ અત્યંત વિષયાસક્તિ રાખવાથી.

૧૨. મિથ્યાત્વીઓના બહુ સહવાસથી.

૧૩. મિથ્યા પર્વો માનવા-તેનું આરાધન કરવાથી.

૧૪. ધર્મનાં ફળ તરીકે પૌદ્ગલિક વસ્તુનું નિયાણું કરવાથી.

૧૫ ત્યાગી, વૈરાગી, પંચમહાવ્રતધારી સાધુઓનું અપમાન અવજ્ઞા, વધ, નિંદા વગેરે કરવાથી.

૧૬. દીક્ષા માર્ગ–સંયમમાર્ગ લેવાથી શું? સંસારમાં રહીને ધર્મ કયાં થતો નથી એવું બોલવાથી–લખવાથી.

૧૭. સાધુસંસ્થાનો નાશ કરવાના, ફાટફૂટ પાડવાના પ્રયત્નો કરવાથી.

૧૮ મોક્ષનો ઈન્કાર કરવાથી.

૧૯ વ્રત નિયમ ક્રિયામાં ન માનવાથી.

૨૦. જિનાગમો, જિનમૂર્તિ, જિનમંદિરની હાનિ જોઈને આશાતના કરવાથી.

માટે સર્વ પ્રયત્નોથી આ દુર્લભ સમ્યગ્દર્શન ગુણની રક્ષા કરવા સદા સાવધાન રહેવું. ક્ષણિક દુનિયાનાં માનપાન કે સન્માન ખાતર કદીયે જિનાગમ વિરૂદ્ધ બોલશો નહિ, લખશો નહિ કે સંમતિ આપશો નહિ.

'વીતરાગના બધા જ પ્રતિપાદન પૂર્ણ સત્ય છે' એવું દૃઢપણે માનજો. કદીયે જમાનાવાદમાં તણાતા નહિ. સદા માટે શાસનવાદી રહેજો કદીયે આ સર્વહિતકર જૈનશાસનના હિતોને ધક્કો પહોંચે એવું પ્રાણાંતે પણ કરશો નહિ. શાસનના શત્રુઓને કદીયે સાથ આપશો નહિ. ભલે પછી તમારો બાપ હોય, દીકરો હોય કે સત્તાધીશ હોય પણ શાસનને નુકશાન કરતા હોય તો તેઓને કદીયે સાથ આપશો નહિ.

શાસનના શત્રુઓ એ જ તમારા શત્રુઓ સમજજો. તેના તરફ સ્નિગ્ધ નજર રાખવી એ પણ ગુનો છે. છતી શક્તિએ શાસનના શત્રુઓનો પ્રતિકાર ન કરવો એ મોટો અપરાધ છે.

આજના કાળે હવે શાસનપ્રેમીઓની કસોટી થવાની છે. કોણ સાચો શાસનપ્રેમી છે તે હવે જણાઇ આવશે. ભલા ભાઇની પ્રીતિ શાસન લૂંટાતું હોય એવા ટાણે ન રખાય.

'શાસનરક્ષામાં સૌની રક્ષા છે' એ વાત કોઈ રખે ભૂલતા.

સમ્યગ્દર્શન માગે છે હૈયાની વફાદારી. જિનને, જિન-માર્ગને, જિનાગમોને, જૈન સંઘને હૈયું પૂર્ણ વફાદાર હોય.

વફાદારી એ મોટી ચીજ છે. જૈન શાસન પ્રત્યે વફાદારી ન હોય તો તેની પૂજાથી, તેના જાપથી, તીર્થયાત્રાથી, મોટા તપથી કે શીલથી પણ શું કલ્યાણ થવાનું છે?

સમ્યગ્દર્શન વગરનાં તપ-જપ, વ્રત-નિયમ, ક્રિયાકાંડો એકડા વગરના મીંડા જેવાં છે. પાપ માત્રની અરુચિ અને ધર્મ માત્રની રુચિથી, અતત્ત્વ માત્રની અરુચિ અને જિન વચન માત્રની રુચિથી આવે છે સાચું સમ્યગ્દર્શન. માટે પાપનો અને અતત્ત્વનો પક્ષપાત છોડી ધર્મનો અને જિનવચનનો પક્ષપાત ધારણ કરી સમ્યગ્દર્શન પદને આરાધી શિવસુખને પ્રાપ્ત કરીએ.

સમ્યગ્દર્શન ગુણના ઘાતક નિમિત્તોથી સદા દૂર રહેવું. સદ્ગુરુઓની વારંવારની હિતશિક્ષા લેતા રહેવાથી સમ્યગ્દર્શનની સારી સલામતી રહેશે.

* મિથ્યાત્વનો ગાઢ અંધકાર દૂર કરનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

* તીર્થંકર કથિત તત્ત્વની રુચિ પ્રગટાવનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

* ચેતનલક્ષી બનાવનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

* ભવસ્થિતિનો ભંગ કરનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

* હૃદયમાં સાચો વૈરાગ્યનો દીવડો પ્રગટાવનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

* જિન અને જિનવચનના પ્રેમી બનાવનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

* મોક્ષનો અભિલાષ જગાડનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

* વિરતિ ધર્મનો રાગ ઉત્પન્ન કરનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

* મિથ્યા ભ્રમણાઓમાંથી બહાર કાઢનાર પરમ ઉપકારી સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

* જિનાગમો ઉપર ભક્તિ અને બહુમાન ઉત્પન્ન કરનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

* મોક્ષે પહોંચાડવાની ગેરંટી આપનાર અનંત ઉપકારી સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

* સાચા મોક્ષમાર્ગ ઉપર મૂકી દેનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

* સાચા ત્યાગી ગુરુદેવોના સેવક બનાવનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.
* મિથ્યા સુખોનો રાગ છોડાવી શાશ્વત સુખના રાગી બનાવનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.
* પાપો, દોષો અને સંસાર તરફ સુગ ઉત્પન્ન કરનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.
* ભવ ભયને ભગાડી મૂકનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છુ.
* મોહની પકડમાંથી મુક્ત કરનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છુ.
* અમારા જ્ઞાન અને ચારિત્રને નિર્મળ રાખનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂ છું.
* સત્યના પક્ષપાતી બનાવનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂ છું.
* સત્ય વસ્તુને જોવાની દૃષ્ટિ આપનાર સમ્યગ્દર્શન પદને નમસ્કાર કરૂં છું.

આવા મહા મહિમાવતા સમ્યગ્દર્શન પદની નિરંતર ઉપાસના કરીને આપણે જલ્દી ભવસાગર તરી જઈએ એ જ મંગલ કામના

# પદ ૭ મું : સમ્યગ્જ્ઞાન

## સમ્યગ્જ્ઞાન

सम्यग्ज्ञानमन्तरेण सम्यग्दर्शनं न भवति ।

સમ્યગ્જ્ઞાન વિના સમ્યગ્દર્શન થતું નથી.

ભાવ સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે સમ્યગ્જ્ઞાન ખાસ જરૂરી છે. દ્રવ્ય સમ્યક્ત્વ તો જીવ, અજીવ વગેરે નવ તત્ત્વોના જ્ઞાન વગર પણ હોઈ શકે, પણ ભાવ સમ્યક્ત્વ જીવાદિ નવ તત્ત્વોના સમ્યગ્બોધ વગર ન હોઇ શકે. અને દ્રવ્ય સમ્યક્ત્વ કરતાં ભાવ સમ્યક્ત્વની વિશુદ્ધિ અનંતગુણી આગમમાં કહી છે. માટે ભાવ સમ્યક્ત્વને પામવા જિનાગમોનું જ્ઞાન અનિવાર્ય છે.

અરિહંત સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય અને સાધુ પદનું મૂળ સમ્યગ્દર્શન, પણ સમ્યગ્દર્શનનું મૂળ સમ્યગ્જ્ઞાન છે.

સમ્યગ્જ્ઞાન વિના તો શ્રદ્ધા પણ સ્થિર રહેતી નથી.

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ, આ નવ તત્ત્વોનું પ્રતિપાદન અનંતજ્ઞાની તીર્થંકર ભગવંતોએ કરેલું છે. તેથી તેમાં જરાયે અસત્યની ગંધ પણ નથી, જરાયે વિસંવાદની સંભાવના નથી.

આ નવ તત્ત્વોને જ્ઞાની ત્યાગી ગુરુ પાસેથી નય નિક્ષેપ અને સપ્તભંગીથી યથાર્થ જાણીને તેનો પરમાર્થ–મર્મ જાણી તત્ત્વના સ્વીકારથી ભાવ સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે.

' अत्थं भासइ अरहा सुत्तं गुंथइ गणहरा । '

અર્થનો ઉપદેશ તીર્થંકરો કરે છે, જ્યારે સૂત્રની રચના ગણધર ભગવંતો કરે છે.

આચારાંગ, સૂયગડાંગ, ઠાણાંગ, સમવાયાંગ, વિવાહપન્નતિ. ( ભગવતી સૂત્ર ) જ્ઞાતા, ધર્મકથા, ઉપાસકદસા, અંતકૃત દસા, અનુત્તરોવવાઈ દસા, પ્રશ્ન વ્યાકરણ, વિપાક સૂત્ર અને દૃષ્ટિવાદ આ બાર અંગની સૂત્રથી ( શ્લોકબદ્ધ રચના ) રચના ચાર જ્ઞાનના સ્વામી, બીજ બુદ્ધિના ધણી, પદાનુસારી લબ્ધિના ધારક તીર્થંકર ભગવતોના પ્રમુખ શિષ્યો ગણધરો કરે છે.

આ બારે અંગોનો અર્થ તીર્થંકર દેવો ફરમાવે છે.

જૈન દર્શનમાં શબ્દ મુખ્ય નથી પણ અર્થ મુખ્ય છે, માટે પ્રથમ જૈન દર્શનમા અર્થની મિમાંસા ( વિચારણા ) કરવામાં આવી છે. પછી તેને અનુસારે સૂત્રની ( શ્લોકબદ્ધ શાસ્રની ) રચના કરવામાં આવી છે.

જ્યારે વૈદિક ધર્મમાં પ્રથમ શબ્દની ( સૂત્રની ) વિચારણા કરવામાં આવી છે અને તેના ઉપરથી અર્થની મિમાંસા ( વિચારણા ) કરવામાં આવી છે

વૈદિક શાસ્ત્રો શબ્દને નિત્ય માનીને વેદને નિત્ય કહે છે. જ્યારે જૈન દર્શન જિનાગમોને સૂત્રથી ( શબ્દથી ) અનિત્ય કહે છે જ્યારે અર્થથી નિત્ય કહે છે.

ગણધરો દ્વાદશાંગીની રચના કરે છે તેનો અર્થ જ એ છે કે તેની આદિ છે અને જેનો આદિ હોય તેનો અંત પણ હોય પણ અર્થથી તો દ્વાદશાંગી સદા માટે નિત્ય છે. વસ્તુનું બાહ્ય સ્વરૂપ નાશ પામે પણ વસ્તુનું અભ્યંતર ( મૂળ ) સ્વરૂપ કદીયે નાશ પામતું નથી.

જગતનો કોઈપણ સત્ પદાર્થ પોતાનું મૂળ સ્વરૂપ ( સ્વભાવ ) છોડતો નથી. ભલે પછી તેની અસંખ્યેય અવસ્થાઓ ( પર્યાયો ) પલટાતી રહે પણ તેમાં મૂળ દ્રવ્ય ( વસ્તુ ) તો અવસ્થિત જ રહે છે ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યનો સિદ્ધાંત દુનિયાની પ્રત્યેક વસ્તુને લાગુ પડે છે. દુનિયાની કોઇપણ વસ્તુ એવી નથી કે જેમાં ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય વ્યાપીને ન રહેલા હોય. એમ બાર અંગો ( દ્વાદશાંગી ) તે પણ સત્ વસ્તુ છે. માટે તેમાં પણ ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યનો વિચાર કરવો આવશ્યક છે.

કોઈ મૂળ તત્ત્વ સ્થાયી હોય તો જ તેમાંથી બીજી અવસ્થા ( બીજો પર્યાય ) જન્મી શકે.

સોનું દુનિયામાં જ્યારે કે ત્યારે મોજુદ છે તો તેમાંથી અલંકારો બનાવી શકાય છે તેમ અર્થથી દ્વાદશાંગી કાયમ નિત્ય હોવાથી જ તેમાંથી સૂત્રરૂપ દ્વાદશાંગી ઉત્પન્ન થાય છે.

માટે દ્વાદશાંગી (મૂળ બાર અંગો) એ અર્થથી કેવળજ્ઞાની વીતરાગી એવા તીર્થંકરદેવોએ ઉપદેશેલ છે. (કોને? ગણધરોને) અને અર્થથી દ્વાદશાંગીને તીર્થંકરદેવના સ્વમુખેથી સાક્ષાત્ સાંભળીને જ બીજબુદ્ધિના ધણી ગણધરોએ સૂત્રથી (શ્લોકબદ્ધ) રચના કરી છે. ગણધરો દ્વાદશાંગીની રચના કર્યા પછી તેના ઉપર સત્યતાની મહોર છાપ મારવા માટે બાર પર્ષદા સમક્ષ સિંહાસન ઉપરથી ઊભા થઇને તીર્થંકરદેવ ૮ ગણધરોના મસ્તક ઉપર વાસક્ષેપ કરીને આશિર્વાદ આપે છે અને કહે છે કે આજથી 'તમને દ્રવ્યગુણ પર્યાયથી દ્વાદશાંગીની અનુજ્ઞા આપવામાં આવે છે. હવેથી તમે તમારા શિષ્યોમાં આ દ્વાદશાંગીનું દાન કરી શકો છો.

તમે આ દ્વાદશાંગી હવે યોગ્ય શિષ્યોને આપજો. આ દ્વાદશાંગી એ જ મારા શાસનનો પરમ આધાર છે. મારા શાસનની અવિચ્છિન્ન પરંપરા આ દ્વાદશાંગીથી ચાલશે; માટે તમે આ દ્વાદશાંગીના અધ્યયન–અધ્યાપનમાં જરાયે પ્રમાદ કરશો નહિ. તમારા પ્રાણથી પણ અધિક તેનું જતન (રક્ષા) કરજો.

સકલ જીવરાશીના કલ્યાણનો આધાર આ દ્વાદશાંગી છે. સકલ જીવરાશીના કલ્યાણની વાતો આ દ્વાદશાંગીના પદે પદે અને વાક્યે વાક્યે ભરેલી પડી છે. તેનો એકેક અક્ષર મંત્રાક્ષર સમાન છે. તે મંત્રાક્ષરના જાપથી રાગ દ્વેષ અને મોહનું ચઢેલું ઝેર ઉતરી જાય છે.

માટે દ્વાદશાંગીના એકેક અક્ષર ઉપર દૃઢ શ્રદ્ધા રાખજો

એક પણ અક્ષરને અસત્ય કહેવાનું ઘોર પાપ કરશો નહિ કદાચ ગંભીર અને સૂક્ષ્મ વાતો દ્વાદશાંગીની ન સમજાય તો બહુશ્રુત જ્ઞાની પાસે જઈને વિનયપૂર્વક પૂછજો એકવાર ન સમજાય તો વારંવાર તેને સમજવા પ્રયત્ન કરજો પણ અસત્ય કહેવાનું કે ગપ્પ કહેવાનું મહાસાહસ તો સ્વપ્નામાં પણ કરશો નહિ.

દ્વાદશાંગીનો (જિનાગમોનો) એક પણ અક્ષર, પદ, વાક્ય કે અર્થને જુઠો કહેનાર મિથ્યાત્વી સમજવો, અનંત સંસારી સમજવો, કર્મસત્તાનો ભયંકર ગુનેગાર સમજવો, જિનેશ્વર ભગવાનનો ભક્ત નહિ પણ શત્રુ સમજવો.

ભગવાનનું વચન જુઠું (અસત્ય) કહેનારો ભગવાનનો ભક્ત નથી પણ ભયંકર છે. ભગવાનનો ભક્ત તો ભગવાનના વચનનો (આગમોનો) ભક્ત જ હોય.

'જેના જીવનમાં આગમભક્તિ નથી તેનામાં જિનભક્તિ નથી' એમ તમારે નિશ્ચિત જાણવું અને એવા મનુષ્યોથી તમારે સદા સાબદા રહેવુ જિનનું-મહાવીરનું નામ લઈને મહાવીરના ( જિનના ) સિદ્ધાતોને જ ખોટા કહેનાર મહાવીરનો ભક્ત ( જિન ભક્ત ) છે એમ કોણ કહે ?

બાપને તદ્દન જુઠાબોલો કહેનારો દીકરો બાપનો ભક્ત છે એમ કોણ કહે ?

કેવળજ્ઞાની તીર્થંકરદેવોના સિદ્ધાંતોનો વિરોધ કરીને તીર્થંકરદેવોના નામની માળા જપવાથી શું લાભ ?

તીર્થંકરદેવોના આગમો (શાસ્ત્રો) ઉપર પૂર્ણ વિશ્વાસ મૂકીને જ આપણે મોક્ષપંથ કાપી શકીશું. બાકી જિનાગમો ઉપર પૂરો વિશ્વાસ નથી તો તપ, જપ, વ્રત, નિયમથી શું ? અર્થાત્ તેનાથી કાંઈ જ ફાયદો નથી.

માટે અહિં જે સમ્યગ્જ્ઞાનની આપણે વિચારણા કરી રહ્યા છીએ તે શ્રદ્ધા યુક્ત (સમ્યગ્દર્શન યુક્ત) સમ્યગ્જ્ઞાનની.

બાર અંગની રચના ગણધરો કરે છે, જ્યારે ઉપાંગો (પેટાસૂત્રો)ની રચના શ્રુતસ્થવિરો કરે છે. તેઓ પણ મૂળ આગમોને અનુલક્ષીને જ ઉપાંગોની રચના કરે છે

મૂળ આગમસૂત્રના અર્થને વિસ્તારથી સમજવા માટે ઉપકારી બહુશ્રુત ભગવતો તેના ઉપર નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ અને ટીકા ગ્રંથોની રચના કરે છે

કેવળજ્ઞાની અને ગણધરોના ગંભીર, સૂક્ષ્મ અને અનેકાન્તાત્મક વિચારોનો મર્મ (તાત્પર્ય) સમજાવવા માટે પૂજ્ય પૂરુષો નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ અને ટીકાગ્રંથો રચી તેનું વિસ્તૃત સંસ્કૃત પ્રાકૃતમાં વિવેચન કરીને સર્વજન ભોગ્ય બનાવે છે.

માટે જૈનદર્શનમાં પંચાંગી આગમ કહેવાય છે. એકલું મૂળસૂત્ર માનવાથી જ્ઞાની પુરુષોના વિચારોનું તાત્પર્ય જાણી શકાતું નથી.

દા. ત. 'एगे आया' (સ્થાનાંગસૂત્ર) આત્મા એક છે આ

સૂત્રનો આ સીધો શબ્દાર્થ કરીને ચાલે તો ઘોર અન્યાય શાસ્ત્રકારનો કરે. અહિ આ સૂત્ર અપેક્ષાવાદથી કહેવાયેલું છે.

મૂળ સ્વરૂપની દૃષ્ટિએ આત્મા એક છે. અથવા વિશ્વવર્તી બધા આત્માઓનું મૂળ સ્વરૂપ એકસરખું છે. પણ સંખ્યાની દૃષ્ટિએ આત્માઓ અનેક (અનંત) છે દરેકનું અસ્તિત્વ સ્વતંત્ર છે માટે આગમનો (શાસ્ત્રના) કેવળ શબ્દાર્થ જાણવાથી તેનું તાત્પર્ય હાથમાં ન આવે માટે આગમનો શબ્દાર્થ ઉપરાંત વાક્યાર્થ, મહાવાક્યાર્થ અને ઐદંપર્યાર્થ પણ વિચારવો જોઇએ.

* જિનવચન ગંભીર, સૂક્ષ્મ અને અનેકાન્તાત્મક છે.
* સ્યાદ્‌વાદની મુદ્રા વગરનું એકે જિનવચન નથી.
* જિનવચન નય ગંભીર છે.

જુદા જુદા નયના દૃષ્ટિકોણથી કહેવાયેલું છે.

* જિનવચન ઉત્સર્ગ અને અપવાદથી યુક્ત છે. જિનાગમોમાં વિધિ નિષેધોનું પ્રતિપાદન અનેકાન્તદૃષ્ટિથી કરવામાં આવેલું છે.
* જિનવચનમાં પરસ્પર વિરોધાભાસ નથી.
* જિનાગમોમાં કોઇપણ અસંગત વાત કરેલી નથી.
* જિનવચન તર્કશુદ્ધ છે.
* જિનવચને બતાવેલા પદાર્થો કાલ્પનિક નથી.
* જિનવચને બતાવેલા આરાધનાના ફળો પણ કલ્પિત નથી.

* જિનવચને બતાવેલી એકેક ક્રિયા પાછળ સૂક્ષ્મ તર્કશુદ્ધ રહસ્ય રહેલુ છે
* જિનવચને બતાવેલો આચારમાર્ગ તદ્દન નિર્દોષ છે.
* જિનવચને બતાવેલી તત્ત્વવ્યવસ્થા સુસંગત છે.
* જૈનદર્શનના સ્યાદ્વાદ સિદ્ધાંતમાં અને કર્મવાદના સૂક્ષ્મ સિદ્ધાંતમાં વિશ્વના તમામ જટીલ પ્રશ્નોનું પૂર્ણ સમાધાન મળે છે.
* જીવનનો કોઈ પણ પ્રશ્ન એવો નથી કે જેનો ઉકેલ જૈન શાસ્ત્રોમાં ન હોય.
* વિશ્વવર્તી તમામ વિષયોનું વિસ્તૃત અને સૂક્ષ્મ જ્ઞાન જિનાગમોમાં ભરેલું પડ્યું છે.

એકેક વિષય ઉપર જેટલું ખેડાણ (ઊંડાણ) જૈન ધર્મમાં આજે પણ જોવા મળે છે તેટલું ઊંડાણ ભાગ્યે જ અન્ય શાસ્ત્રોમાં જોવા મળે છે. મધ્યસ્થ ઊંડા અભ્યાસી અને ઉત્સાહીને ગુરુકૃપાથી તે જિનાગમોનું ઊંડાણ જોવા, સમજવા અને પચાવવા મળે છે.

પોતાની મેળે જિનાગમો વાંચી જવાથી કાંઈ રહસ્ય ન સમજાય, ઉપરથી અશ્રદ્ધા જેવું, ઉન્માદ જેવું થઇ આવે તો પણ નવાઇ નહિ.

गुरुमन्तरेण धर्मो न भवति ।

ધર્મતત્ત્વ ગુરુ વિના ન મળે–ન સમજાય.

* જેનું મન વૈરાગ્ય, ત્યાગ, સંવેગથી સુમંસાકરિત બની સ્વસ્થ, સ્વચ્છ અને ગુરુસમર્પિત બન્યું નથી તે જિનાગમોનાં સૂક્ષ્મ રહસ્યો પામી શકતો નથી અને પચાવી પણ શકતો નથી. એવા ત્યાગ, વૈરાગ્ય અને ગુરુ સમર્પણ વિનાના જીવોનું મન ઉન્મત્ત માણસની માફક જ્યાં ત્યાં કુદાકુદ કર્યા કરે છે, પણ લેશ માત્ર શાંતિને પામતું નથી.

* જિનાગમોનું સમ્યગ્ અધ્યયન કરવાથી લોક–અલોકનું જ્ઞાન થાય છે.

* સૂક્ષ્મ અને બાદર, રૂપી અને અરૂપી પદાર્થો જાણી શકાય છે.

* ત્રસ અને સ્થાવર જીવોનું સ્વરૂપ, તેની ઉત્પત્તિ, યોનિ, પ્રાણ, ઊંચાઈ, આયુષ્ય, ગતિ–આગતિ, આહાર, ઇન્દ્રિયો, ઉપયોગ, યોગ, ગુણઠાણાં, સંઘયણ, સંસ્થાન, તેના સુખ–દુઃખ, સુખદુઃખના કારણો વગેરેનું સૂક્ષ્મ જ્ઞાન જિનાગમોના અધ્યયનથી પ્રાપ્ત થાય છે.

* જડ-ચેતનનો ભેદ સમજાય છે.

* પાપ–પુણ્યની સૂક્ષ્મ વ્યાખ્યાઓ જાણવા મળે છે.

* પાપ–પુણ્યની ચતુર્ભંગી જાણવા મળે છે.

* બંધન અને મુક્તિનાં સ્પષ્ટ કારણો વિસ્તૃત રીતે જાણવા મળે છે.

* જિનાગમો જ માનવજીવનને ઊર્ધ્વગામી બનાવવાનો સચોટ માર્ગ બતાવે છે.

* શુદ્ધ અહિંસાનું સ્વરૂપ જાણવાનું અને પૂર્ણ અહિંસક જીવન જીવવાની જીવનપદ્ધતિ જિનાગમોમાં જ સ્પષ્ટ જોવા મળે છે.

* શુદ્ધ ત્યાગ અને વૈરાગ્યની ભરપુર વાતો જિનાગમોના પાને પાને ઝુલતી દેખાય છે.

* કર્મરોગનું સચોટ નિદાન અને ઇલાજ જિનાગમોમાં ખૂબ જ વિસ્તૃત રીતે લખેલા પડ્યા છે.

* દરેક પ્રકારના શારીરિક અને માનસિક દુઃખોના નિવારણના સચોટ કીમીયા જૈન શાસ્ત્રોમાં ભરેલા પડયા છે.

* જન્મ મરણના દુઃખોથી પીડિત સંસારને ઉગારવાના ઉપાયો તો જિનાગમોમાં ઠેર ઠેર નજરે પડે છે.

* પરમાણુથી માંડી બ્રહ્માંડ સુધીનો સંપૂર્ણ સાચો ઇતિહાસ જિનાગમોમાં વિસ્તૃત લખેલો પડ્યો છે.

* એક સૂક્ષ્મ નિગોદના જીવથી માંડી સ્વર્ગના ઇન્દ્રો અને લોકના મસ્તક ઉપર રહેલા કર્મમુક્ત અનંતા સિદ્ધોનો સ્પષ્ટ હેવાલ (માહિતી) જૈન શાસ્ત્રોમાં સ્પષ્ટ વાંચી શકાય છે.

* યોગવિદ્યા, મંત્ર, તંત્ર, યંત્ર, જ્યોતિષ, ખગોળ, શિલ્પ, કલા, કાવ્ય, નાટક, છંદ, અલંકાર, સંસ્કૃત, પ્રાકૃત, અર્ધમાગધી, પૈશાચી, અપભ્રંશ, વ્યાકરણ, તર્કશાસ્ત્ર, ધ્યાન, તપ, સંયમ, સાધના, પ્રભુભક્તિ, વિસ્તૃત કર્મવાદ, નયવાદ, સ્યાદ્વાદ, પંચકારણવાદ, મન એટલે શું ? જીવોના ૫૬૩

પરમાણુઓની ૨૬ વર્ગણાઓ. જીવ વિજ્ઞાન, પુદ્દગલ વિજ્ઞાન, અસંખ્ય દ્વીપ સમુદ્રોની વિસ્તૃત માહિતી, સ્વર્ગ નરકનું ગણિતબદ્ધ વિસ્તૃત વિજ્ઞાન, અધ્યાત્મવિદ્યા, અણિમાદિ અષ્ટ સિદ્ધિઓની વાતો, નવનિધાનની વાતો, ધરતીકંપના કારણો, ચંદ્રલોકની સાચી વાતો, અઠ્ઠાવીશ લબ્ધિઓનું જ્ઞાન, દ્રવ્ય ગુણ પર્યાયની વાતો, આત્માનો ઉત્ક્રાંતિક્રમ યાને ચૌદ ગુણસ્થાનકની વિસ્તૃત વાતો, કર્મનો બંધ ઉદય ઉદીરણા, સત્તાની સૂક્ષ્મ વાતો, કર્મની ઉદ્દવર્તના, અપવર્તના, સંક્રમણ ઉપશમનાની અપૂર્વ વાતો, કર્મના બંધમાં પણ સ્પષ્ટ બદ્ધ નિધત્ત અને નિકાચિત કર્મની સૂક્ષ્મતર વાતો, જ્ઞાનના પાંચ પ્રકાર અને ૫૧ પ્રકારો, સૂક્ષ્મમાં સૂક્ષ્મ કાળની વાતો.

એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ સમયથી માંડી આવલીકા અને શીર્ષપ્રહેલિકા સુધીનું ૧૯૪ આંકડાનું ગણિત જૈન શાસ્ત્રોમાં છે. તેની આગળ સંખ્યાતુ અસંખ્યાતુ અને અનંતુ પલ્યોપમ સાગરોપમ કાળચક્ર અને પુદ્દગલપરાવર્ત સુધીના કાળમાનની વાતો, છ આરાની વાતો, છ સંઘયણ અને છ સંસ્થાનની વાતો, સાત સમુદ્દઘાતની વાતો, ૪ ગતિ અને ચોરાશી લાખ યોનિની વિસ્તૃત વાતો, મનુષ્યલોક, દેવલોક, પશુલોક અને મોક્ષની સંપૂર્ણ વાતો જિનાગમોમાં ભરેલી પડી છે.

વિસ્તૃત સાધ્વાચાર અને વિસ્તૃત શ્રાવકાચારથી ભરેલાં સેંકડો વોલ્યુમ ( પ્રતો-પુસ્તકો ) આજે જૈન ધર્મમાં મોજુદ છે.

જિનાગમોરૂપી મહાસાગરનો પાર શ્રેષ્ઠ બુદ્ધિરૂપી નાવવાળો જ પામી શકે છે.

આ જૈન ધર્મના સિદ્ધાંતો અને આચારો જગતના પ્રાણી માત્રનું કલ્યાણ કરનારા છે.

જિન એટલે રાગ દ્વેષને જીતનારા, આવા જિન ભગવાને બતાવેલો ધર્મ તેનું નામ જૈન ધર્મ. જિન કોઈ પણ સુયોગ્ય જીવ બની શકે છે. તીર્થંકરો બધાએ ક્ષત્રિય હોય છે. તેઓના પ્રથમ શિષ્યો બ્રાહ્મણો, ક્ષત્રિય કે વૈશ્ય જાતીના પણ હોઇ શકે છે જૈન સઘમાં કોઇ પણ જ્ઞાતી, જાતી કે દેશનો મનુષ્ય જૈન ધર્મનું પાલન કરી શકે છે. અનેકાન્તવાદના પાયા ઉપર ઊભેલી જૈન ધર્મની તોતીંગ ઈમારત તેમાં સંકુચિતતા જેવું કાંઇ છે જ નહિ તે પોતામાં બધાને જ નાત–જાતના ભેદ વગર આશરો આપે છે. ભવભયથી બીધેલા અને મુક્તિની સાચી કામનાવાળી કોઇ પણ વ્યક્તિ જૈન ધર્મનુ પાલન કરી શકે છે.

જૈન ધર્મ એ કોઈ સાંપ્રદાયિક ધર્મ પહેલેથી છે જ નહિ.

અનાદિકાળથી જૈનધર્મના પ્રવર્તક તીર્થંકર દેવો એક પછી એક કાળક્રમે થયા જ કરે છે અને જૈન ધર્મ ચાલતો રહે છે. જૈન દર્શન એક સ્વતંત્ર દર્શન છે. તે હિંદુ ધર્મની કે વૈદિક ધર્મની શાખા નથી જૈન ધર્મના મદિરો, મૂર્તિઓ, પૂજા પદ્ધતિ, ક્રિયાકાંડો, ઉપવાસ, સાધુધર્મના કડક આચારો, આગમ ગ્રથો જોતાં કોઇ પણ મધ્યસ્થ વિદ્વાન તુરત બોલી ઉઠશે કે જૈન ધર્મનું બધું જ અનોખું અને અદ્ભૂત છે. તે અન્ય ધર્મની શાખા હોઇ શકે જ નહિ.

* જિનાગમોનું બહુશ્રુત ત્યાગી ગુરુ પાસે વિનય અને બહુ-

માનપૂર્વક સાંગોપાંગ અધ્યયન કરવાથી તમારૂં મસ્તક તે જિનાગમો રૂપી ભગવાનના ચરણોમાં ભક્તિથી ઝુકી પડ્યા વગર નહિ રહે.

* જિનાગમોમાં તમને અર્થકામ પોષક વાતો નહિ મળે, પણ અર્થકામની વાસનાઓને સુકવી નાંખનારી પવિત્ર વાતો વાંચવા મળશે

* જૈન શાસ્ત્રોમાં ઝીણામાં ઝીણા કંથવાથી માંડી મોટામાં મોટા કુંજર સુધીના જીવોની દયા કરવાની વાતો છે, ફક્ત માનવ જાત, ગાય, કે પશુઓ પૂરતી જ નહિ પણ વિશ્વવર્તી નાના મોટા તમામ જીવોને બચાવવાની–રક્ષા કરવાની વાતો છે. અને આજે સાચા જૈન ગૃહસ્થો અને જૈન સાધુઓના જીવન જોવાથી તમને તે વાત સ્પષ્ટ જણાઈ આવશે.

* સૂક્ષ્મ ભક્ષ્યાભક્ષ્યનો, પેયાપેયનો વિવેક જૈન ધર્મમાં તમને જેટલા પ્રમાણમાં જોવા મળશે તેટલો બીજે તમને ભાગ્યે જ જોવા મળશે.

* 'આલી બ્રહ્મચર્ય પાળો' એમ કહીને જ જૈન શાસ્ત્રકારોએ પૂર્ણવિરામ કર્યો નથી. પણ તારે જો શુદ્ધ બ્રહ્મચર્ય પાળવું હોય તો તારે બ્રહ્મચર્યની નવ વાડ( નવ નિયમો )નું પણ સંપૂર્ણ પાલન કરવું પડશે.

માત્ર જનનેન્દ્રિયનો જ સંયમ એજ બ્રહ્મચર્ય નહિ પણ પાંચે ઇન્દ્રિયોનો સંયમ (નિર્વિકારતા) તે સાચું બ્રહ્મચર્ય.

પ્ર સમ્યગ્જ્ઞાન એટલે શું ?

જ. જે પદાર્થ જેવા સ્વરૂપે, જેવા સ્વભાવે હોય તેવા જ સ્વરૂપે, તેવા જ સ્વભાવે ઓળખાવે ( જણાવે ) તેને સમ્યગ્જ્ઞાન ( સાચું જ્ઞાન ) કહેવાય છે.

* જે જ્ઞાન ભણવાથી આત્મા જડલક્ષી મટીને ચેતનલક્ષી બને તે સમ્યગ્ જ્ઞાન.

* જે જ્ઞાન ભણવાથી આત્મા રાગી મટીને વિરાગી ( વૈરાગી ) બને તે સમ્યગ્ જ્ઞાન.

* જે જ્ઞાનથી આત્મા બહિર્મુખતાનો ત્યાગ કરી અંતર્મુખ બને તે સમ્યગ્ જ્ઞાન.

* જે જ્ઞાન આત્માને પાપભીરુ બનાવે તે સમ્યગ્ જ્ઞાન.

* જે જ્ઞાનથી સંસારની અસારતાનુ ભાન થાય તે સમ્યગ્ જ્ઞાન.

* જે જ્ઞાનથી આત્મા સાચા બંધનોને ઓળખી તેને તોડવા પુરુષાર્થી બને તે સમ્યગ્ જ્ઞાન.

* જે જ્ઞાન ભણવાથી વિષય કષાયનું જોર મંદ પડે તે સમ્યગ્ જ્ઞાન.

* જે જ્ઞાનથી મોહ મરવા પડે તે સમ્યગ્ જ્ઞાન.

* જે જ્ઞાન સંસારવિમુખ બનાવી મોક્ષ સન્મુખ બનાવે તે સમ્યગ્ જ્ઞાન.

* જે જ્ઞાન ભોગથી ભડકાવે તે સમ્યગ્જ્ઞાન.

* જે જ્ઞાન પૈસા અને સ્ત્રી છોડવા લાયક છે એવું બ્રહ્મજ્ઞાન કરાવે તે સમ્યગ્જ્ઞાન.

* જે જ્ઞાન 'હું કોણ? અને મારૂં શું?' તેનું યથાર્થ (સત્ય) ભાન કરાવે તે સમ્યગ્જ્ઞાન.
* જે જ્ઞાન સાચા દેવ ગુરુ ધર્મની ઓળખ કરાવે તે સાચું જ્ઞાન.
* આત્માનું વાસ્તવિક હિત અને અહિત કયાં છે? તેનું ભાન કરાવે તે સમ્યગ્જ્ઞાન.
* દુર્લભ અને સુલભનો સાચો વિવેક કરાવે તે સમ્યગ્જ્ઞાન
* પરલોક ચિંતા, મોક્ષ ચિંતા જગાડે તે સમ્યગ્જ્ઞાન.
* જે જ્ઞાન મનુષ્યને સદાચારી, સંયમી, જિતેન્દ્રિય, પરોપકારી, દયાળુ, સત્યવાદી, સંતોષી બનાવે તે સમ્યગ્જ્ઞાન.
* આત્મામાંથી મિથ્યાત્વનો-મોહનો ગાઢ અંધકાર દૂર કરે તે સમ્યગ્જ્ઞાન
* પૂજ્યો તરફ પ્રેમ સદ્ભાવ જગાડે તે સમ્યગ્જ્ઞાન.
* નિત્ય અને અનિત્યનું ભાન કરાવે તે સમ્યગ્જ્ઞાન.
* ભક્ષ્ય અને અભક્ષ્યનો વિવેક જગાડે તે સમ્યગ્જ્ઞાન.
* પેય-અપેયના લાભાલાભ સમજાવે તે સમ્યગ્જ્ઞાન.
* પરસ્ત્રી માત સમાન અને પર ધન પત્થર સમાન, આ બે માનવજીવનના મહત્ત્વના પાઠો ભણાવે તે સમ્યગ્જ્ઞાન.
* જે જ્ઞાન મનુષ્યમાં વિનય, વિવેક, વૈરાગ્ય અને વિરતિ લાવે તે સમ્યગ્જ્ઞાન.
* જે જ્ઞાન આત્મવિકાસ તરફ મનુષ્યને લઈ જાય તે સમ્યગ્જ્ઞાન.

* જે જ્ઞાન મનુષ્યને ભૌતિકવાદી મીટાવીને અધ્યાત્મવાદી બનાવે તે સમ્યગ્જ્ઞાન.

* જે જ્ઞાન મનુષ્યને ભોગીને બદલે યોગી બનાવે તે સમ્યગ્જ્ઞાન.

* જે જ્ઞાન મનુષ્યજીવનનું મહત્ત્વ અને હેતુ સમજાવે તે સમ્યગ્જ્ઞાન.

* જે જ્ઞાન ભવસાગર તરવાની કળા શીખવે તે સમ્યગ્જ્ઞાન.

* સંયમના સાચા પાઠ શીખવે તે સમ્યગ્જ્ઞાન.

* જે જ્ઞાન પવિત્ર સાધુ સંતોનું મહત્ત્વ સમજાવે તે સમ્યગ્જ્ઞાન.

* જે જ્ઞાન અનંતજ્ઞાનીઓની વાતો ઉપર શ્રદ્ધા–પ્રેમ ઉત્પન્ન કરાવે તે સમ્યગ્જ્ઞાન.

* જે જ્ઞાન વીતરાગના આદર્શોને અનુસરવાનું શીખવે તે જ સમ્યગ્જ્ઞાન.

* સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર એ એકજ સાચો મોક્ષમાર્ગ છે એવું હૃદયમાં ઠસાવી દે તે સમ્યગ્જ્ઞાન.

* જિનવચન એ જ વિશ્વવર્તી સકલ ભાવોને યથાસ્થિતપણે પ્રકાશિત કરનાર સૂર્ય છે એવું સમજાવી દે તે જ સમ્યગ્જ્ઞાન.

* 'વીતરાગ વચન એ જ પરમહિતકારી' એવું હૃદયમાં કોતરાવી દે એ જ સમ્યગ્જ્ઞાન.

* પૈસા અને પત્નીનું હૈયામાંથી મહત્ત્વ ખતમ કરી પરમાત્મા અને પરમાત્માના પવિત્ર વચનોનું મહત્ત્વ સ્થાપિત કરે તે સમ્યગ્જ્ઞાન.

* શરીરનું મહત્ત્વ ભૂલાવી આત્માનું મહત્ત્વ સમજાવે તે સમ્યગ્જ્ઞાન.

* મારા તારાની સાચી ઓળખ કરાવે તે સમ્યગ્જ્ઞાન.

* આ સમ્યગ્જ્ઞાન સર્વ સુખોનું મૂળ છે.

જ્ઞાનથી જ પાપ-પુણ્યની ખબર પડે છે.

જ્ઞાનથી જ સંયમ-અસંયમની જાણ થાય છે.

જ્ઞાનથી જ સંસાર-મોક્ષનો ભેદ સમજાય છે.

જ્ઞાનથી જ હેય-ઉપાદેયનો વિવેક આવે છે.

જ્ઞાનથી જ કર્તવ્ય-અકર્તવ્ય સમજાય છે.

જ્ઞાનથી જ માનવ જીવન અને પશુ જીવનનો તફાવત સમજાય છે.

જ્ઞાનથી જ આત્મા-પરમાત્મા શું છે તેનું ભાન થાય છે.

ગમે તે ભણવું કે શુભ ધ્યેય વિના ભણવું તેનો કાંઈ જ અર્થ નથી.

ભણવાનું છે તે ભગવાન બનવા માટે, ભગવાનનો માર્ગ જાણવા માટે અને જાણીને ભગવાનના માર્ગે કદમ ઉઠાવવા માટે.

જ્ઞાનને કેવળ પૈસા કમાવાનું સાધન ન માનશો. પૈસા કમાઈને મોજશોખ, વૈભવ-વિલાસ, રંગરાગ ઉડાવવાનું સાધન ન માનશો.

જ્ઞાન જેવી સર્વોત્તમ પવિત્ર વસ્તુનો ઉપયોગ તદ્દન હલકા હેતુ માટે ન થાય, ભૌતિક સુખનું સાધન તેને ન બનાવાય.

જેમ સતીનો ઉપયોગ બજારુ સ્ત્રી તરીકે ન થાય તેમ પવિત્ર જ્ઞાનનો ઉપયોગ બજારુ વૈષયિક સુખો માટે ન થાય.

પવિત્ર અને મહાન વસ્તુનો દુરુપયોગ એ એક મહાન પાપ છે.

જ્ઞાન તો માનવ જીવનનાં મહાન મૂલ્યો સમજવા-જાણવા અને જાણીને યથાશક્ય જીવનમાં ઉતારવા માટે છે, નહિ કે તે મૂલ્યોને પગ નીચે છુંદી નાખીને પેટ ભરવા કે મોટર મકાનના માલીક બનવા.

આજની સ્કુલો અને કોલેજોમાં અપાતા શિક્ષણ તરફ અને તેના પરિણામ તરફ નજર કરું છું ત્યારે હૃદયમાં એક સખત આંચકો અનુભવું છું

જેમ જેમ આધુનિક શિક્ષણ આગળ વધતું જાય છે તેમ તેમ આજનો માનવ પવિત્ર ધર્મસ્થાનોથી વધુને વધુ વેગળો (દૂર) બનતો જણાય છે.

જાણે કે એક એવું વાતાવરણ સર્જાવા માંડયું છે કે જે મંદિર ઉપાશ્રયમાં પગ પણ ન મૂકે તે મહાન, તે બુદ્ધિશાળી, તે આધુનિક, તે શિક્ષિત

મંદિર ઉપાશ્રયોને પકડી બેઠેલા તે લોકોને મન પત્થર-યુગના માનવીઓ લાગે છે, જડ માનસવાળા, અંધશ્રદ્ધાળુ જેવા લાગે છે.

આધુનિક વિજ્ઞાન એ આજની માનવજાતનું નેતા માલિક અને માર્ગદર્શક થઇ બેઠું છે. આજનો માનવ આધુનિક

વિજ્ઞાન સામે મીટ માંડીને બરાબર બેઠો છે. 'વિજ્ઞાન કહે એટલું જ સાચું'.

'ધર્મશાસ્ત્રો કહે તે સાચું નહિ' લાખો કરોડો વર્ષો પૂર્વે થઈ ગયેલા મહાજ્ઞાની મહાયોગી નિઃસ્પૃહી પવિત્ર ઋષિ-મુનિઓની કહેલી વાતો માનવા આજના વિજ્ઞાનયુગના માનવીની વકરેલી બુદ્ધિ ના પાડે છે, અને કેવળ પોતાના ભૌતિક સ્વાર્થ માટે આજના અલ્પજ્ઞ માંસાહારી નશાબાજ અપવિત્ર વૈજ્ઞાનિકોએ પોતાની અલ્પ છીછરી બુદ્ધિથી કરોડો પ્રાણીઓ ઉપર કત્લેઆમ ચલાવીને શોધેલું વિજ્ઞાન તેને સાચું હિતકર માનીને તેની પૂજા પ્રશંસા પ્રશસ્તિ પ્રસિદ્ધિ કરવામાં આજનો માનવ ગૌરવ લે છે. પોતાની જાતને હોંશિયાર બુદ્ધિ-શાળી સમજે છે તે ઓછા દુઃખની વાત છે?

પણ બુદ્ધિમાં બગાડો પેઠા પછી તે જલ્દી નીકળતો નથી. આજના માનવોને કલ્યાણમિત્રોનો સમાગમ લગભગ દુર્લભ બની ગયો છે તેથી તે માનવોને સાચી શિખામણ કોણ આપે? સાચો રસ્તો કોણ બતાવે? એટલે આજનો માનવ મિથ્યાત્વના અંધારામાં જ્યાં ત્યાં અથડાઈને પરેશાન બની રહ્યો છે. તેને નથી શાંતિ, નથી સ્વસ્થતા, નથી સંતોષ કે નથી કોઈ ઉચ્ચ પવિત્ર જીવનનું ધ્યેય.

ધન, ધણિયાણી અને ધામ માટે આજનો માનવ શતંદિ દોડધામ કરી રહ્યો છે. ધન અને સત્તાની સ્પર્ધામાં ઉતર્યો છે, રૂપ અને વેશભૂષાની નીચતમ હરિફાઈમાં હરણફાળથી દોડ્યો જાય છે

પવિત્ર સાધુસંતોના સન્માન કરવાને બદલે સિનેસ્ટારો અને અભિનેત્રીઓના સન્માન કરવા પાછળ પાગલ બન્યો છે.

નિરારંભી સાધુઓ અને અલ્પારંભી સુશ્રાવકોના સન્માન કરવાને બદલે મહારંભી મહાપરિગ્રહીના સન્માન કરવામાં ગૌરવ લઈ રહ્યો છે, તે ઘણા જ દુઃખની બીના છે.

આજના યુગમાં ગંગા કાંઈ ઉલટી જ વહી રહી હોય એવો સ્પષ્ટ ભાસ થઇ રહ્યો છે. ત્યાગી ગુરુઓ કરતાં સંસારી ગુરુઓની માન્યતા વધુ જોર પકડતી જાય છે. ત્યાગી ગુરુઓ કરતાં સંસારી ગુરુઓ લોકોને સસ્તો ધર્મ, કષ્ટ વગરનો ધર્મ બતાવે છે તેથી સગવડપ્રેમી ધર્મીઓ, શરીરપ્રેમી ધર્મીઓ, ક્રિયા, ત્યાગ, તપ, વ્રત, નિયમથી કાયર બની ચૂકેલા ધર્મ-પ્રેમીઓ એવા સંસારી ગુરુના ચરણોમાં જઇને બેસી જઇને તેમની પ્રશસ્તિ ગાવામાંથી ઊંચા જ નથી આવતા.

સંસારી ગુરુઓ જ્યાં ત્યાં પોતાની દુકાન જમાવીને બેસી ગયા છે અને આકર્ષક જાહેરાત જાહેરમાં મૂકી દીધી છે કે જેને સહેલાઈથી ઈશ્વર, મોક્ષ, સ્વર્ગ જોઇતું હોય તો અહિ અમારી દુકાને ધર્મની ટીકીટ લેવા આવો. તમારે અમારા ધર્મમાં ત્યાગ, તપ, જપ, વ્રત, ક્રિયા કાંઈ જ કરવું નહિ પડે માત્ર ચર્ચમાં જઇને કે સ્વાધ્યાય મંદિરમાં જઇને ૦। કલાક ૦॥ કલાક પ્રાર્થના કે સ્વાધ્યાય કરી લેશો એટલે સર્વ પાપોથી મુક્ત થઇને તમે મોક્ષમાં કે સ્વર્ગમાં બસ પહોંચી જશો. અમારા ધર્મમાં નથી ખાવા–પીવાનાં કે ફરવા–હરવાનાં બંધનો,

બધું જ કરવાની છૂટ છે! માત્ર પ્રેયર (પ્રાર્થના) કે પુસ્તક વાંચન કરી લેશો એટલે તમારાં બધાં પાપોની તમને ઈશ્વર માફી આપી દેશે.

ઓહો આવો સસ્તો ધર્મ બતાવે તેના લાખો કરોડો અનુયાયીઓ બની જાય તેમાં શું નવાઈ? પણ ધર્મ કરવા પાછળ કયો હેતુ છે? તેનો તો લગભગ કોઇ વિચાર કરતું જ નથી કર્મનાં બંધનો, જન્મ મરણનાં બંધનો કષ્ટ વગરના, વ્રત નિયમો વિનાના પ્રાણ વિહોણા ધર્મથી તૂટશે ખરા? ધર્મ કરવા પાછળ જન્મ મરણના નાશનો હેતુ છે, મુક્તિનો હેતુ છે, શુદ્ધ આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાનો હેતુ છે. પણ આ વાત સમ્યગ્ જ્ઞાન લીધા વિના આજના માનવોને કેવી રીતે સમજાય?

સાચા માર્ગે છે તેને ખસેડવાના જોરદાર પ્રયત્નો થઈ રહ્યા છે સાચા ધર્મશાસ્ત્રોને જુઠા સાબિત કરવા માટે અનેક પ્રપંચો ખેલાઇ રહ્યા છે.

સાચા ત્યાગમાર્ગને નિરુપયોગી ગણી-ગણાવીને તેનો સમૂળ નાશ કરવા માટેનાં ચક્રો ક્યારનાયે ગતિમાન થઇ ચૂકયાં છે. વીતરાગ માર્ગીઓએ હવે ખૂબ જ સાબદા બની જવાની જરૂર છે. કોઈની પણ ખોટી શેહશરમમાં તણાયા વિના સત્યને પ્રગટ કરવાનો અવસર પાકી ચૂકયો છે. અને જો ખરા અવસરે સત્ય પ્રગટ નહિ કરીએ તો ઉગતી ભાવિ પેઢીને આપણે અસત્યના અંધારામાં રાખીશું.

અસત્યના ઉપાસકો જો આપણી શેહશરમ રાખ્યા વગર

શાસ્ત્ર વિરુદ્ધ કાર્યવાહીઓ કરે જાય છે તો પછી વીતરાગ-માર્ગના પ્રેમીએ એવા વીતરાગમાર્ગના વિરોધીઓની શરમ રાખી શા માટે સત્ય છૂપાવવું ?

તીર્થંકર દેવોના પૂર્ણ સત્ય વચનોનો (વિચારોનો) વિવિધ ભાષાઓમાં પ્રચાર કરવાની આજના કાળે ખૂબ જ જરૂર છે. લાખો કરોડો રૂપિયા હવે તે હેતુ માટે ખર્ચાય એ જ અવસરોચિત ગણાશે. સત્યને પ્રકાશમાં લાવવાથી આપોઆપ અસત્યનો ભંડો ફૂટી જશે.

સર્વ જીવોને હિતકર વીતરાગના વિચારોથી આજની પ્રજાને પરિચિત બનાવવાની ખૂબ જ આવશ્યકતા ઊભી થઈ છે.

( વિચારોનો અર્થ અહિ વચનો કરવો )

આજની મોટામાં મોટી આવશ્યકતા માનવ જાતને હોય તો વીતરાગના શુદ્ધ વિચારોની છે. આજની માનવજાતને વીતરાગના વિચારોનો પૌષ્ટિક ખોરાક ખાવા આપવાની આવશ્યકતા છે. તે સિવાય માનવજાતનાં દૂષણો દૂર થવાનાં નથી. વિશ્વની વિકટ સમસ્યાઓ હલ થવાની નથી.

સત્યને ઢાંકવું અને અસત્યનો ખૂબ પ્રચાર કરવો એ આજના પશ્ચિમના લોકોની તરકીબ છે. ભારતના લોકો પોતાની સંસ્કૃતિમાંથી વિશ્વાસ ઉઠાવી લે અને પશ્ચિમની સંસ્કૃતિનાં વખાણ કરતા બને એ માટે તે લોકો ધૂમ પ્રચાર કરી રહ્યા છે.

વિકૃત સડેલા અસત્ય અર્ધસત્ય વિચારોને સત્ય મનાવવા ખૂબ જ જોરશોરથી પ્રચાર થઈ રહ્યો છે. તેમાં આજની પ્રજા

એ નથી સમજી શકતી કે કયો વિચાર સત્ય છે અને કયો વિચાર અસત્ય છે ? એટલે પ્રજા દ્વિધામાં બાથડીયાં માર્યા જ કરે છે.

સત્સમાગમ આજની પ્રજાને લગભગ છૂટી ગયો છે એટલે પછી સત્ય તેને કોણ સમજાવે ?

સાચો જ્ઞાની આત્મા ભવ માયામાં ભૂલો નથી પડતો. જ્ઞાની સત્યને વળગી રહે છે. જ્ઞાની સત્યનો શોધક હોય છે, પણ જ્ઞાની બનવા માટે સાચા જ્ઞાનીની પ્રથમ ઉપાસના–સેવા કરવી પડે છે.

સાચો જ્ઞાની આપે છે સાચી જીવનદૃષ્ટિ, જ્ઞાની આપે છે સત્યનો પંથ, જ્ઞાની શીખવે છે ભવસાગર તરવાની કળા, જ્ઞાની આપે છે જ્ઞાની દૃષ્ટિ, જ્ઞાની આપે છે સદ્‌વિચાર, જ્ઞાની આપે છે ઉચ્ચ જીવનનો આદર્શ, જ્ઞાની આપે છે મોક્ષનો માર્ગ, જ્ઞાની આપે છે સાચો ધર્મ.

સમ્યગ્જ્ઞાન મેળવવા જ્ઞાની ગુરુની સેવા વિનય કરવો પડે છે. સેવા વિનય વિના લીધેલી વિદ્યા (જ્ઞાન) અંતરમાં અજવાળુ કરતી નથી પણ ખાલી અહંભાવનો અંધકાર ઊભો કરે છે.

આપણે ત્યાં ચાલતી ધાર્મિક પાઠશાળાઓએ હવે કેવળ મૂળ સૂત્રોમાં જ અટવાયેલી ન રહેતાં બાળકોના કુમળા મગજમાં વીતરાગના માર્ગને અનુસરતા સાચા વિચારો પ્રવેશે એ માટે પાઠશાળાઓએ પ્રયત્નશીલ બનવાની હાલના તબક્કે ખાસ

જરૂર છે. સુયોગ્ય મહાત્માઓની નિશ્રામાં ગ્રીષ્મ શિબિરોનું વિસ્તૃતિકરણ ખૂબ જ આવશ્યક છે. સાચા જ્ઞાનપ્રચાર પાછળ પૈસો ખરચવાની ખૂબ જરૂર છે.

શાસ્ત્રીય સત્યોને લોકભાષામાં આકર્ષક રીતે રજુ કરવાની ખૂબ જ આવશ્યકતા છે.

ગામડે ગામડે, શહેરે શહેરે, ઘરે ઘરે વીતરાગના માર્ગને અનુસરતા વિચારો પહોંચાડવાની પ્રથમ આવશ્યકતા છે.

સાધુઓ જયાં ન પહોંચે ત્યાં પહોંચે વીતરાગમાર્ગના વિચારોની સત્ય રજુઆત કરતું શ્રેષ્ઠ સાહિત્ય.

પ્રભાવક સાધુઓ છે પરિમિત સંખ્યામાં, ત્યારે વીતરાગના વાણી-વિચારોને પહોંચાડનાર કોઇ સરળ વાહન હોય તો જૈન શુદ્ધ સાહિત્ય છે.

સંસ્કૃતિની રક્ષા, લોકોના ધર્મધનની રક્ષા કરવી હશે તો કાંઇક સક્રિય કાર્ય કરવું તો પડશે ને ?

અસત્યના પડકાર સામે સત્યનો પ્રચંડ પડકાર કરીશું તો જ અસત્યનો પ્રતિકાર થશે અને સત્યનો વિજય થશે.

સંઘની પ્રત્યેક વ્યક્તિ એમ માને કે “શાસન મારું છે, મારે અને જગતને તેનાથી જ તરવાનું છે” તો એવા સર્વ જિન હિતકર શાસનની રક્ષા પ્રભાવના કરવી, તેની શોભા ગૌરવ વધારવું તે મારી પવિત્ર ફરજ છે

શાસનના આપણે ખૂબ જ ઋણી છીએ. શાસનને ટકાવીને આપણા સુધી પહોંચાડનારા પૂજ્ય પુરુષોના પણ આપણે એટલા જ ઋણી છીએ એ વાત શાસનપ્રેમીએ કદીયે ભૂલવી ન જોઇએ. આ શાસનની સુરક્ષા કરીને ભાવિ સંઘની પેઢી સુધી શાસનને આપણે પહોંચતું કરવાનું છે.

શ્રુતજ્ઞાનની ઉપાસનાના કેટલાક પ્રકારો :—

૧ જિનાગમોનું જ્ઞાન ભણવું-ભણાવવું.

૨ મૂળસૂત્ર ભણવુ અને તેનો અર્થ પણ ભણવો.

૩ શ્રુત લખવું-લખાવવું.

૪. શ્રુતજ્ઞાનના પુસ્તકો લખી કે છપાવી બીજાઓને દાન કરવું

૫. આગમોનું રક્ષણ કરવુ.

૬ જ્ઞાન ભંડારો કરવા-કરાવવા-સાચવવા.

૭. જ્ઞાનની પૂજા કરવી.

( વાસક્ષેપ, પુષ્પ, ફળ, નૈવેદ્ય, અક્ષત વગેરેથી. )

૮ જ્ઞાનના પુસ્તકો આગળ ઘીનો દીપક પ્રગટાવવો.

૯. જ્ઞાનનું બહુમાન કરવું.

૧૦. જ્ઞાનની પ્રશંસા કરવી.

૧૧. અર્થનું ચિંતન કરવું.

૧૨. અર્થનું વ્યાખ્યાન કરવું.

૧૩. ભણનારને સહાય કરવી.

૧૪ જ્ઞાનનો વિનય કરવો.

૧૫ જ્ઞાનની આશાતના ટાળવી.

૧૬. જ્યાં ત્યાં જ્ઞાનને રખડતું મૂકવું નહિ.

૧૭ જ્ઞાનને બાળવું નહિ.

૧૮. જ્ઞાનને અપવિત્ર સ્થાનમાં મૂકવું નહિ.

૧૯. જ્ઞાન ઉપર બેસવું નહિ.

૨૦. કાગળોમાં ખાવું નહિ.

૨૧. ભણેલા જ્ઞાનની આવૃત્તિ ( પુનરાવર્તન ) કરવી.

૨૨ નવુ જ્ઞાન રોજ ભણતા રહેવું.

૨૩ જ્ઞાન ભણાવનારને વંદન કરવું, વિનય કરવો.

૨૪. અકાલે ન ભણવું.

૨૫. ભણાવનારનું નામ ન છૂપાવવું.

૨૬. ભણાવનારનો ઉપકાર ન ભૂલવો.

શ્રુતજ્ઞાનની જેણે રક્ષા કરી તેણે શાસન રક્ષા કરી જાણવી, કારણ કે આખો શાસન વ્યવહાર પ્રવર્તે છે શ્રુતના આધારે.

શ્રુતથી સાધુ ધર્મ અને શ્રાવક ધર્મ સમજાય

શ્રુતથી તત્ત્વ અને અતત્ત્વની સમજ મળે.

ધર્મ અને અધર્મની વ્યવસ્થાનું નિયામક જિન વચન છે જિન વચનની ઓળખ થાય શ્રુતજ્ઞાનથી.

પાંચ જ્ઞાનોમાં એક શ્રુતજ્ઞાન જ બોલતું છે તેની જ આપ–લે થઈ શકે છે.

શ્રુતનો બરાબર ઉપયોગ મૂકીને છદ્મસ્થ સાધુ કદાચ દોષિત

ગોચરી લઈ આવ્યો હોય તો પણ કેવળજ્ઞાની શ્રુતજ્ઞાનને પ્રમાણભુત માનીને વાપરી જાય, પણ દોષિત ગોચરી લાવનારને એમ ન કહે કે તું દોષિત ગોચરી લાવ્યો છે.

કારણ કે સદાકાળ માટે પૂર્ણ જ્ઞાનીનો સમાગમ જગતને રહેતો નથી. જ્યારે કે ત્યારે શાસનની લગામ શ્રુતજ્ઞાનીના હાથમાં મૂકવી પડે છે, અને શ્રુતજ્ઞાની શ્રુતના આધારે શાસન ચલાવે.

સંઘને ધર્મમાર્ગમાં પ્રવર્તાવે, અતિશય જ્ઞાનીના વિરહમાં શ્રુતથી જ બધી વસ્તુનો નિર્ણય કરવાનો રહે છે.

તીર્થંકરો પણ આ શ્રુતજ્ઞાનથી (શબ્દ–દ્રવ્યશ્રુતથી) પરોપકાર કરે છે.

તીર્થની ઉત્પત્તિ સ્થિતિ બધું જ શ્રુતજ્ઞાનના આધારે. ઠેઠ દુપ્પહસૂરિ સુધી શ્રુતજ્ઞાન રહેવાનું અને ત્યાં સુધી ભગવાન મહાવીરસ્વામીનું શાસન (સંઘ) રહેવાનું.

સમોસરણમાં તીર્થંકરો દેશના (ઉપદેશ) આપવા સિંહાસન પર બેસતાં 'નમો તિત્થસ્સ' કહીને પછી બેસે છે. આ તીર્થ એટલે શ્રુતજ્ઞાન સમજવું. શ્રુતજ્ઞાનથી સંઘ અભિન્ન હોવાથી સંઘને પ્રવચન (તીર્થ) કહેવામાં આવે છે; કારણ કે તીર્થંકરોની તીર્થ કરતા શ્રુતજ્ઞાનપૂર્વક હોય છે.

શ્રુતજ્ઞાનની ભક્તિથી મનુષ્ય સર્વજ્ઞ અને તીર્થંકરપદ સુધી પહોચે છે.

* શ્રુતજ્ઞાન એ ભવસાગર પાર કરવા માટેનો પુલ છે.
* શ્રુતજ્ઞાન એ કર્મરોગનો શ્રેષ્ઠ ચિકિત્સક છે.
* શ્રુતજ્ઞાન એ જીવનશિલ્પી છે. મનુષ્યને નરમાંથી નારાયણ બનાવવામાં કુશળ છે.
* શ્રુતજ્ઞાન એ જીવનો પરમ મિત્ર છે. જીવને સતત કર્તવ્યની પ્રેરણા આપ્યા કરે છે. અકર્તવ્યથી બચાવી લે છે.
* સ્વપર ઉપકારક શ્રુતજ્ઞાન છે.
* શ્રુતજ્ઞાનના દાનથી જ અભયદાન અને બીજા દાનો પ્રવર્તે છે.
* શ્રુતથી જ માનવ સંસ્કારી સદાચારી સંયમી બને છે.
* શ્રુતજ્ઞાન શાસનનો પરમ આધાર છે.
* સમ્યગ્દર્શન અને સમ્યગ્ચારિત્રની શુદ્ધિનું પ્રબળ સાધન શ્રુતજ્ઞાન છે.
* શ્રુતજ્ઞાન, ચિંતાજ્ઞાન અને ભાવનાજ્ઞાન એમ ત્રણ પ્રકારો પણ જ્ઞાનના બતાવેલા છે.

શ્રુતજ્ઞાન એ કોઠારમાં પડી રહેલા બી જેવું છે.

ચિંતાજ્ઞાન એ ફળદ્રુપ ભૂમિમાં વાવેલા બી જેવું છે.

ભાવનાજ્ઞાન એ ભૂમિને સમર્પિત થયેલા બી જેવું છે.

મનુષ્યે શ્રુતજ્ઞાનમાંથી ઉત્તરોત્તર ભાવનાજ્ઞાન સુધી પહોંચવાનું છે.

બીજા પણ ત્રણ પ્રકારો જ્ઞાનના છે :—

(૧) વિષય પ્રતિભાસ, (૨) આત્મપરિણતિમત્, (૩) તત્ત્વસંવેદન.

૧. માત્ર જીવ અજીવ વગેરે તત્ત્વોનો ભાસ કરાવે પણ તે જ્ઞાનની તેના જીવન ઉપર કોઈ જ અસર નહિ શ્રદ્ધા પ્રવૃત્તિહીન જ્ઞાન તે વિષય પ્રતિભાસ જ્ઞાન.

(ગ્રંથીભેદ પૂર્વ હોય)

૨. શ્રદ્ધાયુક્ત જ્ઞાન–પરિણતિવાળું જ્ઞાન. હેય–ઉપાદેયની જવાબદારી વાળુ જ્ઞાન તેને આત્મપરિણતિમત્ જ્ઞાન કહેવાય છે. આત્મામાં પરિણામ પામેલું–હૃદયમાં ઉતરેલું જ્ઞાન તે. પણ હજુ આચરણ–પ્રવૃત્તિ આ જ્ઞાનમાં નથી હોતી.

૩. શ્રદ્ધા પ્રવૃત્તિ યુક્ત જ્ઞાન તે તત્ત્વસંવેદન જ્ઞાન. જેવું જાણે તેવું આચરે. સર્પનું જ્ઞાન થવાથી માણસ સર્પ જોતાં જ દૂર ભાગે છે, એમ પાપરૂપી સર્પનું નામ સાંભળતા આ જ્ઞાનવાળો દૂર ભાગે છે.

પાપના ડર વગરનું જ્ઞાન તે વિષય પ્રતિભાસ. મિથ્યાજ્ઞાન છે.

પાપના ડર વાળું જ્ઞાન તે આત્મપરિણતિમત્.

પાપના ત્યાગ વાળું જ્ઞાન તે તત્ત્વસંવેદન. આ બંને જ્ઞાનો સમ્યગ્ કહેવાય.

જિનાગમોમાં જ્ઞાનના ૫૧ ભેદ પ્રસિદ્ધ છે:-

| | |
|---|---|
| મતિજ્ઞાનના | ૨૮ ભેદ |
| શ્રુત જ્ઞાનના | ૧૪ ભેદ |
| અવધિજ્ઞાનના | ૬ ભેદ |
| મન પર્યવજ્ઞાનના | ૨ ભેદ |
| કેવળજ્ઞાનનો | ૧ ભેદ |
| | કુલે ૫૧ ભેદ |

પાંચ જ્ઞાનના છે. તેનું સ્વરૂપ જાણવું હોય તો અમારા 'જૈન દર્શન દર્પણ' પુસ્તકમાં 'પાંચજ્ઞાન' અધિકાર જોવો. ત્યાં તેનું વર્ણન મેં કરેલું હોવાથી અત્રે તેનો વિસ્તાર કરતો નથી.

આ સમ્યગ્જ્ઞાનનું સ્વરૂપ, પ્રભાવ, હેતુ જાણીને જિનાગમોના સમ્યગ્અધ્યયનમાં સૌ જીવો ઉદ્યમશીલ બની ભવસાગર તરી જાઓ એ જ મંગલ કામના.

સ્વાધ્યાય સમો તવો નત્થિ.



# પદ ૮ મું : સમ્યગ્ચારિત્ર

પ્ર.–સમ્યગ્ચારિત્ર એટલે શું ?

જ.–હિંસાદિ પાપમાત્રનો જીંદગી પર્યંત પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરી પંચાચારનું પાલન કરવું તેને સમ્યગ્ચારિત્ર કહે છે. મન, વચન, કાયાથી કોઇપણ પાપ જાતે કરવાનું નહિ, બીજા પાસે કરાવવાનું નહિ અને પાપ કરનારનું અનુમોદન પણ કરવાનું નહિ. આવી ત્રણ યોગ અને ત્રણ કરણ વડે જીંદગીપર્યંત પ્રતિજ્ઞાપૂર્વક સકલ પાપોનો સમ્યગ્શ્રદ્ધા અને જ્ઞાનપૂર્વક ત્યાગ કરીને જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચારનું શાસ્ત્રોક્ત વિધિ મુજબ પાલન કરવું તેને શાસ્ત્રકારો સમ્યગ્ (સાચું) ચારિત્ર કહે છે.

* આ ચારિત્રમાં જગતના જીવમાત્રને જીંદગીપર્યંત પ્રતિજ્ઞાપૂર્વક અભયદાન (જીવિતદાન) આપવામાં આવે છે.

* અસત્ય બોલવાનો ત્યાગ કરવામાં આવે છે.

* ચોરીનો ત્યાગ કરવામાં આવે છે.

* મૈથુન (સ્ત્રી માત્ર)નો ત્યાગ કરવામાં આવે છે.

* પૈસા, સોનું, ચાંદી, જમીન, ઘર, દુકાન, સ્ત્રી, પુત્ર વગેરે પરિગ્રહનો સર્વથા ત્યાગ કરવામાં આવે છે.

હિંસા, જુઠ, ચોરી, મૈથુન અને પરિગ્રહનો પ્રતિજ્ઞાપૂર્વક જીંદગીપર્યંત સર્વથા ત્યાગ કરનારથી જગતના જીવો સદા નિર્ભય બની જાય છે.

પાપો થાય છે મોટે ભાગે પૈસા, પત્ની, પરિવાર, જમીન, ઘર, દુકાન અને સત્તા ખાતર. જ્યારે આવા ચારિત્રવાળા મહાત્માઓએ (સાધુઓએ) તો તેનો સર્વથા સ્વેચ્છાએ પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરી દીધો છે હવે તેને કોઈ કરોડો રૂપિયા આપવા આવે કે રૂપસુંદરીઓ આપવા આવે તો પણ તેના સામુ જોવાની પણ આ ચારિત્રવંત મહાત્માઓને ફુરસદ નથી. સંડાસમાં વિષ્ટા કાઢી આવ્યા પછી શું તેની ફરીથી ખબર લેવાય ખરી ? તેમ જે મહાત્માઓએ સમજીને આત્મ–કલ્યાણ માટે પૈસા, પત્ની પરિવારનો ત્યાગ કર્યો, હવે તેને યાદ શું કામ કરે ? તેની સામું શું કામ જુએ ? ભયંકર માનીને તો તેનાથી દૂર ભાગ્યા, હવે તેને ત્યાગી જીવનમાં નજીક કેમ લવાય ? તેનું સ્મરણ પણ કેમ થાય ? તેની નજીક જાણીને હવે કેમ જવાય ? જે વસ્તુનો ત્યાગ કર્યો તેની ખરાબીનો ખ્યાલ મગજમાં બરાબર રહેવો જોઇએ. આત્મા માટે તે ખરાબ હતાં, પાપનાં નિમિત્ત હતાં, મોક્ષની સાધનામાં વિઘ્નકર્તા હતાં, માટે તો તેનો ત્યાગ કર્યો. હવે તેની નજીક કેમ જવાય ? તેમાં સુખની કલ્પના પણ કેમ થાય ? દુઃખના કારણભૂત માનીને તો પૈસા, પત્ની વગેરેનો ત્યાગ કર્યો, હવે સંયમ જીવનમાં તેને સુખના સાધનો માની તેની નજીક જ કેમ જવાય ? વમેલું કોણ ચાટે ? શ્વાન જ ને ? એમ એકવાર જે

સાંસારિક ભોગોનો અને ભોગના સાધનોનો સ્વેચ્છાએ ત્યાગ કર્યા પછી ફરીથી તેને ચાટવાની–વળગવાની ઈચ્છા મોક્ષના મુસાફરથી કેમ જ થાય? આ ચારિત્ર પદ ઉપર રહેલા સર્વ-વિરતિવંત મહાત્માઓને દેવલોકના દેવો અને ઇન્દ્રો પણ નિત્ય વંદના કરે છે. સ્વર્ગના ઈન્દ્રોને પણ આ મહાત્માઓના આત્મિક વૈભવ આગળ પોતાનો વૈભવ ઘાસ જેવો તુચ્છ લાગે છે.

આવા મહાત્માઓ આગળ ઇન્દ્ર પોતાની જાતને પશુ જેવી માને છે. પોતાને અવિરતિની બેડીમાં જકડાયેલો પામર પરાધીન માને છે ૩૨ લાખ રત્નોના વિમાનનો અધિપતિ, કરોડો દેવ–દેવીઓનો સ્વામી, મહાપરાક્રમી, મહા તેજસ્વી, મહા રૂપવાન, ત્રણ જ્ઞાનનો સ્વામી એવો સૌધર્મ ઇન્દ્ર પણ એ ભાવના ભાવે છે કે ક્યારે અહિની બેડીમાંથી છૂટું અને મનુષ્ય જન્મ પામી ક્યારે ચારિત્ર પામું? ચારિત્ર સિવાય ઈન્દ્રને આત્માનો ઉદ્ધાર જણાતો નથી. ઈન્દ્રો તીર્થંકર દેવોના મોટા સમારોહપૂર્વક જન્મોત્સવ ઉજવે, ભક્તિ કરે, વિચરતા તીર્થંકરોના સમોસરણમાં જઇ ભગવાનની સુધામય વાણી સાંભળે, ભગવાનને ચામર વિંજે, વંદના કરે, નંદીશ્વર દ્વીપ વગેરેની યાત્રાઓ કરે, ત્યાં જઈ અઠ્ઠાઈ મહોત્સવ કરે, દેવ-લોકમાં શાશ્વતી પ્રતિમાઓની નિત્ય પૂજા દર્શન કરે, નિર્મળ સમ્યગ્ દર્શનને ધારણ કરે, નિર્મળ ઊંડી મતિ, શ્રુત અને અવધિજ્ઞાનને ધારણ કરે છતાં પોતાનું જીવન અપૂર્ણ લાગે

છે વિરતિ વિના તેને ચેન નથી પડતું. વિરતિ વિના તેને અપૂર્ણતા લાગે છે.

જ્યારે આજના જૈનોની મનોદશાનો વિચાર કરીએ તો શું દેખાય ? સર્વ વિરતિ લેવાની જેને તક સામે છે, ઈન્દ્રના કરોડમા ભાગનો પણ જેની પાસે વૈભવ નથી, ઈન્દ્રની ઇન્દ્રાણીઓ જેવી સ્ત્રીઓ નથી, જેના રૂપરંગના ઢંગધડા નથી, શરીર આખું ગંદવાડથી ભરેલુ છે, વૈભવ અને સંપત્તિ પણ પાછી જીવે ત્યાં સુધી પ્રાયઃ સ્થિર નહિ, યૌવન પણ અસ્થિર, બળ તો એવું કે કોઇનો જરાક ધક્કો લાગે તો પણ પડી જાય તેવું, ખાનપાનનાં અને મકાનોના કાંઈ ઠેકાણાં નહિ, તુચ્છ માન સન્માન, રોગોનો સતત ભય, આયુષ્ય ટૂંકા અને ભરોસાપાત્ર નહિ, આધિ, વ્યાધિ અને ઉપાધિઓનો તો કોઇ પાર નહિ, છતાં ચારિત્ર લેવાના ભાવ-મનોરથ પણ થતા નથી.

અરે ! કદાચ ચારિત્ર મોહનીય કર્મના ઉદયે ચારિત્ર ( દીક્ષા ) ન લેવાય એ હજુ બને, પણ ચારિત્રની ઉપાદેયતા, શ્રેષ્ઠતાનો ભાવ તો હૃદયમાં હોવો જોઈએ ને ?

ચારિત્ર વિના પણ ચાલે, ચારિત્ર ( દીક્ષા ) લેવાથી જ આત્મકલ્યાણ થતું હશે ? સંસારમાં રહીને પણ ધર્મ ક્યાં થતો નથી ? ચારિત્રમાં શું છે ? આવું તો શ્રાવકોના હૃદયમાં ન હોવું જોઇએ ને ?

સંસારમાં રહીને આત્મકલ્યાણ થતું હોત, સકલ કર્મનો નાશ થતો હોત, જન્મ મરણનાં બંધનો તૂટી જતાં હોત તો

ગર્ભથી ત્રણ નિર્મળ જ્ઞાનને ધરનારા, જ્ઞાનગર્ભિત વૈરાગ્યના સ્વામી, મહાગુણીયલ, ધીર, વીર, ગંભીર, ઉદાર, દયાળુ એવા તીર્થંકરો શું કામ રાજવૈભવોનો ત્યાગ કરી ચારિત્રનો કઠીન માર્ગ સ્વીકારત? લોકોને પણ સંસારમાં રહીને જ આત્મકલ્યાણ કરવાનો ઉપદેશ કેમ ન આપત?

મહાબુદ્ધિનિધાન અને રૂપ યૌવન કાન્તિના ધણી ગણધર ભગવંતો પણ સંસાર ત્યાગ કરીને કઠીન સંયમ માર્ગ સ્વીકારે છે.

ષટ્ખંડ ભોક્તા, છન્નુ ક્રોડ ગ્રામનો અધિપતિ, ૩૨ હજાર મુકુટબદ્ધ રાજાઓનો સ્વામી, ૧ લાખ અને બાણુ હજાર રાણીઓનો ભોક્તા, ૧૬ હજાર યક્ષો જેની સેવા કરે છે એવો સાર્વભોમ ચક્રવર્તી રાજા પણ ષટ્ખંડના વૈભવને લાત મારીને આ ચારિત્રમાર્ગ સ્વીકારી આત્મકલ્યાણ સાધે છે.

ભૂતકાળમાં અનતા તીર્થંકરોએ, અનંતા ગણધરોએ, અનંતા ચક્રવર્તીઓએ અનંતા બળદેવોએ, અનંતા ધનકુબેરોએ આ કઠીન ચારિત્રમાર્ગ અપનાવી મોક્ષનાં અનંત સમ્રાજ્ય સર કર્યાં છે

કંચન કામીનીના સુંવાળા ભોગો ભોગવતાં ભોગવતાં અને ભોગ અને પરિગ્રહની સુંવાળી પથારીમાં આળોટતાં આળોટતાં આત્મકલ્યાણ થતાં હોત, મોક્ષ મળતો હોત તો આજે કોઈ દુઃખી ન હોત.

ભોગી જ હંમેશાં દુઃખી હોય છે, ત્યાગી હંમેશા સુખી હોય છે. સંસારના રાગીને વળી સુખ કેવું? સુખ તો સંયમ

રાગીને વરેલું છે. ભોગી અને રાગીથી તો સત્ય સુખ દૂર ભાગે છે. ભોગી અને રાગીને તો સુખ અસ્પૃશ્ય માનીને તેનાથી છેટું જ રહે છે. સાચા ત્યાગી અને વૈરાગી પાસે તો સુખ વગર બોલાવે તેની પાસે દોડતું આવે છે.

સાચું સુખ એ મકાન અને મોટરોમાં નથી રહેતું, પૈસા અને પત્નીમાં નથી રહેતું, રંગરાગ અને સુરાપાનમાં નથી રહેતું, વૈભવ અને વિલાસોમાં નથી રહેતું. 'સુખ બહારના પદાર્થોમાં નથી રહેતું. સુખ તો અંદરમાં રહેલા સંયમ-પૂત આત્મામાં રહે છે. અર્થાત્ જે આત્મા ત્યાગ વૈરાગ્ય અને વિરતિથી પવિત્ર છે તેનામાં રહે છે. સુખને રહેવા માટે અપવિત્ર જગ્યા જરાયે પસંદ નથી. તે તો સદા રહેવા માટે પવિત્ર જગ્યા શોધે છે પાપીને તો સાચું સુખ ધિક્કારે છે પોતાથી આઘો રહેવા સ્પષ્ટ કહે છે 'તું મારી નજીક પણ ન આવતો એમ કહે છે'

સુખનો હક્ક સયમીને જ છે. સુખ પણ સયમી પાસે જ રહેવાનું પસંદ કરે છે અસયમી–ચારિત્રહીન મનુષ્ય ઉપર તો સુખ અટ્ટહાસ્ય વેરે છે. તે ચારિત્રહીન માનવને કહી રહ્યું છે કે "તું કયી લાયકાતથી મારી ઇચ્છા કરે છે? હું તો સંયમી–ચારિત્રશીલ મનુષ્યોનો જ જીવન સાથી છું. ચારિત્રહીન મનુષ્યો તો મને દીઠા પણ ગમતા નથી. તો તેઓની પાસે જવાની તો વાત જ શી?"

માટે તો અનંતજ્ઞાની તીર્થંકર દેવોએ સંયમને સુખની ખાણ કહી છે. ભગવાનની આજ્ઞા મુજબ સંયમ જીવન

જીવનારને સંયમ સુખ( સમતા-સુખ )નો અનુભવ થાય છે. આ સુખ વિષય સંપર્કની અપેક્ષા રાખતું નથી. પૈસા, સ્ત્રી, મકાન, મોટર કે સારા સારા ખાનપાન-વસ્ત્રો અલંકારોની અપેક્ષા રાખતું નથી. તે તો પ્રગટે છે સયમપૂત આત્મામાંથી. તે સુખ માટે નથી કરવી પડની કોઇ મહેનત મજુરી કે ગુલામી તે સુખ તો સ્વયંભુ છે, સ્વાધીન છે. આત્માની લાયકાતથી મળેલું છે, તે સુખ અખૂટ છે.

તે સુખમાં કોઈ ભાગ પડાવી શકતું નથી. કોઇ તેને ચોરી કે લૂટી જતું નથી તે સુખ કોઈ પણ જગતના પ્રાણીના સુખનો કે પ્રાણનો નાશ કરીને મેળવેલું નથી. તે સુખ મેળવતાં નથી આપ્યો કોઇને ત્રાસ પીડા કે દુઃખ.

સાચું સુખ જ તે કહેવાય કે જે સુખ બીજા જીવોના સુખનો નાશ ન કરે. બીજા જીવોને દુઃખી કરી તેઓના પ્રાણ લઇ, ત્રાસ આપીને મેળવેલું સુખ વાસ્તવમાં સુખ જ નથી, પણ એક પ્રકારની આપત્તિ જ છે એમ સમજજો.

જે જગતના અજ્ઞાન જીવો વૈષયિક સુખની ખાતર બીજા નિર્દોષ જીવોની કતલો કરે છે, ત્રાસ આપે છે, અસત્ય બોલે છે, અન્યાય અનીતિ કરે છે, દગો-વિશ્વાસઘાત કરે છે, ક્રોધ, માન, માયાનો આશરો લે છે, તેવા ક્ષણજીવી કાલ્પનિક વૈષયિક સુખોના ઉપભોગમાંથી પછી સેંકડો-હજારો દીર્ઘકાલીન ભયંકર વિવિધ પ્રકારનાં દુઃખો જન્મે છે.

બીજા જીવોના સુખના ભોગે, પ્રાણના ભોગે મેળવેલું સુખ માનવોને સુખી કરે તે ત્રિકાળમા ન બને. તમારે જગતના

જીવોને તમારા સુખ ખાતર દુઃખ આપવાનું છે અને તમારે દુઃખના દાનના બદલામાં જગત પાસેથી સુખનું દાન લેવું છે તે વાત અસંભવિત છે.

સુખ જોઇએ તો બીજા જીવોને સુખનાં દાન કરો, જીવોને તમારા તરફથી બિલકુલ નિર્ભય બનાવો, તમારુ જીવન બીજા માટે ત્રાસ રૂપ ન બને તેની સંપૂર્ણ કાળજી રાખો.

સકલ જીવ રાશીને સંપૂર્ણ નિર્ભય બનાવ્યા વિના તમે જીવનમાં કદીયે નિર્ભય બની શકવાના નથી.

સંયમ જીવન (ત્યાગ જીવન) આ સકલ જીવ રાશીને નિર્ભય બનાવે છે, માટે સંયમ જીવન સૌ જીવન કરતાં શ્રેષ્ઠ છે.

સંપૂર્ણ અહિંસક, સત્યવાદી, બ્રહ્મચારી અને અપરિગ્રહી માનવની આજે, કાલે કે ભૂતકાળમાં જરૂર છે, હશે અને હતી

તીર્થંકરદેવોએ સ્થાપેલો જે કલ્યાણકારી સંઘ તેમાં આવા સંપૂર્ણ અહિંસક, સત્યવાદી, બ્રહ્મચારી અને અપરિગ્રહી માનવો તૈયાર થાય છે. આજે એવા તૈયાર થયેલા માનવો હજારોની સંખ્યામાં ભારતભૂમિ ઉપર મોજુદ છે. પણ આધુનિક વિજ્ઞાન પાછળ અંધ બનેલું આજનું જગત એવા પવિત્રતમ માનવોના દર્શન પણ કરતુ નથી તે એક કમનશીબીની વાત છે.

જ્યારે વિશ્વનો મોટો માનવસમુહ આવા પવિત્રતમ માનવ મહાત્માઓના દર્શન માટે પડાપડી કરશે ત્યારે વિશ્વ શાંતિનો શ્વાસ લઈ શકવાનું છે. અપવિત્ર માનવોના દર્શન માટે આજનો મોટો માનવસમુહ પડાપડી કરે છે જ્યારે આવું

સર્વોત્તમ કઠીન સાધનામય અહિંસક, સત્યવાદી, બ્રહ્મચારી, અપરિગ્રહી, ત્યાગપૂર્ણ જીવન જીવનારાઓના દર્શન નમસ્કાર માટે આજના માનવને ફુરસદ નથી. તેઓનાં ઉચ્ચ સન્માન સત્કાર કરવા માટે ઉત્સાહ નથી, ગમ નથી.

શુદ્ધ પવિત્ર આચારમય જીવન જીવવું તે કાંઇ નાનીસુની વાત નથી વિષયોના રંગબેરંગી આકર્ષક પ્રલોભનો વચ્ચે રહી વૈરાગી ત્યાગી બ્રહ્મચારી જીવન જીવવું તે કાંઇ બચ્ચાના ખેલ નથી.

આજે જૈન ધર્મમાં આવું સંપૂર્ણ અહિંસક, સત્યમય, બ્રહ્મચારી, અપરિગ્રહી, પવિત્રતમ, આચારમય જીવન જીવનારા હજારો સાધુ–સાધ્વીઓ છે.

તેમાંથી ઘણા એવા છે કે જેઓની સંસારી અવસ્થા ભૌતિક દ્રષ્ટિએ ઘણી જ સુખમય હતી, કોલેજનું શિક્ષણ લીધેલ હતું, માતા–પિતા કુટુંબ હતું, શરીરે સાજાતાજા હતા, બુદ્ધિશાળી હતા, કમાવાની તાકાત હતી, છતાં જન્મ જરા મરણથી કાયમ માટે છૂટવા અને પરમાત્મપદ પ્રાપ્ત કરવા માટે સંસાર ત્યાગ કરીને ચોવીસે કલાક ગુરુઆજ્ઞામાં રહીને જ્ઞાનધ્યાનમય, ત્યાગ તપમય સંયમી નિષ્પાપ જીવન જીવી રહ્યા છે.

આવું ચોવિસે કલાક અને જીવનભર અહિંસક સંયમમય અને તપોમય જીવન જીવનારા મહાત્માઓને તો દેવલોકના દેવો અને ઇન્દ્રો પણ નિત્ય પ્રણામ કરે છે.

હવે ચારિત્રની વ્યુત્પત્તિનો અર્થ વિચારીએ—ચય એટલે આત્મામાં એકઠાં થયેલાં કર્મો, તેને રિક્ત કરે-ખાલી કરે-ખતમ કરે તેનું નામ ચારિત્ર.

ચારિત્રનું કામ કર્મના સૈન્ય સામે સતત લડવાનું છે.

સમ્યગ્જ્ઞાન કર્મશત્રુની વ્યૂહરચનાનો ખ્યાલ આપે-માહિતી પૂરી પાડે પણ કર્મશત્રુ સામે લડવાનું કામ તો ચારિત્રનું.

સમ્યગ્ચારિત્ર વગર સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન તે મોક્ષ અપાવવા સમર્થ નથી સકલ કર્મોની નિર્જરા કરવા માટે સમર્થ નથી, રાગદ્વેષ, મોહનો સંપૂર્ણ પરાજય કરવા સમર્થ નથી.

સમ્યગ્ચારિત્ર પદ વિના અરિહંત પદ, સિદ્ધ પદ, આચાર્ય પદ, ઉપાધ્યાય પદ કે સાધુપદ ન હોય.

સમ્યગ્ચારિત્રથી અરિહંતપદ મળે.

સમ્યગ્ચારિત્રથી સિદ્ધપદ મળે.

સમ્યગ્ચારિત્રથી આચાર્યપદ મળે.

સમ્યગ્ચારિત્રથી ઉપાધ્યાયપદ મળે.

સમ્યગ્ચારિત્રથી સાધુપદ મળે.

સમ્યગ્ચારિત્ર વગર ચતુર્વિધ સંઘ પણ અસ્તિત્વમાં ન આવે.

તિર્થંકરદેવોને કેવળજ્ઞાન થયા બાદ ધર્મતીર્થની સ્થાપના કરવાની હોય છે. પણ પર્ષદામાંથી પ્રથમ ચારિત્ર (સાધુધર્મ) સ્વીકારવા કોઈ સ્ત્રી પુરુષ તૈયાર થાય તો જ તે તીર્થ સ્થાપી

શકે છે. ભગવાન મહાવીરસ્વામીની પ્રથમ દેશના નિષ્ફળ ગઇ કહેવાઈ તે ચારિત્રી લેનારના અભાવે.

સમકિત સ્વીકારવા તો જીવો તૈયાર હતા, પણ સર્વવિરતિ સ્વીકારવા કોઇ તૈયાર ન થયું. એથી તેઓની દેશના (ઉપદેશ) નિષ્ફળ ગઈ એમ શાસ્ત્રકારોએ લખ્યું. માટે તીર્થની ઉત્પત્તિ થાય ચારિત્રથી (સર્વત્યાગથી) સ્થાપેલું તીર્થ ટકે-શોભે-વધે તે પણ ચારિત્ર અને ચારિત્રીથી.

એકલા શ્રાવક શ્રાવકોથી આ તીર્થ ઉત્પન્ન નથી થયું, શાસન ટકયું છે તે પણ ત્યાગી સાધુઓથી, શોભી રહ્યું છે તે પણ ત્યાગી સાધુ સંસ્થાથી.

વ્યવહારસૂત્રમાં સ્પષ્ટ કહ્યું છે કે :—

निर्ग्रंथै विना तीर्थ न भवति ।

નિર્ગ્રંથ ત્યાગી સાધુઓ(મુનિઓ) વિના આ તીર્થ ન હોય.

વચ્ચે ૯-૧૦મા તીર્થંકરના કાળમાં સાચા નિર્ગ્રંથ ત્યાગીઓ કોઇ રહ્યા નહિ, બધા જ ઘરબારી થઈ ગયા, તો શાસ્ત્રોમાં લખ્યું કે તે સમયે શાસનનો વિચ્છેદ થયો હતો.

જૈન ધર્મમાં શ્રમણપ્રધાન સંઘ કહેવાય છે.

શ્રમણ(ત્યાગી)ની આગેવાનીવાળો સંઘ તે શ્રમણપ્રધાન સંઘ.

શ્રાવકપ્રધાન સંઘ જૈન ધર્મમાં નથી. હંમેશા ત્યાગીઓનું જ વર્ચસ્વ જૈન સંઘ ઉપર રહ્યું છે અને રહેશે.

આરંભ અને પરિગ્રહમાં પડેલા ગૃહસ્થો જો ત્યાગી સાધુ સંસ્થા ઉપર પોતાનું વર્ચસ્વ જમાવવાની અનધિકૃત ચેષ્ટા કરશે તો જૈન સઘના હિતોને ઘણું જ નુકશાન પહોચાડશે.

ભલે કાળબળે થોડીક ક્ષતીઓ કયાંક કયાંક સાધુ સસ્થામાં આવેલી સંભળાય છે, પણ એટલા માત્રથી સાધુ સસ્થા નકામી કે અવંદનીય બની જતી નથી. એકાદ બે પાંચ વ્યક્તિઓ બગડવા માત્રથી આખી સાધુ સંસ્થા બગડી જતી નથી. સંયમના ખપી મુનિઓ ઠેઠ પાંચમા આરાના છેડા સુધી રહેવાના છે. ભલે અલ્પ સંખ્યામાં હોય પણ સંયમી આત્માનું બળ–શક્તિ ઘણી જ વિરાટ છે આધ્યાત્મિક બળો આગળ ભૌતિક બળો કાંઈ જ વિસાતમાં નથી.

એક સંયમી સાધુના સંયમ બળ આગળ તો ઇન્દ્રની શક્તિ પણ કાંઇ હિસાબમાં નથી.

દેવલોકના સમકિતિ દેવો અને ઈન્દ્રોને અવધિજ્ઞાન હોય છે, બુદ્ધિ પણ ખૂબ હોય છે, શ્રુતજ્ઞાન પણ હોય છે એવા દેવો અને ઇન્દ્રો અલ્પ બુદ્ધિવાળા, માત્ર અષ્ટપ્રવચન માતાના અલ્પ જ્ઞાનવાળા અને અવધિજ્ઞાન વિનાના પણ ચારિત્રી સાધુઓને ભાવપૂર્ણ વંદના કરે છે.

ચારિત્ર વગરનો મહાજ્ઞાની, ક્ષાયિક સમકિતિ, મોટો પંડિત, મોટો વક્તા, અનેક ભાષાઓ ઉપર પ્રભુત્વવાળો, મોટો ચક્રવર્તી રાજા પણ વંદનીય પૂજનીય બની શકતો નથી.

જ્યારે અલ્પ જ્ઞાનવાળા, ક્ષયોપશમ સમકિતવાળા પણ ચારિત્રવંત (પંચમહાવ્રતધારી) એવા મુનિ ત્રિભુવન વંદનીય છે.

ક્ષાયિક સમકિતનો ધણી મગધદેશનો સમ્રાટ શ્રેણિક અને દ્વારિકાધીશ ત્રણ ખંડના અધિપતિ કૃષ્ણ મહારાજા પણ દરેક મુનિઓને વંદન કરતા હતા.

શ્રેણિક મહારાજા મહાતપસ્વી ધન્ના અણગારને વૈભારગિરીની કુંજમાં શોધતા શોધતા દર્શન–વંદન કરવા ગયા હતા.

અનાથી મુનિનો ચારિત્ર વૈભવ જોઈને તેમના ચરણોમાં ઢળી પડ્યા હતા. નેમનાથ ભગવાનના ૧૮ હજાર સાધુઓને કૃષ્ણ મહારાજાએ વંદન કરીને ચાર નરક તોડી નાંખી હતી તે વાતથી કોણ અજાણ્યું છે? મહત્ત્વ ચારિત્રનું છે. ચારિત્ર ગુણ બધા ગુણોમાં શિરોમણી છે. ચારિત્ર વિણ નહિ મુક્તિ રે.

* ચારિત્ર એટલે મુક્તિમાં સીધું લઈ જનારૂં સ્પેશ્યલ વિમાન.
* ચારિત્ર એટલે મુક્તિવધૂનો દૂત.
* ચારિત્ર એટલે ભવસાગર તરવાની સ્ટીમર.
* ચારિત્ર એટલે કર્મરોગની સ્પેશ્યલ દવા.
* ચારિત્ર એટલે જન્મ મરણનું મારણ.
* ચારિત્ર એટલે મોહરાજાની રાજધાનીને તારાજ કરવાનો અણુબોમ્બ
* ચારિત્ર એટલે પાપરૂપી ગુંડાઓને ભગાડી મૂકનારી તોપ.
* ચારિત્ર એટલે આત્મશાન્તિ લેવા માટેનું સાથેરાન.

* ચારિત્ર એટલે પૂર્ણ અહિંસક જીવન જીવવાનું અનુપમ સ્થાન.
* ચારિત્ર એટલે નિષ્પાપ જીવન જીવવાનો આશ્રમ.
* ચારિત્ર એટલે કર્મશત્રુનો શત્રુ.
* ચારિત્ર એટલે કર્મ નિર્જરાનું શ્રેષ્ઠ સાધન.
* ચારિત્ર એટલે જૈન શાસનનો આધાર સ્તંભ.
* ચારિત્ર એટલે પૈસા, પત્ની, પરિવારના પૂર્ણ ત્યાગવાળું પવિત્ર જીવન.
* ચારિત્ર એટલે આંતરશત્રુઓને વશ કરવાનું અમોઘ શસ્ત્ર.
* ચારિત્ર એટલે પૂર્ણ ત્યાગી જીવન.
* ચારિત્ર એટલે પૂર્ણ વિરતિ.
* ચારિત્ર એટલે મુક્તિનો સથવારો.

સંપ્રતિ રાજાનો જીવ આગલા ભવમાં એક ભિખારી હતો. ગુરુકૃપાથી ખાવા માટે પણ ચારિત્ર લીધું. (દીક્ષા લીધી) ખૂબ ખાધું, પચ્યું નહિ. સાંજ પડતાં તો પેટમાં ભયંકર શૂળ ઉપડયું શ્રાવકો નૂતન દીક્ષિતની માંદગી સાંભળીને તુરત ભેગા થઈ ગયા. મોટા શ્રીમંત શ્રાવકો આ ભિખારીમાંથી બનેલા સાધુની ખડેપગે સેવા કરે છે, પગ દાબે છે, પેટે દવા ચોળે છે, સુખશાતા પૂછે છે, પ્રેમ બહુમાન બતાવે છે.

ત્યારે આ બિમાર સાધુ સંથારામાં પડ્યા પડ્યા એ વિચાર કરે છે કે હજુ આજ સવારે તો આ શ્રીમંત શેઠીયાઓ મને તેમના ઓટલે પણ બેસવા દેતા નહોતા, તિરસ્કાર કરતા હતા.

પણ આ ધર્મ મે લીધો તો એ જ શ્રીમંત શેઠીયાઓ મારી ભક્તિથી સેવા કરે છે અહો ! આ ચારિત્ર, આ ધર્મ ખૂબ ઊંચો છે. મેં પામરે એક માત્ર ખાવા માટે આ ધર્મ લીધો, માટે ધિક્કાર પડો મને આમ ચારિત્રની અનુમોદના કરતો કરતો મરીને બીજા જન્મમાં મોટો સંપ્રતિ રાજા બનીને સવા લાખ જિનમંદિરો અને સવા ક્રોડ નૂતન જિનમૂર્તિઓનું નિર્માણ કરાવે છે જૈન શાસનની ખૂબ જ પ્રભાવના કરે છે.

બોલો એક અર્ધા દિવસના ચારિત્રે એક ભિખારી જેવા આત્માને કેટલા ઉચ્ચ સ્થાન ઉપર મૂકી દીધો ? તેનો વિચાર કરવાની જરૂર છે, રંકમાંથી રાય બનાવી દીધો.

એક અંતર્મુહૂર્ત્ત (લગભગ ૪૮ મીનીટ) નું એક બાજુ સર્વવિરતિ ચારિત્ર=૮ વર્ષ ન્યૂન પૂર્વ ક્રોટી વર્ષનું દેશવિરતિ ચારિત્ર.

અરે ! એક અંતર્મુહૂર્ત્તના સર્વવિરતિ ચારિત્ર આગળ પૂર્વ ક્રોટી વર્ષની દેશવિરતિ પણ બરાબરી કરી શકતી નથી. કારણ કે એક અંતર્મુહૂર્ત્તના સર્વવિરતિ ચારિત્રથી ઠેઠ મોક્ષ મળે જ્યારે પૂર્વક્રોટી વર્ષની દેશવિરતિની આરાધનાથી વધુમાં વધુ બારમો દેવલોક મળે.

ક્યાં મોક્ષનું ફળ અને ક્યાં બારમા દેવલોકનું ફળ ? ક્યાં મેરૂ અને ક્યાં સરસવ ? ક્યાં સાગર અને ક્યાં સરિતા ? ક્યાં ચક્રવર્તી રાજા અને ક્યાં ઠાકોર ? ક્યાં રત્નચિંતામણી અને ક્યાં કાચ ?

આગમમાં તો ત્યાં સુધી કહ્યું છે કે એક બાજુ ઉત્કૃષ્ટ દેશવિરતિ પાલક શ્રાવક (સંવાસાનુમતિ શ્રાવક) અને બીજી બાજુ જઘન્યમાં જઘન્ય સંયમી સાધુ (સર્વવિરતિધર) તે બે વચ્ચે અંતર કેટલું ? તો કહ્યું કે પેલા ઉત્કૃષ્ટ દેશવિરતિ શ્રાવક કરતાં આવા જઘન્યસંયમી સાધુની વિશુદ્ધિ અનંતગુણી હોય.

રત્નચિંતામણી આગળ આ કાચના પડેલા ઢગલા પણ બરોબરી કેવી રીતે કરી શકે ?

કલ્પવૃક્ષ આગળ આંબાનું કે આંબલીનું ઝાડ બરોબરી કેવી રીતે કરી શકે ?

ચક્રવર્તીના વૈભવ આગળ એક ગામડાનાં ઠાકોરનો વૈભવ શા વિસાતમાં ?

એમ સંયમના સમ્રાટ એવા ચારિત્રીના આત્મિક વૈભવ આગળ ઇન્દ્રોના અને ચક્રવર્તીના વૈભવોને પણ શરમાઈ જવું પડે છે. ઈન્દ્ર અને ચક્રવર્તીના ઔદયિક ભાવના વૈભવો તેઓને સંસારમાં પાડે છે જ્યારે ક્ષયોપશમ ભાવનો સાધુનો આત્મિક વૈભવ તેને મોક્ષ મેળવી આપે છે.

એક ધનકુબેર શ્રાવક સોનાના મંદિરોથી પૃથ્વીને મંડિત કરી દે તો પણ સાધુનું તેના કરતાં એક દિવસનું સંયમ ચઢે છે.

સંયમથી અધિક સુંદર અને મહાન આ જગતમાં શું છે ?

સંયમ સર્વ સુખનું મૂળ છે.

સંયમ સિદ્ધિનું સોપાન છે, સાચા સંયમીને સ્વર્ગ અને મોક્ષ દૂર નથી.

દાન, શીલ, તપ પણ વિરતિયુક્ત હોય તો જ ઇચ્છિત ફળ આપે છે. ચારિત્રવંત મનુષ્ય સમાજ દેશ કે કોઈ પણ પ્રાણીને નુકશાન પહોંચાડતો નથી.

ચારિત્રમાં સંસારની ખટપટો હોતી નથી.

ચારિત્રમાં સાધનાની પૂરેપૂરી સાનુકૂળતા છે

ચારિત્ર એટલે સ્વાધીન અને શ્રમજીવી જીવન.

મનુષ્ય જીવનની સફળતા ચારિત્રના પાલનથી છે.

જ્યાં સુધી જૈનને આ મોક્ષ મેળવવા માટેનું ચારિત્ર ન મળે ત્યાં સુધી પોતાને અપૂર્ણ માને–અધન્ય માને.

ષટ્કાયની રક્ષા ચારિત્ર લેવાથી જ થાય અને ષટ્કાયની રક્ષા એટલે જ આત્મરક્ષા. આત્મરક્ષાની સલામતી માટે ષટ્કાયના જીવોની રક્ષા અનિવાર્ય છે.

જે પુણ્યાત્માઓ આ ષટ્કાયના જીવોને અભયદાન આપે છે–રક્ષા કરે છે તેને પછી તે ષટ્કાયમાં કદી ઉત્પન્ન થવુ પડતું નથી. ષટ્કાયની સંહારલીલામાંથી કોઈ બચાવનાર હોય તો ચારિત્ર–જીવન છે. ષટ્કાયને બચાવવાની છે તે પણ આત્મ પરિણામની રક્ષા માટે.

પોતાના ભાવ પ્રાણોની ( જ્ઞાનાદિ ) રક્ષા માટે ષટ્કાયની રક્ષા એ અસાધારણ ઉપાય છે.

ચારિત્રશીલ જીવનથી જગતમાં શાંતિ વધે છે.

આ ચારિત્રના ૭૦ પ્રકાર છે:—

૫ વ્રત + ૧૦ શ્રમણ ધર્મ + ૧૭ પ્રકારનું સંયમ + ૧૦ પ્રકારની (જણની) વૈયાવચ્ચ + ૯ બ્રહ્મચર્યની ગુપ્તિ + ૩ રત્નત્રયી + ૧૨ પ્રકારનો તપ + ૪ કષાયનો નિગ્રહ = ૭૦ પ્રકાર ચારિત્રના.

આ ચારિત્રધર્મ તીર્થંકરદેવોએ જાતે પાળ્યો અને પ્રરુપ્યો છે.

ચારિત્ર મોહનીયના ક્ષયોપશમથી આ ચારિત્રગુણની પ્રાપ્તિ થાય છે (૬–૭ ગુણઠાણાની દૃષ્ટિએ)

આ ચારિત્રપદનો અધિકારી મનુષ્ય છે. પાંચે ઇન્દ્રિયો અને મન સલામત હોય, સંસારની નિર્ગુણતા, વિષયોની ક્ષણભંગુરતા, મનુષ્યજન્મની દુર્લભતા જાણી ગુરુને સમર્પિત બનેલો અલ્પકષાયી મંદ હાસ્યવાળો વિનિત એવો મનુષ્ય આ ચારિત્રધર્મ માટે અધિકારી છે.

જૈન સાધુઓ આજે પણ આવું કઠીન ચારિત્ર પાળે છે. તેઓની રાત–દિવસની ચર્યા તદ્દન પવિત્ર હોય છે.

* પંચ મહાવ્રતના પાલનવાળા ચારિત્રપદને નમસ્કાર કરો.

* સમિતિ ગુપ્તિના પાલનવાળા ચારિત્રપદને નમસ્કાર કરો.

* ષટ્જીવનિકાયના પાલનવાળા ચારિત્રપદને નમસ્કાર કરો.

* સત્ય ધર્મના પાલનવાળા ચારિત્રપદને નમસ્કાર કરો.

* પૂર્ણ બ્રહ્મચર્યના પાલનવાળા ચારિત્રપદને નમસ્કાર કરો.

* સર્વથા અપરિગ્રહી એવા ચારિત્રપદને નમસ્કાર કરો.

* સર્વ ત્યાગમય ચારિત્રપદને નમસ્કાર કરો.

* સંવર નિર્જરામય ચારિત્રપદને નમસ્કાર કરો.

* મોક્ષદાયક ચારિત્રપદને નમસ્કાર કરો.

* પરમ પવિત્ર એવા ચારિત્રપદને નમસ્કાર કરો.

* કર્મરોગનો નાશ કરનાર ચારિત્રપદને નમસ્કાર કરો.

* આધિ, વ્યાધિ, ઉપાધિ વિનાના ચારિત્રપદને નમસ્કાર કરો.

* 'હું અને મારા'ની પકડમાંથી છોડાવનાર ચારિત્રપદને નમસ્કાર કરો.

* પૈસા અને સ્ત્રીના પાપમાંથી ઉગારનાર ચારિત્રપદને નમસ્કાર કરો.

* જ્ઞાન ધ્યાનનાં શીતળ પાણી પાનાર ચારિત્રપદને નમસ્કાર કરો.

* નિરંતર વૈરાગ્ય અને વિરતિના પાઠ ભણાવનાર ચારિત્રપદને નમસ્કાર કરો.

* સંવેગ રસના સાગરમાં નિત્ય સ્નાન કરાવનાર ચારિત્રપદને નમસ્કાર કરો.

* રાગદ્વેષ મોહનો સમૂળ નાશ કરનાર ચારિત્રપદને નમસ્કાર કરો.

* પંચાચારનું પવિત્ર પાલન કરાવનાર ચારિત્રપદને નમસ્કાર કરૂં છું.
* મમતાને મારનાર ચારિત્રપદને નમસ્કાર કરૂં છું.
* વિષય તૃષ્ણાને તગડી મૂકનાર ચારિત્રપદને નમસ્કાર કરૂં છું.
* ભોગરૂપી ભોરીંગને ભગાડી મૂકનાર ચારિત્રપદને નમસ્કાર કરૂં છું.
* સદ્‌ગુરુની નિરંતર છત્રછાયા આપનારા ચારિત્રપદને નમસ્કાર કરૂં છું.
* શાસ્ત્ર સ્વાધ્યાયના વ્યાસંગી બનાવનાર ચારિત્રપદને નમસ્કાર કરૂં છું.
* પરોપકારના પાઠ ભણાવનાર ચારિત્રપદને નમસ્કાર કરૂં છું.
* મોક્ષનું સર્વશ્રેષ્ઠ પદ આપનાર ચારિત્રપદને નમસ્કાર કરૂં છું.

આવા અચિંત્ય પ્રભાવશાળી ચારિત્રપદ ઉપર રહેલા પંચ-મહાવ્રતધારી પવિત્ર મુનિઓના ઉપાસક બનવું જોઈએ. આવો લાખો ભવોએ પણ દુર્લભ ચારિત્રગુણ જેઓએ પ્રાપ્ત કર્યો છે એવા પવિત્ર મુનિઓના ચરણોમાં રોજ વંદના કરો, તેઓનું ભાવથી સન્માન કરો, વિનય કરો, ભક્તિ બહુમાન કરો. ભાવ-પૂર્વક તેઓના સંયમગુણની પ્રશંસા, અનુમોદના કરો, તેઓના મહાન ઉપકારોને યાદ કરો. પંદર ક્ષેત્રોમાં રહેલા બે હજાર ક્રોડ મુનિઓને ભાવપૂર્વક રોજ વદના કરી તેઓ પાસે સંયમ ગુણની માગણી કરો. અમને તમારા જેવા ચારિત્રી (સંયમી) બનાવો એવી અંતઃકરણથી રોજ પ્રાર્થના કરો. એવા પવિત્ર

સાધુઓનું શરણ સ્વીકારો. ચારિત્ર લેવા માટેના રોજ મનોરથ કરો. જ્યાં સુધી ચારિત્રપદ ન મળે ત્યાં સુધી અમુક પ્રિય વસ્તુ ત્યાગ એવી પ્રતિજ્ઞા કરો.

અમે ચારિત્રપદ મેળવવા જન્મ્યા છીએ અને તે મેળવીને જ મરીશું એવો નિર્ધાર કરો.

સંયમી સાધુઓની નિઃસ્વાર્થ સેવાથી જલ્દી ચારિત્રમોહનીય કર્મ તૂટી જશે.

છેલ્લે અનંતકલ્યાણનું સાધક એવા સમ્યગ્ચારિત્રપદને નમસ્કાર કરી આ પ્રકરણ સમાપ્ત કરૂં છું.

अस्तु



# પદ ૯મું : સમ્યગ્ તપ

## સમ્યગ્ તપ

ચારિત્રનું મુખ્ય કામ નવાં કર્મોનું આગમન રોકવાનું છે. જ્યારે આ તપનું કામ પૂર્વે આત્મામાં દાખલ થયેલા કર્મ-કચરાની સાફસુફી કરવાનું છે.

ચારિત્ર એ મોહરાજાનું લશ્કર ધર્મરાજાની રાજધાનીમાં ઘૂસી ન આવે માટે નગરના દરવાજા બંધ કરી દે છે. જ્યારે તપ રૂપી તોપ તો નગરના દરવાજા ઉપરથી મોહરાજાના લશ્કરને ભગાડી જ મૂકે છે.

તપ રૂપી સેનાપતિ એ ધર્મરાજાના સૈન્યનો પ્રાણ છે. આ એક જ તપ રૂપી વીરયોદ્ધાથી આખું મોહરાજાનું સૈન્ય ધ્રુજી ઊઠે છે જેમ ચંદ્રગુપ્ત રાજાના દરબારમાં એક ચાણુકયથી દુશ્મનો સદા ડરતા રહેતા, હુમલો કરવાની હામ ભીડી શકતા નહિ, તેમ આ તપ રૂપી ચાણુકયની હાજરીથી ધર્મરાજાના દુશ્મનો હલ્લો કરવાની હામ ભીડી શકતા નથી. તપની શક્તિ એટલી બધી અગાધ છે કે કોઈ તેની તાકાત આગળ ટકી શકતું જ નથી. તપના નામથી જ મોહરાજાનું સૈન્ય ગભરાઈને છેટું રહે છે. તપ રૂપી વજ્રના પ્રહારથી યુગો જુના કર્મના પર્વતોના ચુરે ચૂરા થઈ જાય છે.

હજારો આરાઓ જુનું કર્મનું જંગી વન પણ તપરૂપી દાવાનળમાં સળગીને ખાખ થઇ જાય છે.

અસંખ્યેય જન્મો જુના પાપ કર્મો પણ એક ક્ષણમાં તપ રૂપી ભડ ભડ અગ્નિથી રાખ થઇ જાય છે.

આ તપ ધર્મનું શરણ લેનાર વિષયવાસના અને વિકારોથી કદીયે પીડાતો નથી.

આહાર સંજ્ઞા અને મૈથુન સંજ્ઞા રૂપી ડાકણો તો આ તપ રૂપી મંત્રવાદીથી ખૂબ જ ગભરાય છે.

મોહરાજા ખૂદ આ તપ રૂપી સુદર્શનચક્રધારીથી દૂર ભાગે છે.

શીવસુંદરીને પણ આ તપથી વશ થવું પડે છે.

જગતના તમામ મંત્રો, તંત્રો, યંત્રો, વિદ્યા શક્તિઓ ઉપર આ તપ આધિપત્ય ધરાવે છે. અર્થાત્ તપ રૂપી ભગવાનની અનન્ય મનથી ભક્તિ કરનારને મંત્રો તંત્રો યન્ત્રો વિદ્યાઓ તુરત સિદ્ધ થાય છે. તપ વિના સિદ્ધિ ક્યાં છે ? સ્વર્ગના દેવો અને ઇન્દ્રો પણ તપ રૂપી ભગવાનના ભક્તની સેવામાં હાથ જોડીને ઊભા રહે છે.

ઇન્દ્રના ઇન્દ્રાસનને આ તપ મેળવી આપે છે. આ તપને કોઇપણ કાર્ય અશક્ય નથી.

આ તપને કોઈપણ દુનિયાનું પદ મેળવી આપવું રમત વાત છે.

અરિહંતને અરિહંત પદ અપાવનાર પણ આ ઉપકારી તપ છે હોં !

સિદ્ધોને સિદ્ધ પદ અપાવનાર પણ આ તપ રૂપી ઉપકારી પુરુષ છે હોં !

આચાર્યને આચાર્યપદ અપાવનાર પણ આ તપ રૂપી કૃપાળુ દેવ છે હોં !

ઉપાધ્યાયને ઉપાધ્યાય પદ અપાવનાર પણ આ તપ રૂપી પરમમિત્ર છે હોં !

સાધુને સાધુપદ અપાવનાર પણ આ તપ રૂપી પિતા છે હોં !

આ વિશ્વનાં સર્વોચ્ચ પદો–સ્થાનો જો તપ રૂપી ભગવાનની સેવાથી મળે તો પછી બીજા તુચ્છ દુન્યવી પદો–અધિકારો મળે એમાં તો શું નવાઈ છે ?

આ તપ રૂપી ભગવાનની જેના ઉપર કૃપા ઉતરી તેનો તો બેડો પાર સમજવો. આ તપ રૂપી ભગવાનના ભક્તની સર્વ આપત્તિઓ દૂર ભાગી જાય છે.

અશક્ય લાગતી વાતો તુરત શક્ય બની જાય છે. અસાધ્ય જણાતા રોગો અને દર્દો પણ ડરીને દૂર ચાલ્યા જાય છે. શત્રુઓ પણ ફાવી શકતા નથી. સર્વ પ્રકારની ઈચ્છાઓ પૂર્ણ થાય છે. ચક્રવર્તીને ષટ્ખંડ સાધવામાં આ તપ રૂપી દેવે સહાય કરી હતી હોં ! કૃષ્ણ મહારાજાના કરોડો સૈનિકો ઉપર મૂકેલી જરાસંઘે જરા નામની વિદ્યા તેનાથી સૈન્યને

મુક્ત કરવા માટે યુદ્ધના મેદાન ઉપર કૃષ્ણ મહારાજાને અઠ્ઠમ તપ કરી પદ્માદેવીની આરાધના કરવી પડી હતી ને ? લૌકિક કે લોકોત્તર કાર્યોની સિદ્ધિમાં તપ એ મુખ્ય સાધન છે

દૃઢપ્રહારી અને અર્જુનમાલી જેવા ઘોર હત્યારાઓને પણ પાવન કરી પરમ પદના ભોક્તા બનાવનાર આ તપરૂપી શ્રેષ્ઠ બંધુ છે હો !

દુરાચારીઓને સદાચારી બનાવે આ તપ
વિષયલંપટને બ્રહ્મચારી બનાવે આ તપ
મહાપાપીને મહાધર્મી બનાવે આ તપ
મહાવિકારીને નિર્વિકારી બનાવે આ તપ
સંસારીને સિદ્ધ બનાવે આ તપ
આઉધરાને તપસ્વી બનાવે આ તપ
અસ્થિરને સ્થિર બનાવે આ તપ
અસાધ્યને સાધ્ય બનાવે આ તપ
શત્રુને મિત્ર બનાવે આ તપ
રોગીને નિરોગી બનાવે આ તપ
રંકને રાજા બનાવે આ તપ
નોકરને શેઠ બનાવે આ તપ

વક્રને સીધું બનાવે તપ.

અવળા ગ્રહોને સવળા બનાવે તપ.

તન મનના રોગોને કાઢે તપ.

તપ એ ધ્યાનરૂપી મહેલ ઉપર ચઢવા માટેની લીફ્ટ છે. યોગની સિદ્ધિનો પ્રાણ છે. નિકાચિત કર્મોની પણ કત્લેઆમ કરનાર તપ છે. તપના પ્રભાવથી દુશ્મનો પણ દુ:ખ આપી શકતા નથી દ્વારિકામા જ્યાં સુધી આયંબીલ તપ ચાલુ હતો ત્યાં સુધી કોપાયમાન થયેલો દ્વીપાયન ઋષિનો જીવદેવ તે નગરીને બાળી શકયો નહિ. પણ દ્વારિકાના લોકોએ જરાક પ્રમાદમાં પડીને આયંબિલ કરવાનું બંધ કર્યું ત્યાં લાગ જોઇને દ્વીપાયન ઋષિના જીવદેવે બાર યોજન લાંબી અને નવ યોજન પહોળી દ્વારિકાને નાગરિકો સહિત બળીને ખાખ કરી નાંખી.

ઓહો ! એક આયંબીલનો પણ પ્રભાવ કેટલો કે દેવ (દ્વીપાયન ઋષિનો જીવ) પણ તે તપના તેજને સહી ન શકવાથી વર્ષો સુધી થભી ગયો હતો

અરે ! ખૂદ ભગવાન મહાવીરસ્વામીએ તે જ ભવમા પોતાની મુક્તિ નક્કી જાણવા છતાં પણ દીક્ષા લઇને સાડાબાર વર્ષ સુધી કેટલો બધો ઘોર ઉગ્ર વીર તપ કર્યો ? તીર્થંકરો પણ ઘાતીકર્મોનો સમૂળ નાશ કરવા ઉગ્ર તપ તપે છે, તો બીજા જીવોએ પોતાની કર્મ નિર્જરા માટે કેટલો બધો તપ કરવો તે સમજવાની જરૂર છે.

આજે કેટલા સગવડપ્રિય ધર્મપથો નીકળ્યા છે. તે કહે છે કે તપ કરવાની જરૂર નથી. 'તમે તારે ૩૬૦ દિવસ ખા ખા કરો, તો કાંઈ તમારી મુક્તિ અટકી જવાની નથી તપ એ તો લાંઘણુ છે લાંઘણુ.' એમ મિથ્યા પંથો કહે છે. વર્ષી-

તપ કરનારની ટીકા કરે છે. પણ તે આહારના કીડાઓને ક્યાં ખબર છે કે તપ એ તો આત્માનો એક મહાન ક્ષયોપશમ-ભાવનો ગુણ છે તપનું અલ્પ કષ્ટ એ તો જીવને જન્મ-જરા મરણના અનંત કષ્ટો બચાવનાર છે.

કર્મરોગનું ઓપરેશન કરાવવું હોય તો થોડુંક સહન પણ કરવુ પડે તપના કષ્ટથી ગભરાઈને કે તપ પ્રત્યેના તિરસ્કારથી જે માનવો આવા સકલ દુઃખોના એક ઔષધ તુલ્ય તપથી આઘા રહે છે તે તે જીવોનું પરલોકમાં શું થશે તેની તો કલ્પના પણ કંપાવી દે છે.

તપ ન બને તો ન કરવો, પણ તપ પ્રત્યે અશ્રદ્ધા, તિરસ્કાર, તપ કરતાને રોકવા, તપની નિંદા કરવી. એ તો તીર્થંકરોનું ઘોર અપમાન કરવા જેવુ છે

બારે પ્રકારનો તપ ભગવાન તીર્થંકરદેવોએ ઉપદેશેલો છે. તેઓએ સ્વયં પોતાના જીવનમાં આચર્યો પણ છે

નંદન ઋષિના ભવમાં રાજવૈભવોનો ત્યાગ કરી દીક્ષા લઈને ભગવાન મહાવીરસ્વામીના જીવે ૧ લાખ વર્ષ સુધી સતત મહિનાના પારણે મહિનાના ઉપવાસ કર્યા છે તપ નકામો હોત, તપની મોક્ષ માટે, કર્મ નિર્જરા માટે જરૂર ન હોત તો આવા મહાજ્ઞાની તીર્થંકરો ગણધરો ઋષિઓ હજારો લાખો વર્ષો સુધી તપશ્ચર્યા શું કામ કરત? શું તેમને રોજ ખાધેલું પચતું નહોતું? શું ખાવાનું ભાવતું નહોતું? શું તેઓને ખાવા-પીવાનું મળતું નહોતું? કે આવો ઘોર ઉગ્ર તપ કરતા!

તત્ત્વાર્થસૂત્રમાં પણ પૂજ્યપાદ પૂર્વધર મહર્ષિ ઉમાસ્વાતી મહારાજાએ પણ કહ્યું છે કે 'तपसा निर्जरा' તપથી કર્મની નિર્જરા થાય છે.

શું તપ કરનારાઓને આજના સગવડપંથીઓ મુર્ખા ભોટ સમજે છે કે શું ? અને ૩૬૦ દિવસ ખા ખા કરનારા પોતાને અને ભક્તોને ડાહ્યા શાણા શાસ્ત્રવેત્તા સમજે છે કે શું ?

જીંદગીપર્યંત ખાવા-પીવામાં તો કોઈપણ ભારતીય આસ્તિક દર્શનકારોએ માનવજીવનની સફળતા માની નથી. પણ આજે સસ્તો અને સગવડીઓ ધર્મ વેચવા નીકળેલા કાનજી વગેરે પંથીઓ આવા તારક તપ ધર્મના શત્રુ-વિરોધી બની બેઠા છે, તે એક અત્યંત દુઃખની બીના છે સમજીને વિવેકપૂર્વક તપ કરે તેને તપના લાભ સમજાય, બીજાને નહિ. સાકરનો સ્વાદ કેવો છે ? તે તો મોંઢામાં મૂકે ત્યારે ખરેખર સમજાય કેવળ વાતોથી કે વર્ણનથી કેટલી વસ્તુના લાભ, મહિમા, પ્રભાવ સમજાતા નથી. જાત ઉપર પ્રયોગ કરીને પછી તેના લાભ સમજવા પ્રયત્ન કરવા જેવો છે

અનંતજ્ઞાનીઓએ પોતાના અનંત જ્ઞાનમાં સાક્ષાત જોઈને સકલ સિદ્ધિના સાધન તરીકે તપ ધર્મ બતાવ્યો છે. એવા અનંતજ્ઞાનીની વાતનો વિરોધ અલ્પ બુદ્ધિવાળાએ કરવો એ એક પ્રકારની પોતાના હૃદયની અત્યંત ધૃષ્ટતાનુ જ પ્રદર્શન કરવા બરાબર છે.

જે ભારતભૂમિ ઉપર અત્યાર સુધીમાં લાખો ઋષિ-મુનિ ઓએ લાખો વર્ષો સુધી ઉગ્ર તપ કરીને લોકોપયોગી મહાન

આત્મસિદ્ધિઓ હાંસલ કરી છે, અને એ જ ભારત ઉપર આજે થયેલા મિથ્યાપંથીઓ તપ ધર્મની અને તપસ્વીઓની ઠેકડી ઉડાડે, તપને નિરુપયોગી કહે, લાંઘણ કહે. લોકોને ઊંધો ઉપદેશ આપી તપ ધર્મથી ભ્રષ્ટ કરે છે તે ખરેખર શોચનીય પરિસ્થિતિ છે.

કષ્ટ અને ક્રિયા વગરનો ધર્મ કોઇ બતાવતું હોય તો આજના મોટાભાગના માનવોને તે જોઇએ છે. એટલે તકસાધુ કહેવાતા કેટલાક સંતો–યોગીઓ એવો કષ્ટ અને ક્રિયાકાંડ વગરનો ધર્મપંથ કાઢીને લોકોને આકર્ષક જાહેરાતથી બોલાવે છે કે તમારે જો સહેલાઈથી દેહકષ્ટ અને ક્રિયાકાંડ કર્યા વગર મુક્તિમાં જવું હોય તો આવો અમારા પંથમાં. તમને સહેલાઈથી તપ, જપ, ક્રિયા, ત્યાગ, બ્રહ્મચર્ય પાળ્યા વિના પણ સમાધિ, આત્મસાક્ષાત્કાર કરાવી દઈશું. ધર્મપ્રિય ભોળી જનતા આવા તકસાધુઓથી ભોળવાઇને સત્ય ધર્મનો ત્યાગ કરીને ઉભયભ્રષ્ટ થાય છે.

દ્વાદશાંગીના સ્વયં પ્રણેતા, ચાર જ્ઞાનના ધણી, ૫૦ હજાર કેવળજ્ઞાની શિષ્યોના ગુરુ ગૌતમસ્વામી (ભગવાન મહાવીરના પ્રથમ શિષ્ય) પણ દીક્ષા લઇને છઠ્ઠને પારણે છઠ્ઠ કરતા હતા.

ઢંઢણઋષિ પણ છઠ્ઠને પારણે છઠ્ઠ કરતા હતા કૃષ્ણમહારાજાની પટ્ટરાણીઓએ દીક્ષા લઇને ઘોર ઉગ્ર તપ કરી કરીને કાયાને હાડપિંજર જેવી બનાવી દીધી હતી. તે તપના પ્રભાવથી બધી જ રાણીઓ મોક્ષમાં ગઇ છે.

રામાયણમાં વિશલ્યાનો પ્રસંગ આવે છે રાવણે મૂકેલી મહાવિદ્યાથી લક્ષ્મણની છાતી ચીરાઈ જાય છે, પ્રાણાંતદશામાં યુદ્ધભૂમિ ઉપર પડ્યા છે. તે વખતે વિશલ્યાએ આવીને માત્ર પોતાના કરસ્પર્શથી લક્ષ્મણજીના ઘા રૂઝવી નાંખ્યા અને તેના તપના પ્રભાવથી પેલી મહાશક્તિ ભાગી છૂટી. વિશલ્યાએ પૂર્વજન્મમાં ઘોર તપ કર્યો હતો.

તામલી તાપસે અજ્ઞાનપણામાં પણ સાઠ હજાર વર્ષ સુધી છઠ્ઠના પારણે છઠ્ઠ અને પારણામાં એકવીસ વાર પાણીથી ધોયેલા ચોખા વાપરતા તો મરીને બીજા દેવલોકમાં ઈશાનઈન્દ્ર બન્યો.

ધન્ના અણગાર એક ગર્ભશ્રીમંતનો નવયુવાન લાડીલો એકનો એક દીકરો. તેણે પણ ૩૨ ક્રોડ સોનૈયા અને ૩૨ રમણીઓનો ત્યાગ કરીને વીર ભગવાન પાસે દીક્ષા લઈને તુરત જીંદગી પર્યંતની ઘોર પ્રતિજ્ઞા (અભિગ્રહ) કરે છે કે ‘ આજથી મારે જીંદગી પર્યંત છઠ્ઠને પારણે આયંબીલ કરવા.’ તેનાથી ઓછો તપ તો કદીયે કરવો નહિ.

નવ મહિનાના ચારિત્રપર્યાયમાં તો કાયાને તપથી કૃશ બનાવીને ધર્મથી આત્માને પુષ્ટ બનાવીને કાળધર્મ પામીને સર્વાર્થસિદ્ધ નામના વિમાનમાં શ્રેષ્ઠ દેવ અવતાર આપ્યા, એકાવતારી બની ગયા, મોક્ષે જશે.

આ શાસ્ત્રસત્ય તપના મહિમાનું પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. આત્મિક સિદ્ધિઓ કે ભૌતિક સિદ્ધિઓ સિદ્ધ કરવા માટે તપ વગર કોને ચાલ્યું છે ?

જૈન શાસ્ત્રોમાં અનેક પ્રકારના તપોનું વર્ણન કરેલું છે દા. ત. બૃહદ્‌નિષ્ક્રિડિત તપ, લઘુ નિષ્ક્રિડિત તપ, સિદ્ધિ તપ, ઇન્દ્રિય જય તપ, કર્મસૂદન તપ, વર્ષીતપ, વર્ધમાનતપ, નવપદનો તપ, છ માસી તપ, ચૌમાસી તપ વગેરે.

ઈતર ધર્મના શાસ્ત્રોમાં તપનું સ્પષ્ટ વર્ણન છે મૃત્યુંજય તપ, ચાન્દ્રાયણ તપ વગેરે. આજે રોગીને લાંબા ઉપવાસ કરાવીને અસાધ્ય ગણાતા રોગોને દૂર કરવામાં આવે છે.

મનુષ્યના દેહને અને મનને સ્વચ્છ રાખવા પણ તપની ખૂબજ આવશ્યકતા છે.

ઉપવાસના દિવસે જે મનમાં શાંતિ હોય છે તે ઉપવાસ સિવાયના દિવસોમાં નથી હોતી એમ ઘણા માનવોના મુખે સ્વયં સાંભળ્યું છે અને સ્વયં કંઇક અનુભવ પણ એવો છે અસ્વસ્થ મનને સ્વસ્થ કરવા માટે ઉપવાસ આયબિલ જેવુ બીજું કોઈ સાધન નથી.

તમારૂં મન જ્યારે ખૂબ અસ્વસ્થ બની ગયું હોય, કેમે કરીને સ્વસ્થ બનતું ન હોય તો તમે ત્રણ ઉપવાસ લાગટ કરીને કે ત્રણ લાગટ આયંબીલ કરીને પ્રયોગ કરી જુઓ કે કેવો ચમત્કારિક લાભ થાય છે ?

મુંબઈ દાદરમાં સંવત ૨૦૨૫નું અમારૂં ચાતુર્માસ હતું. ત્યાં એક યુવાન પરામાંથી મારી પાસે રાતના આવ્યો. પોતાની જીવન કથની મને અથથી ઇતિ સુધી કહી. એક તો તેનું

જીવન પતનના માર્ગે હતું ઉપરાંતમાં મોટાભાઈ સાથે તેને જરાયે બનતું નહિ રોજ મોટાભાઈ જોડે તેને ઝગડો થાય. બને ભાઈઓને પછી બોલવાનો પણ સંબંધ રહેલો નહિ. તેની સ્ત્રી પીયર હતી. આ ભાઈ આડા માર્ગે ચઢી ગયેલા. પણ હૃદયનો ખૂબ જ નિખાલસ લાગ્યો.

મને કહે કે સાહેબ જીવનમાં આટલી નાની ૨૨ વર્ષની ઉંમરમાં 'હું લગભગ બધાં જ પાપ કરી ચૂકયો છું.' તેમાં મોટાભાઈ સાથે જરાયે બનતું નથી. ખૂબ જ હવે બેચેન બની ગયો છુ તો કાંઈક રસ્તો બતાવો તો આપનો જીંદગી સુધી ઉપકાર નહિ ભૂલું !

મે આ યુવાનને કહ્યું કે તું હમણાં થોડાક દિવસ સુધી કોઇ પવિત્ર તીર્થધામમાં પહોંચી જા. ત્યાં અરિહંતનો જાપ કરજે. પછી સીધો મારી પાસે આવજે. તેણે તે પ્રમાણે કર્યું. મે કહ્યું કે કેમ કંઈક મનોવૃત્તિઓમાં ફરક પડ્યો કે નહિ? તો યુવાને કહ્યું કે મારી આ ચાર દિવસમાં તો ઘણી જ અશાંતિ દૂર થઈ છે. પણ હજુ મન બજારૂં સ્ત્રીઓ તરફ ખેંચાય છે તો શું કરવું? તો મેં કહ્યું કે જો બને તો તું વર્ધમાનતપનો પાયો નાંખ. વીસ દિવસનો તપ છે, તેથી તારૂં મન અને ઇન્દ્રિયો નિર્વિકારી બનશે. મનને શાંતિ પણ મળશે મારા કહેવાથી તેણે તે તપ પૂરો કર્યો પછી તો પોતે જાતે આવીને મારી પાસેથી પરસ્ત્રીગમનત્યાગની પ્રતિજ્ઞા લઇ ગયો. અભક્ષ્ય ખાવાનું છોડી દીધું. વેશ્યા પાસે લઈ જનાર હલકા મિત્રનો સંગ પણ છોડી દીધો અને મોટાભાઇનું દુઃખ.

હતું તે પણ દૂર આપોઆપ થઇ ગયું. મોટાભાઈને દેશમાં રહેવા જવાનું થયું.

આમ તપથી તો ઘણાઓના જીવન પરિવર્તન થઇ ગયાં છે, અનિષ્ટો અને આપત્તિઓ ભાગી ગઈ છે.

સં. ૨૦૧૮ની સાલની પ્રાયઃ આ વાત છે. અમે ગુજરાતમાં શંખેશ્વરજી તીર્થમાં હતા. ત્યાં એક સારા અધિકાર ઉપર હતા એવા ભાઇ મળ્યા અમે પૂછ્યું કે તમે કયા ગામના છો? શું કરો છો? તો તેમણે પોતાનું ગામ નામ અને સરકારી સર્વિસની વાત અમને કહી

તેમણે કહ્યું કે મારા ઉપરી અધિકારીએ મારા ઉપર ખોટો આક્ષેપ મૂકવાથી મને ઊંચો હોદ્દો મળતો હતો તે મારે ગુમાવીને આજે સાવ બેકાર બની જવું પડ્યું છે. પછી કોઇએ મને કહ્યું કે જાઓ શંખેશ્વર, ત્યાં જઈને કરો અઠ્ઠમ તપ અને સાથે શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનનો જાપ. તે કરવાથી બધું બરાબર થઈ જશે તેથી હું અહિં અઠ્ઠમ કરવા આવ્યો છું. આ પછી તે ભાઇએ ત્યાં અઠ્ઠમ જાપ વગેરે કર્યા. પછી પારણું પણ કર્યું. તે જ દિવસે તેના બીજા ઉપરી અધિકારીનો તાર આવ્યો કે તમારા ઉપર જે આક્ષેપ મૂકવામાં આવેલો તે અસત્ય પૂરવાર થયો છે અને તમને સર્વિસમાં ચાલુ રાખવામાં આવે છે અને તમને બઢતી પણ આપવામાં આવે છે, માટે તુરત સર્વિસ ઉપર આવી જાવ.

આ તાર વાંચીને તે ભાઈ હરખાતા હરખાતા તે તાર લઈને અમારી પાસે આવ્યા ને કહે કે સાહેબ! મારે તો અઠ્ઠમ તપ અને જાપ તુરત ફળ્યો.

આવા તો અનુભવ વર્તમાનમાં ઘણા પુણ્યાત્માઓને થયેલા છે. ભૌતિક મુશ્કેલીઓ હોય કે કર્મની મુશ્કેલીઓ હોય પણ તપ કરવાથી બધી જ મુશ્કેલીઓને અંતે ભાગવુ પડે છે.

જીવનના જટિલ પ્રશ્નો પણ તપથી તુરત હલ થઈ જાય છે.

ઐહિક કે પારલૌકિક કલ્યાણકારી હોય તો તપધર્મ છે.

તપધર્મનું નિષ્કામ બુદ્ધિથી શરણુ લેવાથી સર્વ સુખની સિદ્ધિ થાય છે. 'सब सलामत' બની જાય છે

જૈનધર્મમાં તપને કર્મનિર્જરાનું સર્વશ્રેષ્ઠ સાધન માનેલું છે.

આ તપનો એક જ પ્રકાર નથી પણ બાર પ્રકારો છે, અને દરેક પ્રકારના તપનું જુદુ જુદુ કાર્ય છે.

૧. અનશનતપથી ખાઉં ખાઉંની રાક્ષસી વૃત્તિ કાબુમાં આવે છે. આહારસંજ્ઞા, (ખાવાની લત) ઉપર કાબુ આવે છે. ખાવા-પીવાની વૃત્તિઓ અંકુશમાં આવે છે અને અંતે આત્માને પોતાનું અનાહારીપદ પ્રાપ્ત થાય છે. ખાવું-પીવું તે આત્માનો મૂળ સ્વભાવ નથી. આત્માનો મૂળ સ્વભાવ તો ન ખાવું ન પીવું તે છે.

૨. ઉણોદરીતપથી આહારની વૃદ્ધિ ઘટે છે. ઠાંસી ઠાંસીને

આકંઠ ખાવાની વૃત્તિ ઉપર કાબુ આવે છે, અને શરીરનું આરોગ્ય સ્ફુર્તિ સારી રહે છે.

૩. વૃત્તિસંક્ષેપતપથી વિવિધ જાતજાતનું ખાવાની વૃત્તિ ઉપર અંકુશ આવે છે.

૪. રસત્યાગ તપથી સારૂં સારૂં સ્વાદવાળું (ટેસ્ટફુલ) ખાવાની જે જીવની કુટેવ તે ધીરે ધીરે દૂર થાય છે. સ્વાદવૃત્તિને જીતવા આ તપ રામબાણ ઉપાય છે.

૫. કાયકલેશ તપથી શરીરની સુખશીલીયાવૃત્તિ કે જે કષ્ટવાળા ધર્મથી જીવને દૂર રાખે છે, અસહિષ્ણુ બનાવે છે, તેને દૂર કરી દુઃખ–કષ્ટને સહર્ષ સહન કરવાની શક્તિ આપે છે મોટેભાગે સંસારી જીવન દુખો અને કષ્ટોવાળું હોય છે અજ્ઞાન પ્રાણીઓ ઓચિંતુ દુઃખ કષ્ટ આવી પડતાં રોવા માંડે છે, દીન બની જાય છે, શોક સંતાપ કરે છે. જ્યારે પહેલેથી ધર્મબુદ્ધિથી ધર્મ નિમિત્તે કષ્ટ વેઠવાનો મહાવરો (ટેવ) પાડયો હોય તો પછી તે કષ્ટને આનંદથી સહી લેવાય છે, માટે સહિષ્ણુતાગુણ કેળવવા આ તપ છે.

૬. સંલીનતાતપથી જીવનમાં રહેલું અસ્થિરતારૂપી શલ્ય તેને દૂર કરી શકાય છે, સ્થિરતા ગુણ આવે છે. આસન સ્થિરતા તો યોગનું એક અંગ છે. તે આ તપથી સિદ્ધ થાય છે.

૭ પ્રાયશ્ચિત તપથી જીવમાં અનાદીકાળથી એક કુટેવ–દુર્ગુણ છે કે પોતાના જીવનના પાપો, દોષો, ભૂલો, દુર્ગુણો કોઇને જણાવવા નહિ. ખરાબ હોઈએ તો પણ દુનિયામાં સારા દેખાવાનો ડોળ કરવો. આ તપથી જીવનમાં થયેલા પાપો, દોષો, ભૂલો તેને સુયોગ્ય ગભીર જ્ઞાની ગુરુ મહારાજ પાસે જઇને મુક્ત મને (મનનો મેલ મૂકીને) જણાવી દઇને પ્રાયશ્ચિત લઈ શુદ્ધ–પવિત્ર થવાય છે.

૮. વિનય તપથી માનવજાત સહજ જે અહંભાવ (અભિમાન) તેનો નાશ થાય છે. ' હું ઊંચો, બીજા નીચા ' ' હું બધું જાણું, બીજા શું જાણે ? ' આવી જે બીજા જીવોને નીચ–હલકા–ઉતરતા–હલકટ માનવાની મલીન મનોવૃત્તિ તે ગુણવાન પુરુષોનો વિનય કરવાથી નાશ પામે છે.

જેનાથી કર્મનો નાશ થાય તેનું નામ વિનય. ' विनय मूलो धम्मो ' વિનય ધર્મનું મૂળ પણ છે. આ વિનયગુણ સર્વગુણોનું મૂળ છે. અભિમાન એ સર્વ-દુર્ગુણોનું મૂળ છે. અભિમાનને દૂર કરવા વિનયતપની આરાધના કરો.

૯ વૈયાવચ્ચ તપથી સ્વાર્થવૃત્તિ ઉપર અંકુશ આવે છે અને પરોપકારવૃત્તિ–બીજાને ઉપયોગી બનવાની વૃત્તિ જાગે છે. ગુણવાન તપસ્વી શીલવાન ઉપકારી મહાપુરુષોની સેવાથી મોટી કર્મનિર્જરા થાય છે. મહાપુરુષોની સેવા કણનું મણ આપે છે. માટે વૈયાવચ્ચ ગુણને જ્ઞાનીઓએ અપ્રતિપાતી કહ્યો છે. સેવાગુણ ગહન છે. જીવનમાં લઘુતા

આવ્યા વિના ગુણવાન પુરુષોની સેવામાં સ્વાદ આવતો નથી. ગુણવાન ઉત્તમ પુરુષોની સેવા ભક્તિ બહુમાનથી આત્મા સર્વોચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે. સામાન્ય મનુષ્ય પણ પૂજ્યપુરુષોની સેવાથી સ્વર્ગમાં પણ તેની કીર્તિ ગવાતી થઇ જાય છે. વૈયાવચ્ચી નંદીષેણ મુનિ આ સેવાગુણથી સ્વર્ગલોકમાં ગવાયા. દેવની કપરી પરીક્ષામાથી પણ હેમખેમ પસાર થઈ ગયા વૈયાવચ્ચ ઉપર ભરત બાહુબલીજીનું જીવંત દૃષ્ટાંત કયાં નથી ?

૧૦. સ્વાધ્યાય તપથી મનુષ્યના જીવનમાં પડેલી બીજાની નિંદા કરવાની કુટેવ, વિકથા, પારકી પંચાત કરવાની કુટેવો દૂર થાય છે. સ્વાધ્યાયથી વૈરાગ્ય અને જ્ઞાનની વૃદ્ધિ થાય છે. સ્વાધ્યાયથી મન વચન કાયાની એકાગ્રતા સિદ્ધ કરી શકાય છે, મનરૂપી પિશાચને વશ કરી શકાય છે. મનુષ્ય જીવનના કિંમતી સમયની બરબાદી સ્વાધ્યાયથી અટકાવી શકાય છે, મનશુદ્ધિ સ્વાધ્યાયથી સિદ્ધ કરી શકાય છે. અસમાધિથી સ્વાધ્યાય જીવને બચાવી લે છે. સ્વાધ્યાયથી ધ્યાનયોગ અને સમતાયોગ સિદ્ધ કરી શકાય છે. માટે શાસ્ત્રકારોએ કહ્યું કે 'સ્વાધ્યાય સમો તવો નત્થિ' સ્વાધ્યાય સમાન બીજો શ્રેષ્ઠ તપ નથી.

આ સ્વાધ્યાયથી સર્વ પ્રકારના તપો કરવાની પ્રેરણા મળે છે.

૧૧. ધ્યાન નામના તપથી ચિત્તની ચંચળતાને નાથી શકાય છે. ચિત્તની ચંચળતા એ એક મોટામાં મોટું દૂષણ છે.

'મન સાધ્યું તેણે સઘળું સાધ્યું' એમ જ્ઞાનીને કહેવું પડ્યું. મન સાધવા—વશ કરવા આ પવિત્ર વસ્તુનું ધ્યાન કરવું એ શ્રેષ્ઠ ઉપાય છે. ચિત્તની એકાગ્રતા એને જ્ઞાનીઓ ધ્યાન કહે છે.

કોઈપણ પવિત્ર વસ્તુમાં અંતર્મુહૂર્ત્ત સુધી ચિત્તને સ્થિર કરવું, એકાગ્ર કરવું તેને જ્ઞાનીઓ મોક્ષદાયક ધ્યાન કહે છે.

ધીરે ધીરે ધ્યાનના નિત્ય અભ્યાસથી આ ચિત્તની ચંચળતા ઓછી થાય છે અને કુવિકલ્પોનું જોર ઘટે છે.

ધ્યાન કરનારે બાહ્યતપનું શરણ લેવું ખાસ જરૂરી છે. રોજ માલમસાલા ઉડાવ્યા કરવા અને ધ્યાનની વાતો કરવી એ બેહૂદું છે.

मनोज्ञ भोजनादिसे विनाम् अनभ्यस्त चरण योगानां च ध्यानमपि अशुभमेव ।

મનોજ્ઞ—મીઠું મીઠું ખાનારનું અને ચારિત્રહીનનું ધ્યાન પણ અશુભ જ જાણવું.

ધ્યાનને ભોજન સાથે ઘનિષ્ઠ સંબંધ છે 'અમે ગમે તે ખાતા રહીએ અને ધ્યાન કરીશું' એ વાત જ્ઞાની-પુરુષો માનવા તૈયાર નથી.

શુભ ધ્યાન માટે સાદો અલ્પ પવિત્ર આહાર એ મિત્રનું કામ કરે છે.

૧૨. કાયોત્સર્ગ તપથી કાયા ઉપરનું મમત્વ ઘટે છે, શરીરની જડતા જાય છે, તિતિક્ષા ગુણની પ્રાપ્તિ થાય છે સુખ-દુઃખ, ટાઢ-તડકો, સગવડ-અગવડ વગેરે દ્વન્દ્વો ઉપર વિજય મેળવવાનું સત્ત્વ ખીલે છે.

તીર્થંકરદેવો, જિન કલ્પી મુનિઓ વગેરે આ કાયોત્સર્ગ મુદ્રાએ મોટે ભાગે રહીને જલ્દી કર્મનિર્જરા સાધે છે.

આ બારે પ્રકારનો તપ કર્મમલીન આત્માને નિર્મળ કરે છે. સકામ નિર્જરા સાધવા આ તપધર્મ એક અનિવાર્ય સાધન છે.

ભવ ભય, દુર્ગતિ ભય, દુશ્મન ભય, અકસ્માત ભય, યુદ્ધ ભય, દુષ્કાલ ભય, અતિવૃષ્ટિનો ભય, મારી મરકીનો ભય, તીડ ઉંદરનો ભય, રાજ ભય, રાક્ષસ ભય, ભૂતનો ભય, રોગ ભય વગેરે તમામ ભયોને ભગાડી મૂકનાર આ તપ રૂપી ભગવાન છે, માટે આપણે તે ભગવાનના શરણે જઈ સદા માટે ભય-મુક્ત બની ભવસાગર તરી જઇએ એ જ મંગલ કામના.

સર્વ દુઃખ નાશક સર્વ સુખ-પ્રાપક સમ્યગ્તપ પદને હું ભાવપૂર્વક વંદના કરી આ પ્રકરણ સમાપ્ત કરું છું.



# નવપદને વંદના



(૧) અનાદી કાલથી ભવવનમાં ભૂલા પડેલાને મોક્ષનગરનો સીધો માર્ગ બતાવનારા અરિહંતપદને વંદના કરૂં છું.

(૨) જન્મ મરણના દુઃખોથી ત્રાસેલા પ્રાણીઓને આશ્રય આપનારા સિદ્ધપદને વંદના કરૂં છું.

(૩) સદાચારનું સ્વયં પૂર્ણ પાલન કરનારા અને બીજા જીવોને સદાચારનું પાલન કરાવનારા આચાર્યપદને વંદના કરૂં છું.

(૪) જિનાગમોરૂપી સમુદ્રનું મંથન કરી ઉત્તમ જ્ઞાનરત્નો કાઢીને શિષ્યોને દાન દેનારા ઉપાધ્યાયપદને વંદના કરૂં છું.

(૫) મોક્ષના મુસાફરોને મુસાફરીમાં મફત સેવા આપનારા સાધુપદને વંદના કરૂં છું.

(૬) અનાદીકાલીન દુઃખદ ભવભ્રમણ ભાંગનાર સમ્યગ્દર્શન પદને વંદના કરૂં છું.

(૭) અનંત સુખમય અવિનાશી આત્માની ઓળખ કરાવનાર સમ્યગ્જ્ઞાન પદને નમસ્કાર કરૂં છું.

(૮) કર્મની ધાડને આવતી રોકનાર સમ્યગ્ચારિત્ર પદને વંદના કરૂં છું.

(૯) કર્મવનને બાળીને ખાખ કરનાર સમ્યગતપ પદને વંદના કરૂં છું.

અંતિમ નવપદ ભગવાનને ભાવપૂર્ણ હૃદયે વંદના કરીને નવપદનું લખાણ સમાપ્ત કરૂં છું.

નવપદના સ્વરૂપને તેના અચિન્ત્ય પ્રભાવને જાણીને અને નવપદની ઉપાસના કરીને ભવ્ય જીવો ભવસાગર તરી જાઓ એ જ મારા અંતઃકરણની મંગલ કામના.

સર્વસ્ય શુભં ભવતુ
જૈન શાસન જયતુ.



॥ श्री सिद्धचक्राय नमः ॥



## નવપદ ઉપાસક

# નૃપતિ શ્રીપાળની કથા

હજારો વર્ષ પુરાણી આ સત્ય કથા છે. નવપદના મહિમા ઉપરની આ વિસ્તૃત વાર્તા છે. મહાજ્ઞાની ગૌતમ ગણધર ભગવંતે રાજગૃહી નગરીમાં મગધ સમ્રાટ શ્રેણિક તથા નગરજનો સમક્ષ આ કથા કહેલી છે. જૈન જગતમાં સુપ્રસિદ્ધ અને ખૂબ જ લોકપ્રિય આ કથા છે.

માળવા નામનો દેશ હતો. ત્યાં અતિ ઉજ્જવળ મુક્તિપુરીનો પંથ બતાવતાં ગગનચુંબી દેવવિમાન જેવા સેંકડો જિન મંદિરોથી શોભતી ઉજ્જૈની નામની નગરી હતી તે નગરીનો રાજા પ્રજાપાલ હતો. ખરેખર ! જેવું નામ તેવા તેના ગુણો હતા. તેના રાજ્યમાં પ્રજા સુખી હતી. આ રાજાને બે રાણીઓ હતી. એકનું નામ સૌભાગ્યસુંદરી અને બીજીનું નામ હતું રૂપસુંદરી. રાજા આ રાણીઓ સાથે વિષયસુખનો અનુભવ કરતાં સૌભાગ્યસુંદરી રાણીએ અને રૂપસુંદરી રાણીએ એકેક સુંદર સ્વરૂપવાન પુત્રીને જન્મ આપ્યો. સૌભાગ્યસુંદરી

રાણીએ જન્મ આપ્યો તે પુત્રીનું નામ પાડયું સુરસુંદરી અને રૂપસુંદરીએ જન્મ આપ્યો તે પુત્રીનું નામ પાડયું મયણાસુંદરી. પાંચ ધાવમાતાઓથી લાલન પાલન કરાતી આ પુત્રીઓ અનુક્રમે ભણવાની વયમાં આવી એટલે સુરસુંદરીની માતા રાણીએ સુરસુંદરીને તે નગરના રહેવાસી એક મિથ્યાત્વી શિવભૂતિ નામના ઉપાધ્યાય પાસે ભણવા મૂકી અને મયણાસુંદરીને તેની માતા રૂપસુંદરીએ તે જ નગરના એક સમકિતિ સુબુદ્ધિ નામના જૈન પંડિત પાસે ભણવા મૂકી. અનુક્રમે બંને બહેનો ભણીને નિપુણ બની. મયણાસુંદરી જૈન સિદ્ધાંતોનું તલસ્પર્શી જ્ઞાન મેળવીને ખૂબ જ આસ્તિક બની છે. કર્મસિદ્ધાંત તો તેના લોહીના અણુએ અણુમાં વ્યાપી ગયેલો છે. જૈન ધર્મ ઉપર ખૂબ જ શ્રદ્ધાળુ બની ગઈ છે.

એકવાર પ્રજાપાલ રાજાને વિચાર આવે છે કે લાવ તે પુત્રીઓ કેવું ભણે છે તેની પરીક્ષા કરૂં ! એમ વિચારીને રાજસભા ભરીને બંને પુત્રીઓને રાજસભામાં બોલાવી. બન્ને પુત્રીઓ પિતા રાજાને પ્રણામ કરીને પોતાના આસન પર બેસી ગઇ છે. લોકો આતુરતાથી જોઇ રહ્યા છે કે રાજા પુત્રીઓને શું પૂછશે ! એવામાં પ્રજાપાલ રાજાએ બંને પુત્રીઓને ઉદ્દેશીને પ્રથમ પ્રશ્ન કર્યો કે હે પુત્રીઓ ! બોલો—

( ૧ ) જીવવાની નિશાની શું ?

( ૨ ) કામદેવની સ્ત્રી કયી ?

( ૩ ) કુલોમાં ઉત્તમ કુલ કયું ?

( ૪ ) કુંવારી કન્યા પરણ્યા પછી શું કરે ?

આ ચાર મારા પ્રશ્નોના જવાબ તમે એક જ વાકયથી આપો !

તુરત જ બંને પુત્રીઓએ રાજાને જવાબ આપ્યો કે ' સાસરે જાય ' આ જવાબ સાંભળીને રાજા તથા રાજ સભાસદો ખુશ ખુશ થઈ ગયા.

તુરત રાજાએ બીજો પ્રશ્ન કર્યો કે હે પુત્રીઓ ! તમે સાંભળો, ત્રણ અક્ષરનો એક શબ્દ છે તેનો પ્રથમ અક્ષર કાઢીએ તો જગતને જીવાડનારી વસ્તુ થાય છે. તેનો વચલો અક્ષર કાઢી લઈએ તો જગતના પ્રાણીઓનો નાશ કરનાર વસ્તુ થાય છે, અને તેનો છેલ્લો અક્ષર કાઢી લઈએ તો તે વસ્તુ સહુને પ્રિય છે. તો તમે કહો કે તે ત્રણ અક્ષરનો શબ્દ કયો હશે ? આ પ્રશ્નનો જવાબ તુરત જ બંને પુત્રીઓએ આપ્યો કે હે તાત ! ' કાજળ '. આ પ્રમાણેનો સત્ય જવાબ સાંભળી રાજા અને સભા ખૂબ હર્ષિત થઈ.

હવે વ્યવહારૂ પ્રશ્નો છોડીને રાજાએ ધાર્મિક પ્રશ્નો પૂછવાનું શરૂ કર્યું કે હે પુત્રીઓ ! બોલો पुण्येन किं लभइ ? પુણ્યથી શું મળે ? પિતાનો આ પ્રશ્ન સાંભળીને ઉતાવળા સ્વભાવવાળી સુરસુંદરી તરત બોલી ઉઠી કે હોંશીયારી, ધન, યૌવન, સુંદર નીરોગી શરીર અને મનપ્રિય પુરુષનો સમાગમ. મયણાસુંદરીને રાજાએ પૂછ્યું તો મયણાસુંદરીએ કહ્યું કે–વિવેક, શીલયુક્ત દેહ, મોક્ષમાર્ગનો મેળાપ પુણ્યથી મળે એમ કહ્યું. પણ મિથ્યાત્વી એવા આ રાજાને મયણાસુંદરીનો જવાબ ન ગમ્યો, સુરસુંદરીનો જવાબ ગમ્યો.

વાસ્તવિક મયણાસુંદરીનો જવાબ વ્યાજબી અને સમજપૂર્વકનો હતો પણ મિથ્યાત્વના યોગે રાજાને તેનો જવાબ વ્યાજબી ન લાગ્યો. ચતુરાઈ, ધન અને યૌવન હોવા છતાં જો જીવનમાં વિવેક ન હોય તો માનવને પતનના માર્ગે જતાં વાર લાગતી નથી. દેહ સુંદર અને નિરોગી હોય પણ શીલ વિનાનો હોય તો શું કામનો! મનપ્રિય પુરુષ પતિ તરીકે મળ્યો હોય પણ તેથી કાંઈ સ્વર્ગ કે મોક્ષ નથી મળી જતું જ્યારે મોક્ષમાર્ગ મળવાથી સ્વર્ગ અને મોક્ષનાં સુખોની પ્રાપ્તિ થાય છે.

વળી રાજાએ આગળ પ્રશ્ન પૂછ્યો કે તમને આ બધા સુખોની પ્રાપ્તિ થઇ છે તે કોની કૃપાથી (કોની મહેરબાનીથી)? સુરસુંદરી તો આ પ્રશ્ન સાંભળતાં જ પિતાને ખુશ કરવા તુરત બોલી ઉઠી કે–હે તાત! આપની કૃપાથી. રાજા સુરસુંદરીનો ઉત્તર સાંભળીને રાજીનો રેડ થઇ ગયો. પછી મયણાસુંદરીને તે પ્રશ્નનો જવાબ આપવા કહ્યું તો મયણાસુંદરીએ ધર્મસિદ્ધાંતને અનુલક્ષીને સ્પષ્ટ જવાબ આપ્યો કે હે પિતાજી! મારા શુભકર્મના યોગથી હું સુખસામગ્રી પામી છું. આ પ્રત્યુત્તરથી રાજા મયણાસુંદરી પ્રત્યે ખૂબ જ નારાજ બની ગયો. સત્ય વાત પચાવવી કાંઈ સહેલી ઓછી છે?

સુરસુંદરી ઉપર પ્રસન્ન થયેલો રાજા રાજસભા વચ્ચે જ સુરસુંદરીને કહે છે કે બોલ તને કયો વર (પતિ) પસંદ છે? સુરસુંદરી પણ શરમ લજ્જાનો ત્યાગ કરીને એકદમ બોલી

ઉઠી કે આ સામે સભામાં બેઠેલા અરિમર્દન રાજા મને પસંદ છે, તેની સાથે મને પરણાવો. તુરત જ ત્યાંને ત્યાં સુરસુંદરીનું લગ્ન અરિમર્દન રાજા સાથે ધામધૂમથી કર્યું. સુરસુંદરી મનપસંદ પતિ પામીને ખૂબ જ આનંદિત બની.

પછી રાજાએ મયણાસુંદરી સામે જોઈને પૂછ્યું કે બોલ, તને કયો વર પસંદ છે? આવો વિચિત્ર પિતાનો પ્રશ્ન સાંભળીને લજ્જા અને શરમથી મસ્તક અને મોઢું નીચું કરીને મૌન મયણાસુંદરી ઉભી રહી. ત્યારે રાજાએ ખૂબ આગ્રહથી પૂછ્યું કે જલ્દી બોલ, એટલે ગંભીર મુદ્રાએ હાથ જોડીને મયણાસુંદરી પોતાના પિતાને કહે છે કે હે પિતાજી! આપને ભરસભામાં આવું પૂછવું યોગ્ય નથી. કુલીન બાળાઓ એમ પ્રાણાંતે પણ કહેતી નથી કે મને અમુક વર જોડે પરણાવો. માટે ભાવિમાં મારા ભાગ્ય મુજબ જે પતિ મળશે તેની સાથે હું લગ્ન કરીશ. 'મારા ભાગ્ય મુજબ' આ મયણાસુંદરીના શબ્દોએ રાજાના હૃદયમાં ભારે ખળભળાટ મચાવી મૂક્યો. રાજા મયણાસુંદરી ઉપર ખૂબ જ ગુસ્સે થઈ ગયો. યુક્તિ યુક્ત વાત પણ કાંઈ બધાને ગળે ઉતરતી નથી. મિથ્યાત્વથી મોહિત મતિવાળા જીવોને ન્યાયયુક્ત વાત પણ ઝેર જેવી કડવી લાગે છે. એમ મયણાસુંદરીની ન્યાયયુક્ત–મર્યાદાયુક્ત વાત પણ રાજાને કડવી લાગી. આ બાજુ આખી સભા પણ રાજાના પક્ષમાં બેસી ગઈ મયણાસુંદરીના પક્ષમાં તેની માતા રૂપસુંદરી અને તેને ભણાવનાર જૈન પંડિત સુબુદ્ધિ માત્ર રહ્યા.

સત્યનો પક્ષ લેનારા તો જગતમાં થોડાક જ હોયને ?

ચકોર મંત્રીએ અવસર ઓળખીને રાજાને કહ્યું કે-મહારાજા ! પધારો, રયવાડીએ જવાનો સમય થઇ ગયો છે. એટલે રાજાએ તુરત જ સભાનું વિસર્જન કરીને મંત્રી અને રાજપુરુષો સાથે નગર બહાર અશ્વ ઉપર બેસીને ફરવા ગયા. રસ્તામાં સામેથી એક ૭૦૦ કોઢીયાઓનું ટોળું આવતું દેખ્યું. આ કોઢીયાઓનો ચેપ ન લાગે તેથી રાજાને માર્ગ બદલવા મંત્રીએ કહ્યું. તેવામાં ઉતાવળથી તે કોઢીયાના ટોળામાંથી એક કોઢીઓ રાજા આગળ આવીને કહે છે કે, હે રાજન્ ! અમે તો ખૂબ આશાએ આપશ્રીની પાસે આવ્યા છીએ. 'માળવાનો રાજા ખૂબ ઉદાર છે' એવી કીર્તિ સાંભળીને આપશ્રીની સેવામાં ઉપસ્થિત થયા છીએ તો અમારી એક આશા છે તે પૂર્ણ કરી તમારી કીર્તિને વિસ્તારો. રાજા પૂછે છે કે-બોલો, તમારે શું જોઇએ છે ? તો પેલો કોઢીઓ કહે છે કે-અમારા રાણાને (નેતાને) એક કન્યા દાનમાં આપો. હજુ મયણાસુંદરી ઉપરનો ગુસ્સો રાજાને ઉતર્યો ન હતો. એટલે ગુસ્સામાંને ગુસ્સામાં રાજાએ પોતાની કન્યા મયણા-સુંદરી આપવાની વાત કરી એટલે બધા કોઢીયા ખૂબ ખુશ ખુશ થઇ ગયા. જ્યાં એક સામાન્ય કાળી કુબડી કન્યાની પણ આશા ન હોય ત્યાં એકદમ સુંદર રાજકન્યા મળી જાય એટલે પછી આનંદનું તો પૂછવું જ શું ?

રાજમહેલે પાછા ફરીને રાજાએ પુનઃ મયણાસુંદરીને બોલાવીને પૂછ્યું કે બોલ ! જો હજુ પણ તું તારો કર્મનો

સિદ્ધાંત પડતો મૂકવા તૈયાર હોય તો તને બીજા સુંદર રાજકુંવર સાથે પરણાવું અને જો તું તારા કર્મસિદ્ધાંતનું ગદ્ધા પૂંછડું પકડી રાખવા માગતી હોય તો આ તારી સામે કોઢીઓ ઉભો છે તેનો હાથ પકડી પતિ બનાવી લે. મયણાસુંદરીએ સારૂં મુહૂર્ત જોઇને તુરત જ પેલા કોઢીઆનો હાથ પકડી લીધો. સાદાઈથી લગ્ન વિધિ ટૂંકે પતી ગઈ પણ આખા રાજમંદિરમાં અને આખા નગરમાં આ ભયંકર બનાવથી હાહાકાર મચી ગયો. કોઈ રાજાને નિર્દય કહે કે આવી દેવાંગના જેવી પુત્રીનો રાજાએ ભવ બગાડ્યો. તો કોઇ મયણાની માતાનો તો કોઈ મયણાના ઉપાધ્યાયનો, તો કોઈ મયણાસુંદરીનો; તો કોઈ જૈન ધર્મનો વાંક કાઢે છે. ચોરે ને ચૌટે લોકો તરેહતરેહની વાતો ઠેર ઠેર કરતા ફરે છે. લોકોના મોઢે કાંઈ ઓછાં ગરણાં બંધાય છે?

બીજું દુનિયાને વસ્તુનો પરમાર્થ ( સત્ય ) શોધવાની ક્યાં ફુરસદ છે? જેવું દેખ્યું કે સાંભળ્યુ તેના ઉપર તુરત જ પોતાનો વણમાગ્યો અભિપ્રાય આપવા દુનિયા મંડી પડે છે.

મયણાસુંદરીએ પણ સત્ય સિદ્ધાંતની રક્ષા ખાતર પોતાના સંસારસુખની લેશ માત્ર પણ પરવા કરી નહિ. લોકોત્તરની ખાતર લૌકિકનો ભોગ આપી દીધો. ધર્મ રક્ષા ખાતર પોતાના સ્વાર્થનું બલિદાન દઈ દીધુ. સાચા ધર્મીઓ અવસરે પોતાના પ્રાણની પણ પરવાહ કર્યા વિના ધર્મની જ રક્ષા કરે છે.

મયણાસુંદરીએ એક સત્ય કર્મ સિદ્ધાંતની રક્ષા ખાતર પોતાના સંસારસુખનું ખૂન થવા દીધુ, પણ સત્ય સિદ્ધાંતનું

ખૂન થવા ન દીધું. આનું નામ સાચું સમકિત, આનું નામ દ્રઢ સમકિત.

મયણાએ જો દુનિયાના માનવોના બોલવા તરફ કે પોતાના ભાવિ જીવનનાં સોનેરી સ્વપ્નાં તરફ દ્રષ્ટિ રાખી હોત તો કર્મ સિદ્ધાંતનું ખૂન થઈ ગયું હોત.

લગ્ન પછી રાજાએ આપેલા નિવાસ સ્થાને મયણા પોતાના પતિ કોઢીઆ સાથે જાય છે. રાત્રીએ એકાંતમાં આ કોઢીયો પતિ મયણાને કહે છે કે સુંદરી ! હજુ કાંઈ બગડી ગયું નથી. મારા સ્પર્શે તારી તું આ સુવર્ણવર્ણી કાયા અને યૌવન બગાડ નહિ, હજુ તને કહું છું કે તું બીજો ઇષ્ટ પતિ શોધી લે. આ સાભળતાં જ મયણા સતીએ પોતાના બે કાન ઢાંકી દીધા અને પોતાના પતિને વિનયથી કહ્યું કે ફરીથી આવા વચનો મને સંભળાવશો નહિ. સતી સ્ત્રીને જીવનમાં એકજ પતિ હોય છે. સતી સ્ત્રી મનથી પણ એકવાર એક પતિને વરી પછી પ્રાણાંતે પણ બીજા પુરુષની ઈચ્છા કદીયે કરતી નથી.

આ બાજુ મયણાના પતિની ઉદારતા અને દયા પણ અહિં કેવી સુંદર જોવા મળે છે.

સવારે સૂર્યનો ઉદય થયો એટલે મયણાસુંદરી પોતાના પતિને લઈને આદિશ્વર ભગવાનના મંદિરે ગઇ. ત્યાં જઇને દંપતિએ વીતરાગ ભગવાનની ભાવપૂર્વક સ્તુતિ કરી અને પછી ચૈત્યવંદન કર્યું. બંને ભગવાનની ભક્તિમાં એવા એકચિત્ત બની ગયા કે તેઓની ભક્તિથી પ્રસન્ન થઇને શાસન દેવતાએ

ભગવાનના ગળામાંથી ફુલહાર અને હાથમાંનું બીજોરૂં લઈને મયણાના પતિના હાથમાં મૂકી દીધું. આ બનાવથી મયણાસુંદરીએ પોતાના પતિને કહ્યું કે હે નાથ ! હવેથી આપણા ભાગ્યનો ઉદય સમજજો. દુ:ખના દહાડા ગયા સમજો–સુખનો સુરજ ઉગ્યો જાણો.

પછી મયણા પતિને લઈને ઉપાશ્રયે જાય છે. શ્રાવક–શ્રાવિકાને જેમ મંદિરે જવાનું હોય તેમ ઉપાશ્રયે પણ જવાનું હોય ને ?

ત્યાં ઉપાશ્રયમાં તે વખતે પૂજ્યપાદ મહાજ્ઞાની આચાર્યદેવ શ્રી મુનિચંદ્રસૂરીશ્વરજી મહારાજા બિરાજમાન હતા. ઉપાશ્રયમાં જઈને પ્રથમ તો વિધિપૂર્વક ગુરુમહારાજને ભાવપૂર્વક વંદન કર્યું. પચ્ચક્ખાણ લીધું, પછી ગુરુમહારાજનું પ્રેરક પ્રવચન સાંભળ્યા બાદ ગુરુ મહારાજે મયણાને પૂછ્યું કે આ પુણ્ય પુરુષ કોણ છે ? તેના જવાબમાં મયણા કહે છે કે ગુરુદેવ ! તે પુણ્યપુરુષ મારા પતિ છે પછી મયણાસુંદરી વિનયપૂર્વક ગુરુ મહારાજને કહે છે કે—ગુરુદેવ ! કોઇ એવો ઉપાય બતાવવા કૃપા કરો કે જેથી આ મારા પતિનો કોઢરોગ દૂર થાય. મને મારા સંસારસુખની તો કાંઈ પડી નથી પરંતુ આ નિમિત્તે જૈનધર્મની નગરમાં ખૂબ જ નિંદા થાય છે તેનું મને દુ:ખ છે. અજ્ઞાન લોકો બોલે છે કે જુઓ, કર્મનું ફળ કેવું મયણાને મળ્યું ? પિતા રાજાનું કહ્યું માન્યું નહિ તો જુઓ કેવા ફળ ચાખવા પડ્યા ?

આ જૈનધર્મની નિંદા મારાથી સહન થતી નથી, માટે કોઇ ઉપાય બતાવવા કૃપા કરો.

એટલે ગુરુ મહારાજે ભાવિમાં આ નરરત્ન શાસનનો મહાન ઉદ્યોત કરનારો થવાનો છે, એમ જ્ઞાનથી જાણીને એક નિરવદ્ય (નિર્દોષ) ઉપાય બતાવ્યો કે તમે આ આસો મહિનાની શાશ્વતી ઓળીમાં સિદ્ધચક્રના યંત્રની વિધિપૂર્વક પૂજા આયબિલ તપ સાથે નવ દિવસ કરો. ગુરુ મહારાજે મયણાને વિધિ પણ બતાવી પછી એક સુશ્રાવકને આ ઉત્તમ દંપતિની ભક્તિ કરવા અને પોતાને ત્યાં રાખી સિદ્ધચક્રની (નવપદની) આરાધના કરાવવા ભલામણ કરી એટલે તે સુશ્રાવક પોતાના ઘેર આ દંપતિને લઈ જાય છે અને બધી રહેવા કરવાની સુવ્યવસ્થા કરી આપે છે.

આસો મહિનાની ઓળી આવી એટલે સિદ્ધચક્રનું પૂજન શરૂ કર્યું. અનુક્રમે નવમા દિવસે સિદ્ધચક્રના પ્રભાવે આ મયણાના પતિ કોઢીયાની કાયા કંચનવર્ણી બની ગઇ. રાજ-કુંવર જેવું અદ્‌ભુત રૂપ બની ગયું. અતિ ઉગ્ર પુણ્ય કે પાપ તત્કાળ ફળ આપે છે. પૂર્ણ ભક્તિથી વિધિપૂર્વક કરેલી નવપદની આરાધના તેના આરાધકને તત્કાળ ઇચ્છિત ફળ આપે છે. મુખ્ય ફળ તો તેનું મોક્ષપ્રાપ્તિ છે.

પોતાના પતિનું આવું રાજકુંવર જેવું અદ્‌ભુત રૂપ થયું દેખી મયણાસુંદરીના આનંદનું તો પૂછવું જ શું ?

હવે શ્રીપાળકુમારની માતા કમળપ્રભા પોતાના પુત્રનો

કોઢ દૂર કરવા દવા માટે દેશપરદેશ ફરી ફરીને અત્રે આવીને પોતાના પુત્રને મળે છે. પોતાના પુત્રને પૂછે છે કે આવું અદ્‌ભુત રૂપ કેવી રીતે થયું ? કોઢ રોગ કેવી રીતે ગયો ? તો તેના જવાબમાં શ્રીપાળ કહે છે કે હે માતા ! આ પ્રભાવ આ તમારી સામે હાથ જોડીને ઉભેલી તમારી પુણ્યવંતી પુત્રવધુનો અને સર્વ સુખદાતા સિદ્ધચક્ર ભગવાનનો છે પછી શ્રીપાળ બધી વાત વિગતવાર પોતાની માતાને કરે છે. મયણા પોતાની સાસુના ચરણમાં પડી નમસ્કાર કરે છે ત્યારે કમળપ્રભા પોતાની મહાન શીલવંતી પુત્રવધુને શુભ આશિર્વાદ આપે છે.

પછી શ્રીપાળ, શ્રીપાળની માતા અને મયણા ત્રણે જણ જિનમંદિરમાં જઈ ભગવાન વીતરાગના દર્શન સ્તુતિ કરી ચૈત્યવંદન કરવા બેઠાં છે. એવામાં મયણાસુંદરીની માતા રૂપસુંદરી રાણી જે પોતાના પતિથી રીસાઇને પોતાના ભાઇ પુણ્યપાળ રાજાને ત્યાં ચાલી ગઇ હતી તે મંદિરમાં દર્શન કરવા આવી છે. ભગવાનના દર્શન કર્યા પછી ચૈત્યવંદન કરતી મયણા-સુંદરી ઉપર અચાનક દ્રષ્ટિ પડી ગઈ. બાજુમાં કોઇ રાજકુંવર જેવા સુદર પુરુષને જોઇને આ રૂપસુંદરી ખૂબ વહેમાઇ. હૃદયમાં સખ્ત આંચકો લાગ્યો કે આ મારી પુત્રીએ જરૂર નવો પતિ કર્યો લાગે છે. ક્યાં પેલો કોઢીઓ પતિ અને ક્યાં આ દેવાંશી જેવો નવજવાન ! આ પુત્રીએ મારૂ કુળ કલંકિત કર્યું, મારા પેટે પથ્થર પાક્યો, જૈન ધર્મના ગૌરવનું ખૂન કર્યું વગેરે ઘણા ઘણા કુવિકલ્પો કર્યા.

પછી પેલા ત્રણે જણાં ચૈત્યવંદન કરીને બહાર નીકળ્યાં એટલે મયણાએ પોતાની માતાને પ્રણામ કર્યાં. માતાની મુખ-મુદ્રા ઉપર ઉપસી આવેલા જે મનોભાવો તે ચતુર એવી મયણાસુંદરીએ પારખી લીધા હતા એટલે મયણા પોતાની માતાને કહે છે કે, હે બા! તમે જરાયે શંકા લાવશો નહિ, તે જ આ તમારા જમાઈ છે. સિદ્ધચક્ર ભગવાનના અચિંત્ય પ્રભાવથી આ તમારા જમાઇનો કોઢ રોગ ગયો અને આવી કંચનવર્ણી કાયા થઈ છે. માટે આનંદના સ્થાને શોક ન કરો. પછી મયણાએ પોતાની સાસુની પણ ઓળખાણ કરાવી. બંને વેવાણો ખૂબ જ હરખાણી, પેટ ભરીને બંને વેવાણોએ વાતો કરી પછી રૂપસુંદરી કમળા વેવાણને તેમનો વંશ, કુળ, દેશ વગેરે પૂછે છે ત્યારે કમળા વેવાણ રૂપસુંદરી વેવાણને કહે છે કે, સાંભળો—

ચંપાનગરી છે ત્યાં સિંહરથ રાજા મારા પતિ હતા. મારો આ શ્રીપાળ પાંચ વર્ષનો થયો ત્યારે તેના પિતા શુળના રોગથી મૃત્યુ પામ્યા મંત્રીઓએ આ મારા પુત્ર શ્રીપાળને રાજગાદી ઉપર બેસાડ્યો પણ તેના કાકા અજિતસેને કાવતરૂં કરીને લશ્કરને ફોડી નાખ્યું અને મને (રાણીને) મારા નાના પુત્ર શ્રીપાળને અને મંત્રીને મારી નખાવવા સુધીની પૂર્ણ તૈયારી કરી નાંખી પણ સારા નસીબે તે ગુપ્ત વાત પ્રગટ થઇ ગઇ એટલે રાતોરાત હું મારા પુત્ર શ્રીપાળને લઇને જીવ બચાવવા નાસી છૂટી. ભયંકર જંગલો, પહાડો વટાવતી વટાવતી જઈ રહી હતી ત્યાં રસ્તામાં એક ૭૦૦ કોઢીયાઓનું

ટોળું મળ્યું, તેમણે અમને આશ્વાસન અને આશરો આપ્યો. આ બાજુ અમારી શોધખોળ કરવા અજિતસેને સૈનિકો દોડાવ્યા તે સૈનિકો અમને શોધતા શોધતા જ્યાં અમે પેલા કોઢીયાઓના ટોળામાં હતા ત્યાં આવ્યા. પણ કોઢીયાઓએ આડુ અવળું સમજાવીને તે સૈનિકોને કાઢી મૂકયા બાળક શ્રીપાળને કોઢિયાઓના સંપર્કથી ઉંબર નામનો કોઢ રોગ લાગુ પડ્યો શ્રીપાળની પૂર્વની કાન્તિ તેજ લાવણ્ય બધું જ આ રોગરૂપી આગમાં ભરખાઈ ગયું, મને ભારે ચિંતા થઇ પડી, છેવટે હું તેને રોગમુક્ત કરવા ઔષધ મળે તો લેવા દેશ-પરદેશમાં નીકળી પડી ઘણાયે વૈદ્યો, હકીમો, માંત્રિકો, તાંત્રિકો, યોગીઓ પાસે પહોંચી પણ કર્મની જોહુકમીથી કોઈ ઔષધ પ્રાપ્ત થયું નહિ, છેવટે એક જ્ઞાની મુનિ મળ્યા અને તેઓને મારા પુત્રના સમાચાર પૂછ્યા તો તેઓએ કહ્યું કે તમે ઉજ્જેણી નગરીમાં જાવ, ત્યાં તમને તમારો પુત્ર સાવ રોગમુક્ત થયેલો મળશે એટલે હું ખૂબ જ હરખાતી હરખાતી અત્રે આવી અને મારા પુત્ર શ્રીપાળની આવી દેદીપ્યમાન નિરોગી કાયા, તમારી શીલવંતી, રૂપવંતી મયણા અને તમને જોઇને આજે મારી છાતી ગજ ગજ ફુલી રહી છે. આ છે અમારી સંક્ષિપ્ત આત્મકથા.

કમળા વેવાણના મુખથી પોતાના જમાઇનું કુળ અને ઉત્તમ વંશ વગેરે જાણીને રૂપસુંદરી પણ ખૂબ જ હર્ષવિભોર બની ગઇ બંને વેવાણો પરસ્પર ખૂબ જ સ્નેહથી ભેટી પડી માણસને જ્યારે પોતાનું ઇચ્છિત મળી જાય છે ત્યારે તે સ્વાભાવિક આનંદમાં આવી જાય છે.

પછી રૂપસુંદરી તુરત હરખાતી હરખાતી પોતાના ભાઈ પુણ્યપાળ રાજાને બધી વાત જઈને કરે છે. એટલે પુણ્યપાળ રાજા હાથીની અંબાડી ઉપર શ્રીપાળ, મયણા અને કમલપ્રભાને બેસાડીને પોતાના મહેલે સ્વાગતપૂર્વક લાવે છે, ત્યાં શ્રીપાળ અને મયણા આનંદમાં દિવસો પસાર કરી રહ્યા છે.

એવામાં એક દિવસે શ્રીપાળ અને મયણા મહેલના ઝરૂખામાં બેસી થતું નાટક જોઈ રહ્યા છે. તે વખતે પ્રજાપાળ રાજા ફરવા નીકળે છે અને ત્યાં આવે છે અને ભજવાતું નાટક જોતાં જોતાં તેની દ્રષ્ટિ પોતાની પુત્રી મયણાસુંદરી ઉપર પડે છે, તુરત પુત્રીને ઓળખી લીધી પણ સાથે બેઠેલા દિવ્ય રૂપવાન પુરુષને જોઈને મનમાં ભારે મુંઝાય છે, અનેક પ્રકારની કુશંકાઓ કરવા માંડી. મોં નિસ્તેજ બની ગયું, મોઢા ઉપર ભારે ગ્લાની છવાઈ ગઈ એવામાં પુણ્યપાલ રાજાએ પોતાના બનેવી રાજાને જોઈને તુરત બોલાવ્યા અને કહ્યું, પધારો રાજમહેલમાં. સિંહાસન ઉપર બેસાડીને બધી અથથી ઇતિ સુધીની વાત પ્રજાપાલરાજાને કરી ત્યારે પોતાની પુત્રીના ભાગ્યની પ્રશસા રાજા કરે છે જમાઇને પણ રાજા ભેટી પડે છે. પુત્રીની માફી માગે છે. પણ મયણા પિતાને કહે છે કે હે પૂજ્ય પિતાજી! તેમાં આપશ્રીનો લેશમાત્ર પણ દોષ નથી કારણ કે દરેક જીવો પોતાના પૂર્વકૃત શુભાશુભ કર્મો અનુસાર જ સુખદુઃખ પામે છે. માટે જરાયે મનમાં દુઃખ નહિ લાવતા; જે થવાનું હતુ તે થઈ ગયું. વીતેલા ભૂતકાળને યાદ કરવાથી શુ ફાયદો ?

પછી પ્રજાપાળ રાજા પોતાના જમાઇ શ્રીપાળ અને પુત્રી

મયણાને ખૂબ જ આડંબર સાથે વાજતે ગાજતે હાથી ઉપર બેસાડીને પોતાના મહેલે લઇ જાય છે ચોરે ને ચૌટે મયણાના ભાગ્યની લોકો ભૂરીભૂરી પ્રશંસા કરે છે. આખા નગરમાં જૈન ધર્મનો જય જયકાર થઈ જાય છે. પ્રજાપાલ રાજા પણ જૈન ધર્મનો તથા કર્મસિદ્ધાંતનો સ્વીકાર કરે છે. મયણાના ભાગ્યની પુનઃ પ્રશંસા કરે છે. શ્રીપાળને રહેવા અલગ મહેલ આપે છે તથા બંને દંપતિ આનંદમાં પોતાના દિવસો નિર્ગમન કરી રહ્યા છે

એવામાં એકવાર શ્રીપાળકુમાર બહાર ફરવા માટે નીકળ્યા છે ત્યાં એક છોકરી પોતાની વૃદ્ધ દાદીને કહે છે કે હે દાદી ! આ દિવ્ય પુરૂષ કોણ છે ? દાદી નાની દીકરીને કહે છે કે બેટી ! તે પુરૂષ તો આપણા રાજાના જમાઈ છે. બસ આ શબ્દો સાંભળીને શ્રીપાળને મનમાં ઘણું જ લાગી આવ્યું. સસરાના નામે પ્રસિદ્ધિ થવી તે નીતિશાસ્ત્રમાં અધમ ગણાય છે.

પોતાના નામથી પ્રસિદ્ધિ મેળવે તે ઉત્તમ.
પિતાના નામથી પ્રસિદ્ધિ મેળવે તે મધ્યમ.
સસરાના નામથી પ્રસિદ્ધિ મેળવે તે અધમ.

આ તો રાજવંશી શ્રીપાળકુમાર સસરાના નામથી થતી પોતાની પ્રસિદ્ધિ શી રીતે સહન કરી શકે ?

એટલે એક દિવસ સસરા–પ્રજાપાળ રાજાની, માતા કમલ પ્રભાની, પત્ની મયણાસુંદરીની અનુમતિ લઈ એકાકી પરદેશ જવા માટે મંગલ પ્રયાણ કરે છે.

જંગલો અને પહાડો પસાર કરતો કરતો શ્રીપાળકુમાર એક પર્વત ઉપર પહોંચ્યો. ત્યાં એક જોગી વિદ્યા સાધના કરતો હતો પણ ઉત્તર સાધકના અભાવે તે વિદ્યા તેને સિદ્ધ થતી નહોતી. પ્રભાવશાળી શ્રીપાળકુમારને જોતાં જોગીએ ઉત્તર સાધક બનવા વિનંતિ કરી એટલે શ્રીપાળકુમાર ઉત્તર સાધક બન્યો એટલે તુરત પેલી વિદ્યા સિદ્ધ થઈ ગઇ. શ્રીપાળ ઉપર પ્રસન્ન થઇને જોગીએ શ્રીપાળને બે વિદ્યાઓ આપી. એક જળ તરણી અને બીજી શસ્ત્ર સંરોહણી.

ત્યાંથી શ્રીપાળ જોગી સાથે બીજા સુવર્ણસિદ્ધિની સાધના કરતા જોગી પાસે જાય છે. ત્યાં શ્રીપાળના સાનિધ્ય માત્ર થીજ તે જોગીને સુવર્ણસિદ્ધિ થઈ ગઈ. તેથી પ્રસન્ન થઇને અધું સુવર્ણ આપવા તૈયાર થાય છે પણ નિઃસ્પૃહી એવા શ્રીપાળકુમારે તે લેવાની સ્પષ્ટ ના પાડી છતાં થોડુંક સુવર્ણ શ્રીપાળના ખેસના છેડે પરાણે બાંધી દીધું.

શ્રીપાળકુમાર ફરતાં ફરતાં ભરૂચ બંદરે આવે છે. ત્યાં કોશાબી નગરીથી આવેલા ધનાઢ્ય ધવલ શેઠનોઓચિંતો ભેટો થઈ જાય છે. ધવલશેઠ અહિ આવી ખૂબ કમાયો છે. પાંચસો વહાણો ભરી રત્નદ્વીપ જવા માટે ધવલશેઠ તૈયાર થયો છે. પણ ત્યાં અચાનક કોઇ દુષ્ટ દેવીએ તેના બધા વહાણ થભાવી દીધા છે. ઘણા પ્રયત્નો કરવા છતાં વહાણો ચાલતાં નથી. એટલે ધવલશેઠે કોઇ જયોતિષીને પૂછ્યું. જયોતિષી કહે છે કે કોઈ દુષ્ટ દેવીનું આ કામ છે. તે દેવીને ૩૨ લક્ષણા પુરુષનો બલી આપીને ખુશ કરવી પડશે એટલે ધવલશેઠ રાજસભામાં

રાજા આગળ નજરાણું લઇને જાય છે અને પોતાની વાત રજુ કરે છે. રાજા કહે છે કે જો કોઈ પરદેશી માણસ તને મળી જાય તો પકડીને દેવીને બલી આપવાની તને છૂટ છે. ધવલશેઠના ૧૦ હજાર સુભટો એવા બત્રીસ લક્ષણા પરદેશી પુરુષની શોધ માટે ચોતરફ નીકળી પડ્યા છે. એવામાં તેઓની નજરે આ શ્રીપાળકુમાર પડ્યો શ્રીપાળકુમારને સુભટો પકડે છે ત્યારે શ્રીપાળકુમાર પૂછે છે કે કેમ મને પકડો છો ? તમારે મારૂં શું કામ છે ? તો સુભટો કહે છે કે દેવીને તમારો બલી અપવાનો છે.

ત્યારે લાલચુમ આંખ કરીને શ્રીપાળકુમાર કહે છે કે અરે મૂર્ખાઓ ! બલી તો હજુ બકરીનો કે બોકડાનો હોય, પણ સિંહનો તો કદી બલી અપાયો હોય એવું સાંભળ્યું છે ? માટે જાઓ કોઈ જીવતા નહિ રહો.

ત્યાં શ્રીપાળને ધવલશેઠના સુભટો સાથે ખુનખાર યુદ્ધ થાય છે. પણ સિંહ આગળ હજારો શીયાળિયા શું કરવાના હતા ? ત્યાંના રાજાએ પોતાનું સૈન્ય આપી ધવલશેઠને મદદ કરી પણ અંતે વિજય શ્રીપાળકુમારનો થયો. હવે ધવલશેઠ ભોંઠો પડી ગયો. હવે આ પુરુષ આગળ બળથી નહિ પણ કળથી કામ લેવામાં જ મઝા છે એવું બ્રહ્મજ્ઞાન ધવલશેઠને હવે થયું. એટલે વહાણો ચાલુ કરી આપવા શ્રીપાળને ધવલશેઠ વિનવણી કરે છે શ્રીપાળ ભૂતકાળ ભૂલીને ઉપકાર કરવા તૈયાર થાય છે. નવપદના ધ્યાનથી પેલી દુષ્ટ દેવી ભાગી

ગઈ, વહાણો ચાલુ થઇ ગયા. આ કાર્ય બદલ શ્રીપાળને ૧ લાખ સોનામહોરો મળે છે ધવલશેઠ આ શ્રીપાળને પોતાની સાથે વહાણમાં રત્નદ્વીપ આવવા વિનંતી કરે છે. ત્યારે શ્રીપાળ કહે છે કે જો તું મને તારા દશ હજાર સુભટોનો પગાર મને એકલાને આપ તો તારી સાથે આવું ? ધવલે તે શરત મંજુર ન રાખી પણ રત્નદ્વીપ જોવાની દૃષ્ટિએ ધવલશેઠ સાથે વહાણમાં શ્રીપાળ બેઠા.

સડસડાટ કરતાં વહાણો રત્નદ્વીપ તરફ ગતિ કરી રહ્યા છે ત્યાં રસ્તામાં બબ્બર નામનું બંદર આવ્યું ત્યાંનો રાજા મહાબળ છે આ રાજાના અધિકારીઓ ધવલશેઠ પાસે દાણ (જકાત) લેવા આવ્યા. એટલે ધવલશેઠે દાણ આપવાની સાફ ના પાડી, એટલે ધવલશેઠના સુભટો અને રાજાના સૈનિકો વચ્ચે ખુનખાર જંગ જામ્યો. છેવટે ક્રોધાયમાન થયેલો રાજા યુદ્ધ માટે આવ્યો, ધવલશેઠના ૧૦ હજાર સુભટો આ રાજા સામે ટકી શક્યા નહિ અને ક્યાંયે ધવલ શેઠને નિરાધાર મૂકીને ભાગી ગયા. રાજાએ ક્રોધમાં ને ક્રોધમાં ધવલ શેઠને ઊંધા મસ્તકે સુરકેતાટ ઝાડ સાથે બાંધ્યો ત્યાં શ્રીપાળકુમાર તે શેઠની પાસે જાય છે. અને કહે છે કે જો હજુ તમે તમારા પાંચસો વહાણોમાંથી અર્ધા મને આપવા તૈયાર હો તો તમને છોડાવું.

ના છૂટકે શ્રીપાળની શરત ધવલ શેઠને માન્ય રાખવી પડી શ્રીપાળ ધનુષ્યનો ટંકાર કરતો રાજા સામે ગયો અને યુદ્ધ માટે પડકાર કર્યો. હજુ ધવલ શેઠના લશ્કરમાં સિંહ સામે

લડવાનુ તારે બાકી છે. શિયાળીયાંને ભગાડ્યા તેમાં તારી શું બહાદુરી ? માટે આવી જા મારી સામે યુદ્ધના મેદાનમાં ! રાજા આ શ્રીપાળકુમારની સામે યુદ્ધમાં તો ઉતર્યો પણ અંતે સખ્ત પરાજયની કાળી ટીલી કપાળે લગાડવી પડી. શ્રીપાળે રાજાને બાંધીને ધવલ શેઠને બંધનમુક્ત કર્યો. ત્યાં ધવલ શેઠ ધમધમતો રાજાને તલવાર લઇને મારવા જાય છે ત્યાં શ્રીપાળ કહે છે કે અરે શેઠ ! જોયું હવે તમારૂં પરાક્રમ ! સબુર કરો, તલવાર મ્યાન કરો

છેવટે મહાબલ રાજાને શ્રીપાલકુમાર બંધનમુક્ત કરે છે. રાજા આ શ્રીપાલકુમારનું અજોડ પરાક્રમ રૂપ કાન્તિ જોઇને પોતાના મહેલમાં પધારવા વિનંતિ કરે છે, ત્યાં શ્રીપાળની સાથે પોતાની પુત્રી મદનસેનાને ધામધૂમથી પરણાવે છે. ત્યાં થોડોક સમય પોતાની નવવધુ સાથે શ્રીપાલ આનંદમાં દિવસો પસાર કરે છે, ત્યાંથી આગળ પ્રયાણ કરતાં રાજા શ્રીપાળને ક્રોડોનું ધન, દાસ દાસીઓનો મોટો પરિવાર અને એક મોટું વહાણ સપ્રેમ આપે છે. પુણ્યશાળીને સંપત્તિઓ સ્વયવરા આવીને મળે છે પુણ્યશાળીને તેના માટે ખાસ પ્રયત્ન કરવો પડતો નથી.

બબ્બર બંદરેથી ધવલ શેઠના ૨૫૦ વહાણો અને ધવલ શેઠના ૧૦ હજાર સુભટોને પગારથી પોતે રાખી લે છે

‘ શૂરાની સેવા સૌને ગમે ’ એટલે ધવલશેઠની સેવા મૂકીને ભાગી છૂટેલા સુભટો હવે શ્રીપાળની સેવામાં જોડાઇ ગયા

હવે ખરેખર! શ્રીપાળ શ્રીપાળ જ હતો.

હવે બબ્બર બંદરેથી શ્રીપાળ આગળ પ્રયાણુ કરતો કરતો રત્નદ્વીપ પહોંચ્યો. ત્યાં રત્નસીનું નામનો પર્વત છે, ત્યાં રત્ન સંચયા નામની નગરી છે. ત્યાં કનકકેતુ વિદ્યાધર રાજા રાજ્ય કરે છે. તે રાજાને રત્નમાળા નામની પટ્ટરાણી છે અને મદનમંજુષા નામની રાજકુંવરી છે. ત્યાં આ શ્રીપાળકુમારનું મદનમંજુષા સાથે ધામધૂમથી લગ્ન થાય છે.

ત્યાંથી આગળ શ્રીપાળ પ્રયાણુ કરે છે. ધવલશેઠ વહાણુમાં શ્રીપાળની સાથે છે. ધવલશેઠ શ્રીપાળની સંપત્તિ અને આવી રૂપવતી સ્ત્રીઓ જોઈને ઈર્ષ્યાથી ભારે સળગી રહ્યો છે. યેનકેન પ્રકારેણ આ શ્રીપાળને દરિયામાં ફેંકી દઇ તેની બધી સંપત્તિ અને સુંદરીઓ મારા કબજામાં કરી લઉં! આવો ભયંકર વિચાર વ્યૂહ ગોઠવીને શ્રીપાળ પાસે હરખાતો હરખાતો આવીને તેને પોતાના પૂર્ણ વિશ્વાસમાં લે છે. બહારથી ખૂબ જ હેત બતાવે છે એવામાં દરિયામાં કાંઇક બતાવવાના બહાને શ્રીપાળને વહાણુના તટ ઉપર લઇ જઈને રાતના અંધારામાં દરિયામાં ધક્કો મારીને શ્રીપાળને ફેંકી દે છે. શ્રીપાળ દરિયામાં પડતાં જ નમો 'સિદ્ધચક્કસ્સ' બોલે છે, ત્યાં શ્રી સિદ્ધચક્ર ભગવાનના અચિન્ત્ય પ્રભાવથી એક જળચર પ્રાણી તેની વહારે ધાય છે. શ્રીપાળ આ જળચર પ્રાણીની પીઠ ઉપર સલામત બેસી જાય છે. આ જળચર પ્રાણી શ્રીપાળને કોંકણુ દેશમાં થાણા નગરી છે ત્યાં લાવીને દરિયા કિનારે મૂકી દે છે. ત્યાં નગરની બહાર નંદનવનમાં ચંપાના વૃક્ષની શીતળ છાયામાં

થાકયો-પાકયો શ્રીપાળ સુઈ જાય છે. આ થાણા નગરીનો રાજા વસ્તુપાળ રાજા છે. તેની સભામાં એક નિમિત્તિયો ભવિષ્યના ભાવોને સચોટ ભાખતો આવેલો છે. રાજાની પુત્રી મદનમંજરી યૌવન વયમાં આવેલી છે પણ તેને યોગ્ય વર મળતો નથી. તેથી રાજા નિમિત્તિઆને પોતાની પુત્રીનો વર કોણ થશે? તેની પૃચ્છા (પ્રશ્ન) કરે છે નિમિત્તિઓ રાજાને પોતાના જ્ઞાન વડે ભવિષ્યની ભીતરમાં ઊંડા ઉતરીને રાજાને કહે છે કે હે રાજન્! વૈશાખ સુદ ૧૦ના દિવસે ત્રીજા પહોરમાં નંદનવનમાં ચંપાવૃક્ષની નીચે જે પુરુષ તમને સુતેલો મળશે તે તમારી પુત્રીનો વર થશે બરાબર તે જ દિવસે તે જ ટાઇમે તે જ ચંપાવૃક્ષની નીચે સુતેલો શ્રીપાળ રાજાના સૈનીકોને મળી આવ્યો. આ પ્રભાવશાળી પુરુષને હાથ જોડીને સૈનીકો કહે છે કે આ તૈયાર અશ્વરત્ન ઉપર બેસીને રાજાના મહેલે પધારો, અમારા મહારાજા આપનું ભવ્ય આતિથ્ય કરવા તલસી રહ્યા છે. શ્રીપાળ સફાળો જાગીને જુવે છે તો પોતાની આસપાસ સૈનીકો દેખાય છે, સૈનીકોના મુખ પર સદ્ભાવની રેખાઓ જોઇને નિઃશંક બનીને અશ્વરત્ન ઉપર બેસીને શ્રીપાળ રાજાના મહેલે જાય છે. ત્યાં રાજા શ્રીપાળનું ભવ્ય સ્વાગત કરીને તે જ દિવસે રાજકુંવરી મદનમંજરીનાં શ્રીપાળ સાથે લગ્ન કરે છે. અહિં શ્રીપાળરાજાનો ખૂબ જ માનીતો થઇને રાજસભામાં રાજાની બાજુમા જ શ્રીપાળનું આસન રહે છે. એવામાં પેલો દુષ્ટ ધવલશેઠ ત્યાં રાજસભામાં ગુનેગાર તરીકે આવે છે દાણ (જકાત) ન આપતા સૈનિકોએ

તેને પકડીને રાજા પાસે હાજર કર્યો છે. ધવલશેઠ રાજાની બાજુમાં જ શ્રીપાળને બેઠેલો જોઈને ચમકયો! હાય! આ પાછો કેવી રીતે અહિં આવ્યો? જો રાજાને મારા કાળા કૃત્યની વાત કરી દેશે તો મારા તો હવે રામજ રમી જવાના છે ધવલશેઠ ધ્રૂજી રહ્યો છે શંકા-કુશંકાઓના વમળમાં તેનું મન અટવાઈ પડેલુ છે. રાજા તેને ભારે સજા ફરમાવે છે. પણ દયાળુ શ્રીપાળ વચ્ચે પડીને તે સજામાંથી ધવલશેઠને મુક્ત કરાવે છે. પણ દુષ્ટ સ્વભાવવાળો ધવલશેઠ શ્રીપાળની સૌજન્યતાનો જરાયે ખ્યાલ કર્યા વિના તેના પ્રત્યે ઈર્ષ્યાથી જલી રહ્યો છે, એટલે ત્યાં નાટક કરતા ડુમના ટોળાને લાખ સોનામહોરની લાલચ આપીને શ્રીપાળકુમાર ઉપર કલંક મૂકાવે છે. જાણે શ્રીપાળ હલકા કુળનો હોય, હલકી જાતિનો હોય એવો સ્પષ્ટ ભાસ ઉભો કરે છે. રાજાને પણ વહેમના વમળમાં નાંખી દીધો. 'રાજા, વાજાને વાંદરા'.

રાજાએ પણ ઊંડી તપાસ કર્યા વિના શ્રીપાળને મારી નાખવાની યોજના તૈયાર કરાવી દીધી. પણ આ સિંહ પરાક્રમી શ્રીપાળકુમારની આગળ રાજા ફાવ્યો નહિ યુદ્ધ થયું તો પણ રાજા હારી ગયો. છેવટે નમ્ર બનીને રાજા શ્રીપાળને તેનો વંશ કુળ વગેરે પૂછે છે, ત્યારે શ્રીપાળ કહે છે કે મારો વંશ કુળ આપે યુદ્ધના મેદાનમાં ન જોયું કે અત્યારે પૂછી રહ્યા છો! છતાં તમને મારો વંશ કુળ વગેરે જાણવાની ખૂબ ઈંતેજારી હોય તો દરિયા કિનારે વહાણમાં બેઠેલી મારી બે સ્ત્રીઓને બોલાવી પૂછીને ખાત્રી કરી શકો છો. પછી રાજા શ્રીપાળની

બે પત્નીઓને બોલાવીને બધી વાત અથથી ઈતિ સુધીની પૂછે છે. તેમાં ધવલશેઠની દુષ્ટતાની વાત પણ ખુલ્લી પડી જાય છે, એટલે રાજા ધવલશેઠ ઉપર ભયંકર કોપાયમાન થઈને તેને દેહાંત દંડની સજા ફટકારે છે. પણ શ્રીપાળની વિનંતિથી રાજા તેને છોડી મૂકે છે છતાં એક દિવસ શ્રીપાળ મહેલના સાતમા માળે પોતાની સ્ત્રીઓ સાથે રાતના સુતો છે ત્યાં આ કાળા હૃદયવાળો ધવલશેઠ તીક્ષ્ણ કટારી લઈને શ્રીપાળનું ખૂન કરવા મહેલ ઉપર ચઢે છે, પણ તેના પાપનો ઘડો હવે ભરાઈ ચૂકેલો હતો, એટલે સાતમા માળેથી તેનો પગ લપસી પડે છે અને તેની જ કટારી તેના પેટમાં પેસી જવાથી ત્યાં જ મૃત્યુનો શિકાર બનીને મરીને સાતમી નરકમાં જાય છે જીવનભર જેણે દુષ્કૃત્યો જ કર્યા છે તેનું આતિથ્ય નરકગતિ સિવાય બીજું કોણ કરે ? રૌદ્ર ધ્યાન એ નરકની મુસાફરી કરવાનો પાસપોર્ટ છે ઉપકારી એવા શ્રીપાળનુ કરપીણ ખૂન કરવાની ભાવનામાં ચડીને ધવલશેઠ મર્યો. જેવી મતિ એવી ગતિ.

આ દુઃખદ પ્રસંગ બન્યા પછી ત્યાંથી શ્વસુર રાજાની અનુમતિ લઈને હવે આગળ પ્રયાણ કરવાની જ્યાં શ્રીપાળ તૈયારી કરે છે ત્યાં રાજસભામાં એક વેપારી આવે છે અને એક કૌતુકની કહાણી કહે છે કે કુંડલપુર નામના નગરમાં મકરકેતુ નામનો રાજા છે તેને કર્પૂરતિલકા નામે પટ્ટ-રાણી છે. તેને બે પુત્રો ઉપર એક ગુણસુંદરી નામે રાજકન્યા છે. આ રાજકન્યાએ એવી પ્રતિજ્ઞા કરી છે કે 'જે મને વીણાવાદનની કળામાં જીતે તે જ મારો પતિ થાય ' ઘણા

રાજકુમારોએ તેને પરણવાની આશાએ આવીને વીણાવાદનની કળા પ્રગટ કરી પણ કોઈ હજુ સુધી તે રાજકુંવરીને વીણા વાદનમાં જીતી શકયું નથી. માટે હે શ્રીપાળકુમાર! આપ ત્યાં પધારો અને વીણાવાદનની કળામાં જીતી રાજકુમારીને વરો.

હવે આ કુંડલપુર નગર અહિંથી ૪૦૦ ગાઉ દૂર છે, જવું કેવી રીતે ? એ ચિંતામાં શ્રીપાળ છે, ત્યાં સિદ્ધચક્રનું ધ્યાન લગાવીને એક ચિત્તે શ્રીપાળ બેસી ગયો. તેના ધ્યાનના પ્રભાવે આકર્ષાઇને વિમલેશ્વર યક્ષ હાજર થાય છે અને શ્રીપાળના ગળામાં એક દિવ્ય હાર નાંખે છે. આ યક્ષ તેને તે હારનો પ્રભાવ જણાવતાં કહે છે કે હે ઉત્તમ પુરુષ! આ દિવ્ય હારના પ્રભાવથી તમે (૧) ગમે તેવું રૂપ બનાવી શકશો. (૨) આકાશ માર્ગે જઈ શકશો. (૩) ગમે તેવી કળા વગર શીખે તમને આવડી જશે. (૪) અને આ હારના સ્નાત્રજળથી ગમે તેવા શરીરના વિકારો, રોગો શમી જશે. આ પ્રમાણે હારનો પ્રભાવ વર્ણવીને યક્ષ અદૃશ્ય થઈ ગયો.

આ દિવ્ય હારની મદદથી શ્રીપાળ આકાશ માર્ગે કુંડલપુર નગરે પહોંચ્યો. કુબડાનું રૂપ કરી નગરમાં પ્રવેશ કર્યો. જ્યાં બીજા રાજકુમારો કળાચાર્ય પાસે વીણાવાદનની કળા શીખતા હતા ત્યાં આ કુબડાના રૂપે શ્રીપાળ જાય છે. ત્યાં રાજકુમારો આ આગંતુક કુબડાને જોઇને મશ્કરીમાં પૂછે છે કે હે કુબડાભાઈ! તમે અહિ શા માટે આવ્યા છો ? તો આ કુબડો કહે છે કે તમે જે હેતુથી અહિ આવ્યા છો તે જ હેતુથી હું પણ

અહિં આવ્યો છું. પછી ત્યાં રહી દેખાવ ખાતર વીણાવાદનની કળા કુબડો શીખે છે. અવસર આવ્યો ત્યારે બીજા રાજકુમારો રાજકુંવરીને વીણાવાદનમાં જીતી શકયા નહિ, ત્યારે આ કુબડાના હાથમાં વીણા આપવામાં આવી, એટલે આ કુબડાએ તો વીણાને હાથમાં લેતાં જ કહ્યું કે આ વીણામાં ખામી છે. પછી તેને સુધારીને એવું વીણાવાદન આ કુબડાએ કર્યું કે રાજકુંવરી તેની આગળ પરાજિત બની ગઈ. અને પ્રતિજ્ઞા મુજબ આ કુબડા સાથે પાણીગ્રહણ કર્યું. પછી કુબડો પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કરે છે એટલે રાજારાણી રાજકન્યા અને બધાં જ ખૂબ જ આનંદવિભોર બની અહિ નવવધૂ રાજકન્યા સાથે શ્રીપાળકુમાર આનંદમાં દિવસો પસાર કરે છે.

એવામાં એક પરદેશી મુસાફર આવીને શ્રીપાળને એક આશ્ચર્યકારી વાત કરે છે કે અહિથી ૧૨૦૦ ગાઉ દૂર કંચનપુર નામનું નગર છે. ત્યાં વજ્રસેન નામનો રાજા છે, તેને કંચનમાળા નામની રાણી છે અને આ રાજારાણીને ત્રૈલોકયસુંદરી નામની અદ્દભુત રૂપ અને લાવણ્યથી ભરપુર રાજકન્યા છે. આ રાજકન્યાનો સ્વયંવર મંડપ રચ્યો છે. અનેક રાજાઓ રાજકુમારીને પરણવાની આશાએ ત્યાં સ્વયંવર મંડપમાં ભેગા થયા છે. તેનું મુહૂર્ત અષાઢ વદ ૨નું નક્કી થયેલું છે અને તે બીજ આવતી કાલેજ છે.

શ્રીપાળ આ આનંદના સમાચાર લાવનાર પરદેશીને સારૂં ઈનામ આપે છે અને ત્યાથી હારના પ્રભાવે આકાશમાર્ગે

કુબડાનું રૂપ બનાવીને કંચનપુર જાય છે. ત્યાં નગરના દરવાજામાં પેસતાં જ દ્વારપાળ આ કુબડાને અટકાવે છે, પણ જ્યાં કુબડાએ દ્વારપાળના હાથમાં સુવર્ણ મહોરની દક્ષિણા મૂકી એટલે તુરત પ્રસન્ન થઈને કુબડાને દરવાજામાં દાખલ થવા દીધો. જ્યાં સ્વયંવર મંડપમાં દેશવિદેશના મોટા મોટા રાજાઓ ભેગા થયા છે ત્યાં જ સીધો આ કુબડાના રૂપમાં શ્રીપાળ પહોંચી જાય છે. ત્યાં આ કુબડાને જોતાંજ બધા રાજાઓ ખડખડ હસી પડે છે અને પૂછે છે કે કુબડાભાઈ! તમે અહિ કેમ આવ્યા છો? કુબડો કહે છે કે તમે જે હેતુ માટે અહિ આવ્યા છો તે જ હેતુ માટે હું પણ અહિ આવ્યો છું.

એવામાં તો સોળ શૃંગાર સજીને ત્રૈલોકયસુંદરી પોતાની સખીઓ સાથે પોતાના રૂપથી ત્રણ ભુવનને વશ કરતી સ્વયંવર મંડપમાં રૂમઝુમ કરતી આવી પહોંચી સૌ રાજાઓની આંખો આ રૂપસુંદરીના રૂપમાં અંજાઈ ગઈ છે. સૌના મનમાં આશા છે કે આ રૂપસુંદરી (ત્રૈલોકયસુંદરી) જો મને વરમાળા પહેરાવે તો બેડો પાર થઈ જાય. પણ કોઈપણ રાજાને પસંદ ન કરતાં ત્રૈલોકયસુંદરી છેવટે પેલા કુબડાની પાસે આવે છે. એવામાં સ્વયંવર મંડપના સ્તંભની પુતળીમાં પ્રવેશ કરીને વિમલેશ્વર યક્ષ પેલી પુતળીના મુખથી બોલાવરાવે છે કે હે રાજકુમારી! તું જો ચતુર હો તો આ કુબડાને વરમાળા આરોપ! વિમલેશ્વર યક્ષ કુબડાનું મૂળ સ્વરૂપ બતાવે છે. એટલે ત્રૈલોકયસુંદરી તુરત જ બધા રાજાઓના આશાના મિનારાઓને ભાંગીને આ કુબડાના ગળામાં વરમાળા આરોપે છે.

ત્યાં રાજાઓ ગુસ્સે થઈને કુબડાને મારવા આવે છે. ત્યાં પણ આ કુબ્જ રાજાએ પોતાનું એવું પરાક્રમ બતાવ્યું કે બધા રાજાઓ પોબારા ભણી ગયા. આવું અદ્ભુત પરાક્રમ જોઇને આ ત્રૈલોક્યસુંદરીનો પિતા રાજા આ કુબડા જમાઇને કહે છે હે ઉત્તમ પુરુષ! તમે તમારા પરાક્રમ ઉપરથી કોઈ રાજવંશી લાગો છો, માટે કૃપા કરીને તમે તમારૂં મૂળ સ્વરૂપ પ્રગટ કરો. ત્યાં શ્રીપાળ પોતાનું મૂળ સ્વરૂપ પ્રગટ કરે છે, ત્યાં આકાશમાંથી તેના ઉપર દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરે છે. આથી શ્રીપાળનો મહિમા ઘણો વધ્યો પછી ત્યાં વિધિપૂર્વક ધામધૂમથી ત્રૈલોકચસુંદરી સાથે શ્રીપાળનું લગ્ન થાય છે.

ત્રૈલોકચસુંદરી સાથે સંસાર સુખોમાં શ્રીપાળના દિવસો પસાર થઈ રહ્યા છે ત્યા એકવાર રાજસભામાં એક માણુસ શુભ સમાચાર લઇને આવે છે અને શ્રીપાલકુમારને કહે છે કે હે પુરુષોત્તમ! આપ સાંભળો. દલપત્તન નામનું નગર છે, ત્યાં ધરાપાલ નામનો રાજા છે, તેને ગુણુમાલા નામની રાણી છે, તેને શૃંગારસુદરી નામની અત્યંત સ્વરૂપવાન પુત્રી છે, તે રાજપુત્રીએ એવી પ્રતિજ્ઞા કરી છે કે જે પુરુષ મારી સમસ્યા પૂર્ણ કરે તેની સાથે જ 'હું લગ્ન કરીશ.' નહિતર કુંવારી રહીશ અત્યાર સુધી ઘણાયે દુનિયાભરના મોટા મોટા વિદ્વાનો પંડિતો આવી ગયા પણ હજુ સુધી કોઇ પણ રાજકુંવરીની સમસ્યા પૂર્ણ કરી શક્યું નથી માટે આપ દલપત્તનનગર પધારી રાજકુંવરીની સમસ્યા પૂરી તેના મનોરથ પૂર્ણ કરો

આ વાત સાંભળીને શ્રીપાળકુમાર તુરત વિમલેશ્વર યક્ષે

આપેલા હારના પ્રભાવથી આકાશમાર્ગે દલપત્તનનગરમાં આવીને શૃંગારસુંદરીની સમસ્યા પૂરીને તેની સાથે ધામધૂમથી લગ્ન કરે છે. ત્યાં સસરા રાજાએ આપેલા સુંદર અલગ મહેલમાં રહીને શૃંગારસુંદરી સાથે સંસારસુખમાં શ્રીપાળ દિવસો વ્યતિત કરી રહ્યો છે. એવામાં એકદા અંગભટ્ટ નામનો બ્રાહ્મણ રાજસભામાં આવીને શ્રીપાળને એક આશ્ચર્યકારી વાત કરે છે કે કોલ્લાગપુર નામે નગર છે, ત્યાં પુરંદર નામે રાજા છે, તેને વિજયા નામે રાણી છે. તે રાજા રાણીને એક જયસુંદરી નામે અદ્‌ભુત રૂપને ધારણ કરનારી પુત્રી છે, તેણે તેના રૂપથી જગત-ભરની રૂપસુંદરીઓને જીતી લીધી છે. પણ આ જયસુંદરીએ એવી પ્રતિજ્ઞા કરી છે કે જે પુરૂષ રાધાવેધ સાધે તેની સાથે જ 'હું લગ્ન કરીશ'. આ જયસુંદરીને પરણવાની આશાએ ઘણાયે રાજાઓ ત્યાં આવે છે પણ હજુ સુધી કોઈ રાજાએ રાધાવેધ સાધ્યો નથી. તો હે નરોત્તમ! આપ ત્યાં પધારી રાધાવેધ સાધીને જયસુંદરીના મનોરથ પૂર્ણ કરો એવી મારી નમ્ર વિનંતી છે.

તુરત શ્રીપાળ વિનંતિનો સ્વીકાર કરી હારના પ્રભાવથી કોલ્લાગપુર નગરે જાય છે. ત્યાં રાધાવેધ સાધીને જયસુંદરી સાથે ધામધૂમથી લગ્ન કરે છે. પુણ્યશાળીને બધું જ સારૂં મળી આવે છે સંપત્તિઓ સારા આત્માને સંગ કરવાનું પ્રથમ પસંદ કરે છે

શ્રીપાળ કોલ્લાગપુર નગરમાં જયસુંદરી સાથે થોડાક દિવસો આનંદમાં નિર્ગમન કરી રહ્યો છે એવામાં ઠાણાપુર નગરથી

શ્રીપાળના મામા શ્રીપાળને બોલાવવા ખાસ માણુસો મોકલે છે. રાજા મામાની ઈચ્છા હવે નિવૃત્તિ લઈને આત્મકલ્યાણ સાધવાની હોવાથી રાજ્ય શ્રીપાળને બોલાવીને સોંપવું તેથી મામા રાજાના ખાસ માણુસો શ્રીપાળને અહિ બોલાવવા આવેલા છે. શ્રીપાળ તુરત અહિ સસરા રાજાની રજા લઈને ઠાણાપુર નગર જાય છે. ત્યાં મામા રાજા શ્રીપાળનો ખૂબ સારો સત્કાર કરીને પોતાના રાજ્યની ધૂરા શ્રીપાળના હાથમાં સોંપે છે. જે જે રાજકન્યાઓને શ્રીપાળ પરણ્યો હતો તેઓને પણ તેડાવીને અત્રે ઠાણાપુર નગરે સાથે લાવ્યો છે.

હવે શ્રીપાળકુમારને પોતાની માતાનાં દર્શન કરવાની તીવ્ર અભિલાષા જાગે છે. વર્ષોના વ્હાણાં પરદેશમાં શ્રીપાળને વીતી ગયાં છે. સિદ્ધચક્ર ભગવાન પ્રત્યેની અનન્ય ભક્તિથી આ લોકમા પણ ખૂબ રિદ્ધિ સિદ્ધિ સાથે શ્રીપાળ આઠ રાજકન્યાઓ પામ્યો. બાકી નવપદ આરાધનાનું મુખ્ય ફળ તો મોક્ષપ્રાપ્તિ છે. આ તો નવપદરૂપી કલ્પવૃક્ષના પ્રાથમિક પુષ્પોની પરાગ છે. નવપદના સાચા આરાધકને કોઈ વાતનું દુઃખ રહેતું નથી. સર્વ વાતે સારૂં થાય છે. વિપત્તિઓ દૂર ભાગી જાય છે, સંપત્તિઓ તેની પાસે દોડતી આવે છે.

નવપદના આરાધક માટે સ્વર્ગ અને મોક્ષ પણ દૂર નથી. તો પછી ઐહિક સંપત્તિઓ મળી જાય તેમાં શું નવાઈ છે ?

નવપદનો સાચો આરાધક ઐહિક સંપત્તિઓને મહત્ત્વ નથી આપતો પણ આત્મશુદ્ધિને મહત્ત્વ આપે છે.

માતા કમળપ્રભાના પાવન દર્શન કરવાની ઉત્કંઠા સાથે ઠાણાપુર નગરથી મોટા રાજવીની અદાથી મંગલ પ્રયાણ કરે છે. સાથે લાખોનું સૈન્ય છે, અબજોની સંપત્તિઓ છે, આઠ રાજરાણીઓ છે, દાસ દાસીઓનો તો પાર નથી. લાખો અશ્વો હજારો હાથીઓ રથો છે.

શ્રેષ્ઠ હસ્તીરત્ન ઉપર પોતે આરુઢ થયેલો છે. તેની પછવાડે શ્રીપાળની સાત રાજપત્નીઓનાં આસન છે. અંગરક્ષકો ચામર વીંજી રહ્યા છે ઉપર ભવ્ય રત્નજડિત છત્ર ધારણ કરાયેલું છે. નોબતોના નાદ આકાશને ગજવી રહ્યા છે. શરણાઇઓના મધુર સ્વરો હૃદયને આનંદ આપી રહ્યા છે. ભાટ-ચારણો શ્રીપાળ રાજાની બિરૂદાવલી ગાઇ રહ્યા છે. ઉત્તમ નૃત્યાંગનાઓ નૃત્ય કરીને રાજાને રીઝવી રહી છે. રસ્તામાં કેટલાયે રાજાઓ શ્રીપાળની સામે ભેટણાં લઈ લઇને સામે આવે છે. ઠેર ઠેર રાજાઓ તરફથી શ્રીપાળનુ સુંદર સ્વાગત થઈ રહ્યું છે એમ કરતાં સોપારક નગર આગળ શ્રીપાળકુમાર આવે છે. ત્યાંનો રાજા મહસેન સામે ભેટણુ લઇને આવ્યો નહિ એટલે મંત્રીને પૂછે છે કે આ નગરનો રાજા સામે કેમ આવ્યો નથી. ખાસ દૂત દ્વારા તપાસ કરાવી તો માલુમ પડ્યું કે તે રાજાની પુત્રી તિલકસુંદરીને સર્પદંશ થયેલ છે તેથી રાજા ખૂબ જ ચિંતાતુર છે એટલે શ્રીપાળકુમાર જાતે અશ્વરત્ન ઉપર બેસીને થોડાક રાજપુરુષોને સાથે લઇને નગરમાં જાય છે. ત્યાં જઇને જુએ છે તો રાજકુમારીને મરી ગઈ જાણી રાજપુરુષો સ્મશાને લઈ જઈ રહ્યા છે. પાછળ રાજા રાણી કલ્પાંત કરી રહ્યા છે, આખું

નગર શોકમાં ડૂબી ગયેલું છે. ત્યાં શ્રીપાળકુમાર જઈને કહે છે કે મને રાજકુમારી દેખાડો હું તેને સજીવન કરૂં ! વાસ્તવમાં રાજકુમારી મરી ગઈ નહોતી પણ સર્પના ઝેરથી મુચ્છિંત થઈ ગઈ હતી. શ્રીપાળકુમારે દિવ્ય હારનું સ્નાત્રજળ છાંટીને રાજકુંવરીને સાજી કરી દીધી. અંગ મરડીને ઉભી થઇ ગઈ, ચારેકોર જોવે છે કે આ શું ? ત્યાં રાજા રાણી બધી પરિસ્થિતિથી રાજકુમારીને વાકેફ કરે છે અને કહે છે કે આ તારી સામે ઉભા તે મહાપુરુષે તને પુનર્જીવન આપ્યું છે માટે તું તે ઉત્તમ પુરુષને વર. રાજકુંવરી આવા તેજસ્વી મહાપુરુષ પોતાના પતિ તરીકે મળવાથી ખૂબ ખુશ થાય છે. પછી રાજા આ તિલકસુંદરીના લગ્ન શ્રીપાળ સાથે ધામધૂમથી કરે છે

આ તિલકસુંદરી સાથે શ્રીપાળને આઠ સ્ત્રીઓ પરદેશમાંથી મળી.

( ૧ ) મદનસેના ( ૨ ) મદનમજુષા ( ૩ ) મદનમંજરી ( ૪ ) ગુણસુંદરી ( ૫ ) ત્રૈલોક્યસુંદરી ( ૬ ) શૃંગારસુંદરી ( ૭ ) જયસુંદરી ( ૮ ) તિલકસુંદરી અને પ્રથમની પરણેલી મયણાસુદરી એમ કુલે નવ સ્ત્રીઓ શ્રીપાળકુમારને થઈ નવે સ્ત્રીઓ પાછી રાજપુત્રીઓ છે. ભાગ્યશાળીને બધુ ઊંચું જ મળે છે.

શ્રીપાળકુમાર ત્યાંથી આગળ પ્રયાણ કરે છે રસ્તામાં અનેક રાજાઓને વશ કરતો કરતો માલવદેશની ઉજજેણી નગરી નજીક આવી પહોંચે છે. શ્રીપાળનું વિશાળ લશ્કર ઉજજેણીને ઘેરીને પડ્યું છે. ઉજજેણી નરેશ પ્રજાપાલ રાજા એકાએક આ

લશ્કરના આગમનથી ભયભીત બની જાય છે. રાજાને ખબર નથી કે આ તો મારો જમાઇ શ્રીપાળકુમાર આવેલો છે અને આ તેનું જ લશ્કર છે.

રાત્રીનો પ્રથમ પ્રહર પસાર થઇ ગયો છે. બીજા પ્રહરમાં હારના પ્રભાવે આકાશમાર્ગે જ્યાં પોતાની માતા કમલપ્રભા અને પત્ની મયણાસુંદરી રહેલી છે ત્યાં આવે છે. ત્યાં જઇને જુએ છે તો મયણા અને માતા પરસ્પર વાતો કરી રહ્યાં છે. મયણા પોતાની સાસુને કહી રહી છે કે હે સાસુજી! આજે મારૂં ડાબુ નેત્ર ખૂબ ફરકે છે માટે જરૂર તમારા પુત્ર આજે હમણાં જ આવવા જોઇએ. આ વાત કાનો કાન સાંભળીને મયણાનું વચન સત્ય કરવા માટે ત્યાં શ્રીપાળ મોટેથી બોલે છે કે માતા! બારણું ખોલો માતા કહે છે કે હે પુત્રી! તારૂં અનુમાન સાચું પડયું! આ મારા પુત્ર શ્રીપાળનો જ અવાજ છે, માટે ઝટ ઉભી થા અને બારણું ખોલ. ખોલ્યું તો સામે સાચે સાચ પોતાનો પતિ શ્રીપાળ. વર્ષોના વિયોગ પછી પોતાના પ્રિયજનનો સમાગમ થાય ત્યારે જે આનંદ થાય છે તેનું વર્ણન શબ્દોમાં તો કેવી રીતે થઈ શકે? શ્રીપાળને જોઈને માતા અને મયણાના આનંદની કોઇ સીમા નથી. શ્રીપાળ માતાના ચરણોમાં પ્રણામ કરે છે માતા પુત્રને આશિર્વાદ આપે છે. મયણા પણ પતિના પગમાં પડે છે માતા સુખ-દુઃખના સમાચાર શ્રીપાળને પૂછે એ પહેલાં તો માતા તથા પત્નીને પોતાના ખભા ઉપર બેસાડીને હારના પ્રભાવે આકાશ-માર્ગે ઉડીને જ્યાં પોતાની છાવણી હતી ત્યાં આવે છે

માતા કમલપ્રભાને ઊંચા રત્નજડિત સિંહાસન ઉપર બેસાડે છે અને હાથ જોડી વિનયપૂર્વક માતાને શ્રીપાળ કહે છે કે આબધી તમે જે રિદ્ધિ સિદ્ધિ નજરે દેખો છો તે બધો પ્રભાવ શ્રી નવપદજીનો છે.

પછી શ્રીપાળ પરણીને સાથે લાવેલ મદનસેના વગેરે આઠે પત્નીઓ સાસુના પગે પડે છે પછી મયણાસુંદરીને પગે લાગે છે. સાસુએ આઠે પુત્રવધુઓને આશિષ આપી

હવે શ્રીપાળકુમાર મયણાસુંદરીને પૂછે છે કે બોલ ! તારા પિતાને કેવી રીતે અહિ બોલાવું ? તો મયણાસુંદરીએ વિચારીને કહ્યું કે તેમને ખભા ઉપર કુહાડો મૂકાવીને બોલાવો શ્રીપાળે મોકલેલો દૂત પ્રજાપાલ રાજા પાસે જઇને કહે છે કે અમારા મહારાજા તમને ખભા ઉપર કુહાડો મૂકીને ત્યાં પોતાની છાવણીમાં બોલાવે છે તો શિઘ્ર પધારો પ્રધાનની સલાહથી પ્રજાપાલ રાજા તે રીતે જાય છે સામેથી સસરા પ્રજાપાલ રાજાને આવતા જોઇને શ્રીપાળ સામો જઇને તેમના ખભા ઉપરથી કુહાડો ઉતરાવી નાંખે છે અને અલંકારો અને વસ્ત્રો પહેરાવી બેસવા માટે શ્રેષ્ઠ આસન આપે છે.

રાજા તો આ પોતાના જમાઇની રિદ્ધિ સિદ્ધિ જોઇને તાજુબ બની જાય છે. મયણાના ભાગ્યની ભુરી ભુરી પ્રશંસા કરે છે. કર્મના સિદ્ધાંતમાં ખૂબ શ્રદ્ધાવાળા બની જાય છે.

મયણાને તો બસ એટલુંજ કરાવવું હતું. ત્યાં મયણાની માતા સૌભાગ્યસુંદરી પણ ત્યાં આવી ગયાં છે. પોતાના

પરિવારને ખુશ કરવા નાટક મંડળીને નાટક ભજવવા શ્રીપાળ આદેશ આપે છે.

પણ આ નાટકની મુખ્ય નટી નૃત્ય કરવા ઉભી થતીજ નથી. ઘણો આગ્રહ કર્યો ત્યારે નીચું મુખ રાખી શરમાતી શરમાતી તેણીએ એક દુહો લલકાર્યો કે–'કીહાં માલવ દેશે જન્મ, અને કીહાં શંખપુરે પરણાવી તથા કીહાં બબ્બર દેશે વેચી અને કિહાં નાટક કરવા શીખી' આ પ્રમાણે દુહો સાંભળીને પ્રજાપાલ રાજા અને સૌભાગ્યસુંદરીને હૃદયમાં એકદમ ધ્રાસકો પડ્યો અને વિચાર કરે છે કે શું આ આપણી પુત્રી સુરસુંદરી હશે? એટલામાં તો સુરસુંદરી પોતાની માતા સૌભાગ્યસુદરીના ગળે વળગી પડીને ધ્રૂસકે ધ્રૂસકે રડી પડે છે પિતા પુત્રીને પૂછે છે કે આ બધું કેમ બન્યું? તો સુર સુદરી કહે છે કે હે પિતાજી! તમે મને પરણાવીને જમાઈ સાથે વળાવી ત્યારબાદ અમે શંખપુર નજીક આવ્યા, ત્યાં રાતના અચાનક ચોરોની ટોળીએ ધાડ પાડી તે વખતે તમારા જમાઇ તો મને નિરાધાર મૂકીને ક્યાંયે ભાગી ગયા. પછી ધન સહિત મને પકડીને નેપાળ દેશમાં એક વેપારીને ત્યાં વેચી. વેપારીએ વળી મને બબ્બર દેશમાં એક વેશ્યાને ત્યાં વેચી, ત્યાં વેશ્યાએ મને નૃત્યકળા શીખવીને નટી બનાવી, વેશ્યા પાસેથી રાજાએ મને વેચાતી લીધી. હવે જે વખતે આ મારા બનેવી શ્રીપાળકુમાર પરદેશમાં ફરતા ફરતા બબ્બર દેશમાં આવેલા ત્યાં રાજાએ પોતાની કન્યા મદનસેના શ્રીપાળકુમારને પરણાવેલી તે વખતે શ્રીપાળકુમારને રાજાએ દાયજામાં મને આપેલી

શ્રીપાળકુમારની આગળ નાટક કરતાં કરતાં વર્ષોના વ્હાણાં વહી ગયા. આજે આપણું કુટુંબ જોઇને મને ખૂબ દુઃખ ઉભરાઈ આવ્યું છે. બીજું તમે મને પરણાવી તે વખતે મારી બ્હેન મયણાનું દુઃખ જોઇને મેં મારા ભાગ્યને ગર્વ કર્યો હતો તે ગર્વે જ મને દુર્ભાગ્યની ગર્તામાં ધકેલી દીધી છે હવે સુરસુંદરી પોતાની બ્હેન મયણાસુંદરીના ભાગ્યની ખૂબ પ્રશંસા કરે છે અને ગર્વ કર્યો હતો તે બદલ ક્ષમા યાચે છે. મયણા સુરસુંદરીને ખૂબ જ આશ્વાસન આપે છે શ્રીપાળ તુરત પોતાનાં ચુનંદા સૈનિકો મોકલીને સુરસુંદરીને પતિ અરિમર્દન રાજાની શોધ કરાવીને ત્યા બોલાવીને સ્વાગત કરીને સુરસુંદરીને પાછી સોપે છે.

અરિમર્દન રાજા પણ શ્રીપાળકુમાર તથા મયણાના ભાગ્યની ખૂબ પ્રશંસા કરે છે.

સૌનો સત્કાર કરીને સૌ સૌના સ્થાને સૌને શ્રીપાળકુમાર રવાના કરી દે છે.

હવે શ્રીપાળકુમાર પિતાનું રાજ્ય અજિતસેન કાકા પાસેથી પાછું લેવા માટે પ્રથમ તો દૂત ચંપાનગરીમાં મોકલે છે દૂતનું વચન અજિતસેન રાજા ધુત્કારી કાઢે છે. શ્રીપાળકુમાર વિરાટ સેના લઇને કાકા અજિતસેન રાજા સાથે યુદ્ધ કરે છે. યુદ્ધમાં કાકા રાજાનો સખ્ત પરાજય થાય છે પણ પરાજય કરાવનાર કર્મસત્તાનો હવે સદા માટે પરાજય કરવા માટે યુદ્ધના મેદાન-ઉપર અજિતસેન રાજા પ્રવ્રજ્યા અંગીકાર કરે છે.

શ્રીપાળકુમાર મુનિ બનેલા કાકા મુનિરાજને ભાવપૂર્વક નમસ્કાર કરી ક્ષમા યાચે છે. અજિતસેન મુનિ અન્યત્ર વિહાર કરી જાય છે.

આ બાજુ શ્રીપાળકુમાર હવે ચંપાનગરીમાં ભવ્ય સ્વાગત પૂર્વક નગરપ્રવેશ કરે છે. બધા રાજાઓ ભેગા મળીને શ્રીપાળકુમારનો રાજ્યાભિષેક કરે છે. મયણાસુંદરીને પટ્ટરાણી પદે સ્થાપે છે. શ્રીપાળ સમ્રાટ હવે કોસંબી નગરીથી ધવલશેઠના પુત્ર વિમલને તેડાવીને તેને નગરશેઠની પદવી આપે છે.

શ્રીપાળ રાજા પ્રથમ મંગલ પ્રારંભમાં ભવ્ય જિનેન્દ્ર મહોત્સવ કરીને સિદ્ધચક્રની પૂજા કરાવે છે અને આખી નગરીમાં અમારી પડહ વગડાવે છે. ઠેર ઠેર ગગનચુંબી જિનમંદિરો બંધાવે છે. ધર્મસ્થાનોના નવનિર્માણ કરે છે સુપાત્ર દાન આપે છે રોજ ત્રિકાળ જિનપૂજા કરે છે. શ્રાવકધર્મનું સુંદર પાલન કરે છે. જૈન શાસનની મહાન પ્રભાવના કરી આત્મઉન્નતી સાધી રહ્યો છે ત્યાં અજિતસેન મુનિને નિર્મળ સંયમ સાધનાના પ્રભાવે અવધિજ્ઞાન ઉત્પન્ન થયેલું છે તે પુન: ચંપાનગરીના ઉદ્યાનમાં પધાર્યા છે. વનપાલક આવીને શ્રીપાળરાજાને વધામણી આપે છે કે મહારાજા ! નગરના ઉદ્યાનમાં અજિતસેન મહામુનિ પધાર્યા છે આ વાત સાંભળતાં જ શ્રીપાળ વિશાળ પરિવાર સાથે તે મહામુનિના દર્શન વંદન કરવા જાય છે. ત્રણ પ્રદક્ષિણા દઈને શ્રીપાળરાજા અજિતસેન મુનિને ભાવપૂર્વક વંદના કરે છે. વિહારના સુખશાતાના સમાચાર પૂછે છે. પછી મહામુનિ આગળ બધી

પર્ષદા વિનયપૂર્વક બેસી જાય છે. એટલે અજિતસેન મહા-મુનિ ભવ્ય દેશના ( ઉપદેશ ) આપે છે કે—હે મહાનુભાવો ! આ દુઃખપૂર્ણ સંસારમાં અનાદિ કાળથી આ જીવ સંસારની ચાર ગતિ અને ચોરાશી લાખ જીવાયોનિમાં દુઃખદ પરિ-ભ્રમણ કરી રહ્યો છે. આશાઓ અને તૃષ્ણાઓના કારણે જીવ જન્મ મરણની ચક્કીમાં પીસાઈ રહ્યો છે. વિષયાસક્ત બનીને અનેક પાપાચારો આચરી રહ્યો છે. સર્વજ્ઞધર્મ સિવાય સમૂળ દુઃખનો અંત આવે તેમ નથી. માટે સર્વજ્ઞકથિત ધર્મનું તમે મોક્ષના પવિત્ર ધ્યેયથી નિર્મળ આરાધન કરો. મનુષ્ય-જન્મ અને ધર્મ સામગ્રી મળવી દુર્લભ છે આયુષ્ય અસ્થિર છે યુવાની પાણીના પ્રવાહની માફક ચપળ ગતિથી પસાર થઇ રહી છે. શરીર રોગોનું ઘર છે. પ્રમાદ અને પ્રમદાનો જરાયે વિશ્વાસ કરવા જેવો નથી. બીજું આર્યદેશ, આર્યકુળ મનુ-ષ્યદેહ, પાંચ ઇન્દ્રિયો, દીર્ઘાયુ, આરોગ્ય સદ્ગુરુનો સમાગમ, વીતરાગ વાણી વગેરે પામીને તમે તપ, જપ, વ્રત, નિયમમાં ઉદ્યમ કરો.

પુણ્યનો સૂર્ય અસ્ત થયો નથી ત્યાં સુધી તમે ધર્મનું આરાધન કરી આત્મકલ્યાણ સાધી લો.

દરેક જીવો પોતાના પૂર્વકૃત કર્મોના શુભાશુભ ફળ ભોગવી રહ્યા છે. કરેલાં કર્મો કર્તાની પાછળ પરલોકમાં જાય છે. માટે પાપકર્મ કરતાં પહેલાં વિચાર કરવાની જરૂર છે.

આ પ્રમાણેની વૈરાગ્ય રસ ઝરતી વાણી સાંભળીને ઘણા લઘુકર્મી જીવો બોધ પામ્યા—વૈરાગ્ય પામ્યા.

દેશના પૂર્ણ થયા બાદ શ્રીપાળરાજા વિનયપૂર્વક અવધિ-જ્ઞાની મહામુનિને પૂછે છે કે પ્રભો! ફરમાવો કે હું કયા કર્મના યોગે બચપણમાં કોઢ રોગનો ભોગ બન્યો? ધવલશેઠે મને દરિયામાં કેમ ફેંકી દીધો? મારા ઉપર ડુમના ટોળાએ કલંક કેમ મૂકયું? કોઢ રોગ પુનઃ દૂર કેમ થયો? આટલી રીદ્ધિ સિદ્ધિ કેવી રીતે પામ્યો? આ બધા મનમાં રહેલા મારા પ્રશ્નોનું સામાધાન કરવા કૃપા કરો.

એટલે રાજર્ષી અજિતસેન મુનિ શ્રીપાલ રાજાને તેનો પૂર્વભવ કહે છે.

શ્રીપાળરાજાનો પૂર્વભવ :—

હે શ્રીપાળ! આ ભરતક્ષેત્રમાં હિરણ્યપુર નામનું એક નગર હતું. ત્યાં શ્રીકાન્ત નામનો એક મોટો રાજા હતો. આ શ્રીકાન્ત રાજાને શિકારનું ભયકંર વ્યસન હતું. રાણીને શિકાર ગમતો નહિ એટલે વારંવાર શિકાર ન કરવા રાજાને કહેતી પણ આ રાજા રાણીની શીખામણ કાન ઉપર ધરતો નહિ. એકવાર પોતાના સરખા વ્યસનવાળા ૭૦૦ પુરુષોને સાથે લઇને જંગલમાં શિકાર કરવા રાજા ગયેલો છે ત્યાં જંગલમાં એક મુનિ રોગથી પીડાતા કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઊભા છે. આ મુનિને જોઈને રાજા ચીડાઇને કહે છે કે આ તો રોગથી પીડાતો કોઈ કોઢીયો છે. રાજાએ આ મુનિ પ્રત્યે ખૂબ અનાદર બતાવ્યો, એટલે સાથેના ૭૦૦ દુષ્ટ પુરુષો સાધુને મારવા લાગ્યા, મુનિને ઉપસર્ગ કરીને ( કષ્ટ આપીને ) રાજા

રાજમહેલે આવ્યો, રાણી આગળ પોતાના પરાક્રમની વાત બતાવવા જતાં રાણી તરફથી ખૂબ જ ઠપકો મળ્યો.

વળી એક દિવસ રાજા શિકાર કરતાં એક હરણ પાછળ એકલો દોડ્યો જાય છે હરણ ભાગીને નદી કાંઠે રહેલી ગાઢ ઝાડીમાં સંતાઇ જાય છે, પણ અહિયા રાજા રસ્તો ભૂલીને ભૂલો પડી જાય છે ત્યાં નદીને કાંઠે એક મુનિને રાજાએ જોયા. દુષ્ટ બુદ્ધિના ધણી એવા રાજાએ નિર્દોષ એવા મુનિને ગળેથી પકડીને નદીના પાણીમાં ફેંક્યા. પાછી જરાક દયા આવવાથી પાણીમાંથી મુનિને બહાર કાઢ્યા. પછી રાજા માર્ગ શોધતો રાજમહેલે પાછો ફરે છે. મુનિને નદીના પાણીમાં ફેંકીને કરેલા બાલિશ પરાક્રમની વાત રાજા રાણીને કરે છે રાણીએ રાજાને ખૂબ જ ઠપકો આપી શિખામણ આપી કે હે સ્વામી! બીજા જીવોની હિંસા કરી હોય તે પણ દુ:ખ દેવાવાળી થાય છે. તો પછી ઋષિની હિંસા (કદર્થના) તો અનંતા જન્મો સુધી અનંતા દુ:ખો આપનારી બને તેમાં નવાઈ શું? માટે ફરીથી આવુ ઘોર કૃત્ય ન કરશો રાણીના મુખે પુન: આવું નહીં કરૂં એ પ્રમાણે રાજાએ રાણીને વચન આપ્યું, પણ 'કુતરાની પૂંછડી ભોયમા ઘાલો તોયે વાંકીને વાંકી' એ દશા રાજાની હતી.

પુન: એકવાર રાજા મહેલના ઝરૂખામાં બેઠો છે ત્યાં એક મુનિ ગોચરી (ભિક્ષા) માટે નગરમાં ફરી રહ્યા છે તે રાજાની નજરે ચઢ્યા અને રાજા પાછો ખૂબ ચીડાયો અને પોતાના માણસોને બોલાવી કહે છે કે પેલા સાધુડાને ગળેથી પકડીને નગર બહાર કાઢી મૂકો. તે સાધુડો આપણી આખી નગરી

વટલાવી રહ્યો છે. પાપીને પાપ કરતાં ક્યાં વાર લાગે છે? પછી પાપનાં ફળો ભોગવવાનો અવસર આવે છે ત્યારે જ તેને ભાન થાય છે કે મેં આવા ઘોર પાપો ક્યાં કર્યાં?

પાપ કરવામાં એક સેકંડ, તો તેના કડવા ફળો ભોગવતાં જીવને સેંકડો વર્ષો–સેંકડો યુગો પસાર થઈ જાય છે.

મુનિએ રાજાનું કે નગરીનું કાંઇ જ બગાડયું નથી છતાં દુર્જનોનો એવો દુષ્ટ સ્વભાવ જ હોય છે કે બીજાને દુખી કરવા–સુખભ્રષ્ટ કરવા.

રાણીને આ રાજાના પાપની ખબર પડી ગઈ એટલે રાજાને ખૂબ જ ઠપકો આપી કહે છે કે તમે આ પવિત્ર ત્યાગી નિર્દોષ મહા મુનની નિરર્થક કદર્થના કરીને ઘોર પાપ બાંધ્યું છે. માટે જો તમારે નરકમાં ન જવું હોય તો તે મુનિને પુનઃ સન્માનપૂર્વક બોલાવીને અન્ન, પાણી, વસ્ત્ર, પાત્રાદિથી તેમનો સત્કાર કરીને તે મુનિની હૃદયથી ક્ષમા યાચો.

રાણીના કહેવાથી રાજાને કંઈક સદ્બુદ્ધિ જાગી એટલે રાણીના કહેવા મુજબ મુનિને તેડાવીને ભાવપૂર્વક રાજા ક્ષમા માગે છે. રાણી મુનિરાજને કહે છે આ મારા પતિ રાજાએ અજ્ઞાનતામાં ઘોર પાપ કર્યું છે તો આપ તેમને પ્રાયશ્ચિત આપી પવિત્ર કરવા કૃપા કરો.

મુનિ કહે છે કે હે મહાનુભાવો! તમે બંને નવપદજીની વિધિપૂર્વક આરાધના કરો. આરાધનાથી વિરાધનાનું પાપ ધોવાઈ જશે. પછી રાજા–રાણી તપ સાથે વિધિપૂર્વક સિદ્ધચક્રનું

આરાધન કરે છે. પછી તપની પુર્ણાહુતી નિમીત્તે ભવ્ય ઉદ્યાપન (ઉજમણું) કરે છે. તે વખતે રાણીની આઠ સખીઓ આ આરાધનાની ખૂબ અનુમોદના કરી મહાન પુણ્ય બાંધે છે. પેલા ૭૦૦ રાજાના સાથીઓ પણ અનુમોદના કરી પુણ્ય બાંધે છે.

કરવું, કરાવવું, કે અનુમોદનનાં સરખા ફળો જ્ઞાનીઓ કહે છે.

બીજું હું ગત જન્મમાં સિંહ નામનો રાજા હતો. તેં હુમલો કરીને મારૂં રાજ્ય પડાવી લીધેલું તેથી આ જન્મમાં મેં તારૂં રાજ્ય પડાવી લીધેલું.

બીજું હે શ્રીપાળ! તેં ગત ભવમાં પવિત્ર મુનિને ખૂબ જ ત્રાસ દુઃખ અને આક્ષેપ વગેરે આપેલા તેથી તુ મુનિની આશાતનાથી કોઢ રોગવાળો થયો મુનિને નદીના પાણીમાં ફેંકી દીધા હતા તેથી તને ધવલશેઠે દરિયામાં ધક્કો મારી ફેંકી દીધો. તમારા ઉપર (કલંક) ખોટો આક્ષેપ આવ્યો તે પણ મુનિની આશાતનાનું ફળ જાણવું.

મુનિના ઉપદેશથી નવપદની આરાધના કરીને જે પુણ્ય તે ઉપાર્જન કરેલું તેથી તું શ્રીપાળ થયો. તારી ગત જન્મની રાણી તારામતી મરીને મયણાસુંદરી થઈ છે. પેલી ગત જન્મની તારી રાણીની આઠ સખીઓએ તમારી નવપદની આરાધનાની અનુમોદના કરેલી તેથી તે આઠે સખીઓ આ ભવમાં તારી આઠ પત્નીઓ થઇ છે.

આઠમી સ્ત્રીએ ગત જન્મમાં પોતાની શોક્યને કહેલું કે 'તને સાપ ખાય' એ અપશબ્દ બોલવાના પાપે તેને આ ભવમાં સર્પ કરડ્યો.

પ્રાણીએ કરેલાં શુભ કે અશુભ કર્મો તેને ભોગવવાં પડે છે. માટે પાપ કરતાં પહેલા મનુષ્યે વિચાર કરવાની જરૂર છે.

પેલા તારા પાપી સાથીઓએ ધર્મની અનુમોદના કરી હતી તેથી રાણા થયા પણ કરેલી મુનિની આશાતનાથી જન્મથી કોઢીયા થયા

સિંહ રાજાએ પણ તારા સાતસો સાથીઓને મારી નાંખ્યા પછી તેને પોતાના ઘોર પાપનો પ્રશ્ચાત્તાપ થવાથી ચારિત્ર લીધું. છેલ્લે એક માસનું અનશન (૧ મહિનાના લાગટ ઉપવાસ) કરીને ત્યાંથી મૃત્યુ પામીને હું અજિતસેન થયો છું. પાછલા ભવમાં તેં મારૂં રાજ્ય પડાવી લીધું હતું તેથી આ ભવે મેં તારૂં રાજ્ય પડાવી લીધેલું બીજું ગત જન્મમાં મેં ચારિત્ર લીધું હતુ. તે સયંમના સંસ્કારના કારણે આ ચાલુ જન્મમાં મને ચારિત્ર લેવાની તિવ્ર ભાવના જાગી.

ગુણ કે દોષનો કરેલો અભ્યાસ સેંકડો હજારો જન્મો સુધી તે પ્રાણીને અનુસરે છે. માટે સદ્‌ગુણનો અભ્યાસ પાડવો જોઈએ.

મને આ જન્મમાં નિર્મળ ચારિત્રનું પાલન કરતાં અવધિ-જ્ઞાન ઉત્પન્ન થયું છે. અવધિજ્ઞાનથી તારો, મારો અને તારી

રાણીઓ વગેરેનો પૂર્વ જન્મ જાણીને પ્રતિબોધ કરવાના ઉદ્દેશથી જ હું અત્રે વિહાર કરીને આવ્યો છું.

શ્રીપાળરાજા આ પ્રમાણે પોતાનો પૂર્વજન્મ સાંભળીને તેનું હૃદય વૈરાગ્યના રંગથી ખૂબ જ રંગાઇ ગયું. ધર્મનો ઉત્સાહ ખૂબ જ વધી ગયો. નવે રાણીઓ અને પેલા સાતસો કોઢીયાઓનો ( રાણાઓનો ) પણ ધર્મનો ઉત્સાહ ખૂબ વધી ગયો. બીજા નગરજનો પણ ધર્મ સન્મુખ બન્યા. આખા નગરમાં ધર્મનો જય જયકાર થઈ ગયો.

સાધુ સમાગમ શું નથી કરતો ?

સાધુ સમાગમ તો પારસમણી છે.

સાધુ સમાગમ તો સંગ માત્રનો નાશક છે.

સાધુ સમાગમ તો સદ્દગુણોની જનેતા છે.

સાધુ સમાગમ સર્વ ભાગ્યોનું ઉદ્દભવસ્થાન છે

સાધુ સમાગમ સ્વર્ગ અને મોક્ષ સાથે સમાગમ કરાવી આપે છે.

સાધુ સમાગમ સદા ફળપ્રદ છે.

સાધુ સમાગમ પાપીઓને પાવન કરનારું પવિત્ર ગંગાજળ છે.

માટે બધા કામો પડતા મૂકીને પણ સાધુ સમાગમ તો મનુષ્યે અવશ્ય કરવો.

ખાસ ફુરસદ કાઢીને, કષ્ટ વેઠીને, ધન ખર્ચીને પણ સાધુ સમાગમ તો અવશ્ય સાધવો.

સાધુ સમાગમથી તત્કાળ તો શાન્તિ મળે છે, સદ્‌વિચારો મળે છે.

શ્રીપાળ અજિતસેન મહામુનિને નમ્રભાવે હાથ જોડીને કહે છે કે હે ભગવંત! આપે અમારા અટપટા પ્રશ્નોનું સચોટ સમાધાન કરી આપીને અમારા ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. હમણાં મારી ચારિત્ર લેવાની શક્તિ નથી, તો મારાથી બની શકે એવો ધર્મ કરવા ફરમાવો. તેના જવાબમાં અજિત-સેન મુનિ કહે છે કે હે શ્રીપાળ! તારે આ જન્મમાં ચારિત્ર નથી, પણ નવપદની આરાધનાથી તું નવમા દેવલોકમાં જઈશ માટે અનન્ય ભક્તિથી, તન મન અને ધનથી એક-ચિત્તથી તું નવપદનું વિધિપૂર્વક આરાધન કરજે. બીજું તું અનુક્રમે ઉત્તમ મનુષ્યલોકનો અને ઉત્તમ સ્વર્ગલોકના સુખ-વૈભવો ભોગવીને નવમા ભવમાં તું મોક્ષમાં જઈશ.

આ પ્રમાણે પોતાનું સુખદ ભાવિ સાંભળીને શ્રીપાળ રાજા ખૂબ જ આનંદિત બને છે.

બીજું તારી આ નવે રાણીઓ અને તારી માતા કમલપ્રભા પણ મૃત્યુ પામીને નવમા દેવલોકમાં ઉત્પન્ન થશે અને અનુક્રમે નવમા ભવમાં બધાં જ મોક્ષ પામશે.

પછી અજિતસેન મુનિ ત્યાંથી અન્યત્ર વિહાર કરી જાય છે.

શ્રીપાળ રાજા વિધિપૂર્વક સારૂં મુહૂર્ત જોઇને સિદ્ધચક્રને આરાધે છે.

શ્રીપાળ રાજાને મયણાસુંદરી સાથે સંસારસુખ ભોગવતાં એક પુત્ર જન્મે છે. તેનું નામ ત્રિભુવનપાળ પાડવામાં આવે છે. બીજી આઠે રાણીઓને એક એક પુત્ર થાય છે. બધા મળીને શ્રીપાળને નવ પુત્રો હતા નવ હજાર હાથી, નવ હજાર રથ, નવ લાખ જાતિવંત ઘોડા, પાયદળ લશ્કર નવ ક્રોડનું હતું. મોટા રાજ્યનું પાલન કરતાં કરતાં નવસો વર્ષો વીતી જાય છે પછી પોતાના જેષ્ઠ પુત્ર ત્રિભુવનપાળને રાજ્યપદે સ્થાપીને શ્રીપાળ રાજા રાતદિ નવપદના ધ્યાનમાં લયલીન રહે છે.

આ રીતે નવપદના ધ્યાનમાં મૃત્યુ પામીને શ્રીપાળ રાજા નવમા દેવલોકમાં ઉત્પન્ન થઇને સ્વર્ગનાં સુખો ભોગવે છે

મયણાસુંદરી વગેરે નવે રાણીઓ તથા કમલપ્રભા માતા પણ શુભ ધ્યાનમાં મૃત્યુ પામીને નવમા દેવલોકમાં ઉત્પન્ન થાય છે.

એક સરખી આરાધના હોય તો એક સરખી ગતિ થવામાં કાંઇ નવાઇ નથી. નવપદની આરાધનાથી શ્રીપાળ મયણા વગેરે આત્મકલ્યાણ સાધી ગયા. તેઓના ગુણોની મધુર સુવાસ મૂકી ગયા તેથી શાસ્ત્રના પાને તેઓનાં નામ સુવર્ણાક્ષરે અંકિત થઇ ગયા. હજારો વર્ષોના વ્હાણા વહી ગયા છતાં લોકજીભે હજુ તેઓના ગુણોની મધુરી વીણા સાંભળવા મળે છે.

માટે ગુણનિધિ ગૌતમ ગણધર ભગવંત મગધ સમ્રાટ શ્રેણિક પ્રમુખ પર્ષદાને ઉદ્દેશીને કહે છે કે તમે પણ શ્રીપાળ અને મયણાની જેમ વિધિપૂર્વક નવપદનું આરાધન કરી નિર્વાણ-પદના અધિકારી બનો એ જ મંગલ કામના

હે વિમલેશ્વર યક્ષ ! તમે નવપદના ઉપાસકોના મનોવાંછિત પૂર્ણ કરો.

શ્રીપાળ ચરિત્ર સમાપ્ત

